# ધુપ-છાંવ!



(એક વાર્તા.)

લખનાર:—"**Echo.**"

# ડાવેજર લેડી કોપીંગટન.



(એક વાર્તા.)

લખનાર:—દીલબર.

આવૃતી પહેલી. ઇ. સ. ૧૯૨૯

કીમત રૂ. ૨.

આ પુસ્તક ફરામજી બેરામજી મોદીએ મોદી પ્રીન્ટીંગ પ્રેસમાં,
૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધે છાપ્યું છે અને
**મીસીસ મેહેરબાઈ માણેકજી દાવરે,** "વીલા ગીતા"
પેડર રૉડ, મુંબઈ મધેથી પ્રગટ કર્યું છે.

# પ્રસ્તાવના.

ભેટની ચોપડી આપવાનો રીવાજ મારે હસ્તકનાં આ લોકપ્રીય માહ-વારીએ પોતાની સફળ અને પ્રજાપ્રિય જીંદગી દરમ્યાન કદી સ્વીકાર્યો નથી કે તેમ સ્વીકારવાની અનિવાય જરૂર પણ તેને કદી પડી નથી. જે ઉંચા સ્ટેન્ડર્ડનું ધરખમ સંગીન વાંચન નવરાસ પોતાના દર અંકમાં નીય-મીત પુરૂં પાડે છે તેજ તેના લવાજમની કીંમતના પ્રમાણ તરફ જોતાં પુ-રતું, બલકે પુરતાં ઉપરાંત છે એમ આ અદના નવરાસના સર્વ ચાહકો એક અવાજે સ્વીકારે છે.

લેકીન, ગયે સાલ નવરાસની પનોતી સીલવર જ્યુબીલી ઉજવવાનુ સદભાગ્ય મને ખુશનસીબે પ્રાપ્ત થયું હતું અને એ માંગલીક પ્રસંગને તેની છાજતી ખુશબખ્તી અને ધામધુમથી ઉજવવા કાજે મેં ગાંઠનાં ગોપીંચંદ ક-રીને શેઠ જેહાંગીર મરઝબાનની એમીસાલ કલમથી લખાયલું મનહર વારતા-નું પુસ્તક "તોફાની બારકસ," ભેટમાં આપ્યું હતું. આ ફાંકડી ભેટે નવ-રાસના હજારો કદરદાન ગ્રાહકોના ચીત એકસરખાં હરી લીધાં હતાં અને પરીણામમાં એવીજ ભેટો હવે પછી હર સાલ મેળવવાનું દબાણ મારી ઉ-પર એ મારાં મહેરબાનો તરફથી જારી રાખવામાં આવ્યું હતું. મારાં કદર-દાંનોના એ માયાળુ આગ્રહભર્યાં દબાણને માન આપીને મેં આ સાલ પણ એક તેવીજ ફાંકડી ભેટની ચોપડી આપવાનું નકકી કર્યું અને તેનું પરીણામ આજે તમારા હસ્તોમાં બીરાજી રહયું છે.

નવરાસની એ નવી ભેટની વારતા જાણીતાં લેખક બ્હેન Echo એ ખાસ શ્રમ ઉઠાવીને એ પ્રસંગને માટે ખાસ લખી છે અને એ ચંચળ બ્હેનનો એ પ્રયાસ કેટલો સફલ થયો છે એ જોવાનું ને ધારી લેવાનું હું મારાં મહેરબાન વાંચક વર્ગનીજ મુનસફી ઉપર છોડું છું. બ્હેન Echo

વરસોના ઘડાયલાં એક કીસબી લેખીકા છે એટલે એ તેમની વારતા પણ અવ્વલ દરજ્જેની છે એમ થોકીથાકીને જણાવવાની હું કોઇ જરૂર જોતી નથી.

મગર એ બ્હેનની એ વ્રાર્તા "ધુપ–છાંવ" ચોપડીના કદ પ્રમાણે જોઇએ તે કરતાં નાની થવાથી મેં તાબડતોબ એક બીજી સંપુર્ણ વાર્તા જાણીતા લેખક ભાઈ "દીલબર" પાસે ખાસ લખાવી છે. 'ડાવેજર લેડી કોપીંગટન'ના લેખક એક ચાલુ વપરાતા તખલ્લુસ તળે બીરાજે છે છતાં તેમની identity મારાં ગુણ્યલ વાંચકોથી કાંઇકિ છુપી નથીજ. એ વાર્તા પણ બહુ મજાહની છે અને એ બંને લેખક મહેરબાનોનો આભાર હું અત્રે સ્વીકારૂ છું.

પણ સૌથી મોટો અને અગત્યનો આભાર તો મારે મારા જાહેરખબરી સદ્‌ગ્રહસ્થોનો માનવાનો છે. નવરાસની આ ફાંકડી ભેટ ખરેખર તો તેમના ટેકાનેજ આભારી છે. તેમનીજ સહાયથી આવું સુંદર પુસ્તક હું બહાર પાડી શકી છું. એ મહેરબાનોનો લાભ પણ હજારો હાથ લાખો ઉમંગથી વંચાતાં એ પુસ્તકથી પુશકલ સંધાશે એમાં એકે સંદેહ નથી. નવરાસ અને નવરાસની ભેટ તમામ ધંધાદારી વર્ગ માટે એક મોટું એડવરટીઝમેન્ટ મીડીયમ થઈ પડી છે; અને તેનો લાભ લેનારાઓ અવસ્ય ખાટે છે અને અમને પણ ખટાવેજ છે. ઘણું જીવો અને આબાદ થાવો, એ મારા સાચા મદદગાર રસીકો.

લી૦ દુવાગીર બ્હેન,

[illegible]

# અર્પણ.

આલીબાઈ ફરામજી મેજર

તે

હજારો હેત અને લાખો પ્રિતનાં

માહરાં વહાલાં માતાજીને

તેમની

માહરા જોગી

અનમોલી માયની મધુર માયાની યાદમાં

કરોડો હેશાનો સહીત

આ નાચીઝ પુસ્તક

અર્પણ

કરૂં

છું.

મેહેરાં માણેકજી ડાવર.



મરહુમ બાઈ આલીબાઈ ફરામજી મેજર.

# ધુપ—છાંવ!



## ઇંગ્રેજી સંસારની એક ઇતિહાસીક વાર્તા.

### પ્રકરણ ૧.

" 'Tis closing doors they hear,
at last who hear no more, no more,
"My Grief
No more!"

F. MACLEOD.

પુરાણું તે નૉરમન ચર્ચના દરવાજા પોરપખાલ ઉઘાડા હતા. તે ગંજાવર દીવાલો પર સમી સાંજના ભુરા પડછાયા ધસી આવતા પાણીના રોહ મીસાલ ઝડપથી ચઢી રહયા હતા.

પાનખર રૂતુ હતી એટલે ખરી પડતાં પાંદડાંઓ સુકકો ખખડાટ કરતાં તે સફેદ પત્થરની પગથીઓ કુદાવી છેક અંદર તક ઉડી રહયાં હતાં. એ સીવાય તે પવિત્ર સ્થળમાં સંપુર્ણ શાંતી ફેલાયલી હતી. બહાર તેમજ અંદર બીલકુલ અંધકાર હતો અને સુસવાટા મારતો પવન કોઇ આત્મીક દુન્યામાંથી આવતા દુર–દુરના અવાજ મીસાલ નિશ્વાસ નાખી રહયો હતો!

તે ચર્ચના છેક અંદરના ખુણામાં આવેલાં એક ઑલ્ટર પર એક નાહની બત્તી મુકેલી હતી. અંધારામાં અંધારી રાતે વટીક એક સજાગ્રુ ચોકીદાર પેરે તે ચેરાગ ત્યાં સદા રોશન રહેતો અને તેના ફીક્કા ઉજાશમાં તે દેવળ-

માંની એક ચોકકસ કબર આગળ એક આકાર ફસડાઇ પડેલો રોજ સાંજે ત્યાં અંધારૂ થયા પછી દેખાતો હતો.

એ કોણ હતું ?

થોડી વારમાં તે ઘોર સાથે દબાઇને પડેલો આકાર કંઇક હીલતો હોય તેમ જણાયું અને જોરથી ફુંકાતા પવનને લીધે ત્યાં એક 'વેલ' ફડફડી રહી !

ખચ્ચીત, ત્યારે તે ઠંડી ભોંય પર પછડાઇ પડેલી એક સ્ત્રીજ હોવી જોઇએ !

તે વેલ ઉડી જવાથી અંધારી જગામાં તે સફેદ પુની ચહેરો એક રૂઆ-નનોજ ભાસ કરાવતો ત્યાં બરાબર દેખાયો. તે આંખો બંધ હતી અને તે કોમળ શરીર એક પીડાતું પશુ જે કીસમે આશરો લેતું દબાય તેમજ તે ઘોર પરતાં 'મોન્યુમેન્ટ' સાથે દબાયલું હતું.

પવન વધતોજ ગયો અને તે મૃદુ પાંદડાંઓ ગોયા પોતાની પાછળ કોઇ પડયું હોય તેમ ઘણાં જોશથી ઉડવા લાગ્યાં. કેટલાંક તે વિલાપ કરતી સ્ત્રીની વેલમાં પણ ભરાઇ ગયાં !

અંતે તે કોઇ ઉઠી ઉભી થઇ અને કબર પરનો તે કોતરેલો શીગર એક ચીત્તે નિહાળવા લાગી. રાત્રીના અંધારામાં તેણીને આસપાસ સઘળું છવાઇ ગયલું માલમ પડતું હતું.

એક જોગણનાં વસ્ત્ર જેવા ઘેરા પોશાકમાં તેણી સજ થઇ હતી. તેણીનો ચહેરો બરાબર જોવા માટે ત્યાંની તે રોશની ઘણી ઝાંખી હતી પણ અંધારી કીલ તે જગ્યામાં બી તે મુખાકૃતી ઘણી પાકીજેહભરીજ જણાતી હતી. સફેદ તે ચહેરા પર કાળી મોટી ચશમો અંધારા બે ગોખલા જેવીજ લાગતી હતી. તે ચશમો કે જેમાં અસહ્ય દુઃખ અને ધાસ્તી વાંચી શકાતી હતી.

અને હાલ વર્ણવી નહિ શકાય એવી વેદનામાં તે આંખો એકી ટગરે જોઇ રહી હતી.

કબર પરના ઠંડા પત્થરની તે આકૃતી પર છેક લગોલગ વાંકી વળતાં તે બાનુ તે કોતરેલા ચહેરા પર આંગળાં ફેરવવા લાગી અને વખતો વખત

તે નાજુક આંગળીઓ થોભી જઇ ગોયા તે પત્થરમાંથી બી શ્વાસોશ્વાસ સાંભળવાની આશા રાખતી હતી !

ફીકકી, કાહેલી, દુ:ખીયારી તે નારી હતી કે જેના ધ્રુજતા હોઠો એકની એક તેજ પ્રાર્થના વારંવાર બબડયા કરતા !

અતી નીરાશાજનક કીસમે તેણીએ પોતાનો કલોક એકઠો કરી લીધો અને પછી એક હવાઇ આકાર મીસાલ બહારના અંધકારમાં અદ્રષ્ય થઈ ગઇ.

દરીયા કીનારે અથડાતાં મોજાંઓનો 'ડલ' અવાજ દુ:ખીયારાં લોકોના શોહર મુજબ તે શાંત વાતાવરણમાં પરગરો સંભળાતો હતો અને એમ રાત્રીના તે ઘોર કલાકો પસાર થતા ચાલ્યા. ચંદ્રમા ઝડપથી ઉંચ્ચે ચઢતોજ ગયો.

મધરાત થઇ અને ત્યારે તે મહાતાબની રૂપેરી રોશનીનો એક ઝરો પત્થરની સીહડીઓ વટાવી તે ચર્ચનાં બરોબર મધ્યાનમાં આવેલી તે કબર પર પડયો.

તેની પર ભુરા પત્થરનું કોતરેલું એક બાવલું હતું, સફેદ ચાંદરણામાં તે દબદબાભરી આકૃતિ એક સુતેલા યોધ્ધા જેવીજ જણાતી હતી. આહ ! તે બાવલું કે જેનાં અંતરમાં એક કરૂણારસ ખાનગી કહાણી છુપાયલી હતી ! અસલનાં જમાનાને બરનું તે એક સાદું અને ભારે મોન્યુમેન્ટ હતું છતાં એવી તો કુશળતાથી તે પ્યારો ચ્હેરો કોરેલો હતો કે એક ખરો કીસબીજ માત્ર એવો નાદર નમુનો રજુ કરી શકે.

ખચ્ચીત, તે શીલ્પશાસ્ત્રીનો આત્મા કંઇક અંશે એક કવિનો ખવાસ પણ ધરાવતો હોવો જોઇએ ! નહિ તો, કદી કદી પણ તે જડ પથરાની મુખરેખાઓમાં એ કીસમનો ઉમદા દબદબો જોઇ શકાતે નહિ.

તે યોધ્ધાના 'કલોક'ની લીટીઓ ઘણીજ રફ કોતરેલી હતી, અને તેનાં સરપર એક 'ક્રુઝેડર'ની 'હેલમટ'—ટોપી જોવાતી હતી. તેના હાથોની અદબ વાળી છાતીપર ગોઠવેલા હતા, કે જેમાંના એક હાથે તેનાં જીગરની લગોલગ

એક તલવાર પકડી હતી, ખરેજ જાણે મહોતમાં પણ તે તેનાથી છુટ્ટો નહિ પડી શકયો હતો !

ખુબસુરત, ગંભીર, શાંત અને કપાળપર દુઃખની નીશાની દાખવતો તે અદભુત ચહેરો રૂપેરી ચંદનીમાં અજબ અસરકારક લાગતો હતો ! તે બંધ આંખો અને ચપટ બીડાયલા હોઠો આ ધર્તિપરના કોઈ દુઃખી જીવનાં ખેદકારક અંતનીજ કહાણી પોતા અંદર સમાવી રહયા હતા.

હવે આસ્તે આસ્તે તે મહાતાબની રોશનીબી કમી પડતી ગઇ. ઘણીજ ઘણીજ ધીમે અને નામરજીથી જે કીસમે એક છોકરી તેના આશકના ચહેરાપરથી પોતાનાં હોઠો ખસાડે તેજ બરાબર તેજ પ્રમાણે તે ચંદ્ર આ ધર્તિથી અળગો થયો !

પ્રહર ફાટયું અને એક ઠંડો ભયંકર દિવસ શરૂ થયો !

પરોઢીયાના ભુરા ઉજાસમાં તે પવિત્ર ચર્ચ આ પૃથ્વીની સઘળી વસ્તુઓ પર સર્વોપરી જાહેર કરતું ઘણું શ્રેષ્ઠ દેખાતું હતું.

થોડીજ વારમાં તે દેવળના ખુણેખુણામાં અજવાળું ફેલાઇ ગયું અને તે ઑલ્ટર પરની નાહની રોશની ખોરશેદ યઝદનાં તેજ કીરણો આગળ દર મીનીટે વધતી અને વધતી ઝાંખી પડતી ગઈ !

એવામાં કોઈ કુંચીનો ખણખણાટ કરતું તે લાંબા "આઇલ"માં ધીમે કદમે ચાલી આવ્યું.

તે દેવળમાંનો એક ઘરડો મંક—જોગી પોતીકો રોજીંદો ફેરો મારવા ત્યાં આવતો હતો. તે ખોડંગતો ખોડંગતો ચાલતો હતો અને તેની ઉંઘરેટી આંખો હજી વીંચાઇ જયા કરતી હતી. અંધારી રાતનાં એક ધુવડ મીસાલ તે ત્યાં ભમ્યા કીધો અને એમ ફેરા મારતાં તે દેવળની દરેક જડ પદાર્થો પરની ધુળ હાથમાં રાખેલાં એક ચીથડાં વડે તે નુછતે ગયો !

પેલાં મોન્યુમેન્ટ આગળ તે અચકી ઉભો !

તે નોબલ ચહેરા પર હાથમાંનું મેલુ પોતું ફેરવવાની તે હીંમત કરી શકયો નહિં એટલા માટે તેણે પોતાની આંગળીઓ વડેજ તે ગંભીર મુખાકૃતીની દરેકેદરેક લીટી તેનાં ખુણેખુણામાંથી સાફ કરી નાખી.

તે મંક ઝાંખી નજરે તે જડ મુખડો જોઈ રહયો અને પછી કંઇ સોએકમી વખતે પોતાની દુઃખતી કમર વાળી તે પ્યારા જોધ્ધાનાં મોન્યુમેન્ટ પર કોતરેલો તે લેખ વાંચ્યોઃ

"Usque ad finem, hoc et nec ultra."

તે ઘરડા સુકકા હોઠો વાટે તે શબ્દો ફરી ફરી નીકળ્યા કરતા હતા અને પછી તે ઝાંખી પડતી આંખો દેવળની તે લાંબી ચાલનાં છેક છેડા સુધી નજર કરતાં કંઇ ભુતકાળ સંભારવા લાગી--તે ભુતકાળ કે જેના પડઘા હજી તે ઘરડા આત્મામાં વાગતા હતા.

તે મંક ભીંજાયલી આંખો સહીત અદબ વાળી તે આકૃતી સનમુખ માથું નમાવી ઉભો. આ વાર તેના મુખમાંથી તે શબ્દો ઓચીંતા તેની પોતાની માદર જબાનમાં નીકળી પડયા!

"Unto the end; this and no more."

અને ત્યારે આપણે પણ તે માનવત પુતલાં સન્મુખ શીર નમાવી બોલીશું કે,

"અંત પર્યંત; આ અને વધુ કંઈ નહિ."

એટલે શું?!

ધીરજ ધર, વ્હાલાં મીત્ર, એ હેરતભર્યા મુદ્રાલેખનો અર્થ ઉકેલવા માટેજ તો આ કીસ્સો લખાયો છે!

## પ્રકરણ ૨.

વહી ગયલા તે જમાનાની આ વાત છે કે જયારે લડવૈયાઓ લડવા માટે સદા તૈયાર રહેતા! તે દિવસો કે જે દરમ્યાન સુંદર તારૂણીઓ પોતામા

ચહાતા જુવાનોની ધજાઓ પર મગરૂરી ઉપજાવે એવા મુદ્રાલેખોનું નાદર ભરત કામ કરી શકતી હતી!

કીર્તિ અને જંગનો તે જમાનો કે જ્યારે શુસીલ કુમારીકાઓ શુરવીર જોધ્ધાઓ માટે ઉમદા રંગના પોશાકો તૈયાર કરતી કે જેઓ સહાસ કમ ખેડી કીર્તિવંત પાછા ફરનાર હતા! અસલનાં તે વહી ગયલા દીવસો, કે જે વેળા ઉંચા ઉંચા ટાવરોની બારીઓમાં ઘણાએક આતુર ચહેરા તે વ્હાલા જીવોના સુખરૂપ ઘેર પાછા ફરવાની રાહ જોતાં ડોકાવી રહેતા હતા.

એવા એક પુરાણા અને ઇતિહાસીક જમાનામાં ઘણે છેટે છેક ઉત્તરનાં ઠંડા મુલકમાં એક રાજા રાજ કરતો હતો અને તેનો દરેક હુકમ બજા લાવવા તેના ઘણાંએક વફાદાર ઉમરાવો પણ હતા!

નીઆલ તે પાદશાહનું નામ હતું અને લડાઈ તેમજ સુલેહ બંન્નેમાં તેની નામના એકસરખી મોટી હતી. અસલવારેના તેનાં પુરાણા 'કાસલ' આસપાસ ઘાડાં જંગલ ફેલાયલાં હતાં. વળી તે 'કાસલ'ની દીવાલો આસપાસ બહારથી દુશ્મનો આવી ન શકે તે માટે એક વિશાળ ખાહી ઘેરી લેવામાં આવી હતી.

તેની બાજુમાં તેના તખ્ત પર રાજકરતી એક રાણી પણ હતી, કે જેની મગરૂરી ભરી સત્તાથી તે મુલકનાં શું ગરીબ કે શ્રીમંત એકસરખાં થથરેલાં રહેતાં!

તેણી એક અજબ કીસમની ખુબસુરતી ધરાવતી હતી. પાનખર રૂતુ જેવા રાતા રંગના તેણીના બાલો અને લીલી કંજર જેવી ચમકારા ફેંકતી આંખો સાથે તે ઓરત હતી તે કરતાં વધુજ તોરબાજ લાગતી. તેણી હંમેશ ઝીણાંમાં ઝીણાં રેશમની વણાટનાં પોશાકો સજતી અને તે ભપકાદાર ફ્રોકઝ જ્યારે જમીન પર ઘસડાતાં ત્યારે જાણે એક ગુસ્સાનોજ સનસનાટ તેની અતરાફમાં ફેલાઇ રહેતો. વળી તે મગરૂર સર તાજ વિના તો કવચીતજ જણાતું! તેણીના હાથોની કાંડી એક મરદની બરોબરી કરી શકે એવી જોરેમંદ હતી

પણુ તે સફેદ બરફ જેવો ચહેરો ઘેરાયલી રાત્રીનાં ચંદ્ર સમ ગોળમગોળ હતો. તે શાહબાનુ વિષે એવું બોલાતું કે તેણીને સુલેહ કરતાં લડાઇ વધુ પ્યારી હતી અને એક મરદનાં જોમથી તે લડાઇમાં ભાગ લઇ શકતી હતી. છતાં કોઇબી તેની પર એક ઘર ધણીઆણીની ફરજમાંથી પાછી પડવાનું આળ મુકી શકતું નહિ. રાજવંશી તેણીના કમરાઓની દીવાલો પર લટકતી 'ટેપેસ્ટ્રી'ઓ પર તેજ નાજુક અણીયાલાં આંગળાંઓ વડે સુનેરી રૂપેરી તારો અને રંગબેરંગી રેશમોનુ ઉમદા ભરતકામ જોવાતું હતું અને ત્યારે તે પોતાના માનીતા નમુનાઓમાં વટીક તેણી સુલેહ અને જંગ બન્નેનો ભાસ કરાવે એવાંજ ચિત્રો પસંદ કરતી !

તે દેશને તેણી તરફથી ત્રણુ બેટીઓ અને એક બેટાની નવાજેશ થઇ હતી. તે બેટો તે માતાની આંખોની કીકીજ હતી જ્યારે તેથી ઉલટુંજ તે ત્રણે છોકરીઓ તે માતાના પગલાંના અવાજથી વટીક થથરેલી જોવાતી હતી, એટલી બધી તે બાપડીઓ તે માતાનાં વ્હાલથી બેનસીબ ઉધરવા પામી હતી !

તે અસલવારેનો મોટા પત્થરોનો કુશાદે હોલ એક રાતે ભભુકદાર મશાલોની રોશનીમાં બધો ઝળકી રહયો હતો !

તે રાતે કીંગ નીઆલ અને કવીન ડેના તરફથી પોતાના ખાસ નાઇટોને એક મેજબાની આપવામાં આવી હતી. ત્યાં હાજર રહેલા તે દરેક નાઇટને મન કવીન ડેના મહાસાગર પણુ ફુંકાતા ઠંડા પવન જેવીજ હતી કે જેની લહેકી તે યોધ્ધાઓની કોઇ વાર સુસ્ત પડેલી લડાયક શકિતઓને એકદમ સજાગ્રુ કરવાની શકિત ધરાવતી હતી.

તે મોટી 'સ્ટેટલી' ટેબલ પરનો એકઠો થયલો જમેલો તે રાતે ઘણો ખુશાલ અને નફકરો જણુાતો હતો ! ભભુકદાર રોશનીમાં તે સઘળાંએ પહેરેલાં જર ઝરીયાન અજબ ઝળકાટ મારી રહયાં હતાં ! હાસ્યનો નાદ એક મોટા ચંગ મીસાલ વાગી રહયો હતો અને એકથી બીજે મહોડે કહાણી કીસ્સાઓનો ગણુગણુાટ ફેલાઇ રહયો હતો !

એકાએક તેઓનું હસવું ઉડી ગયું અને વાતચીતનો સાહદ ધીમો પડી ગયો!

બરોબર મધ્યાનમાં એક ઉંચા આસાન પર રાજાની બાજુમાં બેઠેલી તેઓની તે શાહબાનુ કંઇ બોલવા ચાહતી હોય તે ફીસમે સહેજ ટીંગાઇ રહી હતી. એ વેળા તે પોતાની સુંદર હડપચી હથેલીમાં ટેકાવી બેઠી હતી કે જ્યારે તે ચશમો ચાલતી એક તલવાર જેવાજ ચમકારા ફેંકી રહી હતી.

"મેં એક જણુ માટે સમજ્યું છ," રણસીંગડાં જેવા ખુલ્લા અને પરગરા અવાજે તે શાહબાનુએ શરૂ કર્યું, "કે તે એક છુટી ગયલા ઘોડા મીસાલ આપણા 'કાસલ'થી દુર નહાસ્તો ફરેછ, તેને માટે કહેવાય છે કે અમારે સુફરે ખાણુ લેનારાઓમાંના સર્વે કરતાં તે સફેદ અને સોહામણો છે. 'ઇલડેરીમ' તે કહેવાય છે કે જેનો અર્થ "સુર્યમાંથી ઉત્પન્ન થયલો" એવો થઇ શકે છે અને તેની ખુબસુરતી પણ તેજ પ્રકારની છે! તે સ્વભાવે ઘણો ધાંધલ ધરપચીઓ અને હુલ્લડ છે. અમારા મુલકમાં તેજ એખલો એવો છે કે જે પોતાનાં શાહ અને માલીકને નમતો નથી. અને એ વિચાર મને બહુ સાલે છે! તો હું તમોને પુછીશ, મારા બહાદુર નાઇટઝ, કે આ મારી ટેબલ પર શું એકે એવો નથી કે જે તે તુફાની બારકસને અમારા પગોપર નમનો કરી શકે? અને તે કયાં રહેછ તેનીબી કોઇને ખબર છે? અહીં હાજર રહેલાઓમાંનો કોઇ પણ તેને વિષેની કંઇ ખબર મને આપી શકશે?"

તેઓ સઘળાજ તેનો ઉત્તર દેવા આતુર જણાયા! કેટલાક તો પોતાની બેઠક પરથી ખડાબી થઇ ગયા અને વળી ગડબડ એટલી વધી પડી કે કોઇનો એક બોલ સ્પષ્ટ સંભળાયો નહિ!

કીંગ નીઆલે પોતાની તલવારની અણી ભોંય પર ઠોકી કે તે સઘળા ખામોશ બની ગયા!

"કવીન ડેના અમારા વફાદાર ઉમરાવોને જે પુછે છે તેનો જવાબ ફકત થોડા લફ્ઝમાં આપી શકાય ને—નહિ કે, આવાં કીલ્યાન અને ઘોંઘાટમાં!" તે શાહે નરમાશથી સમજાવ્યું. અતી ઉંચો અને દમામદાર તે તેઓનો રાજા

હતો. વળી તે પોતાનો ટેક જાળવી રાખવા ઉપરાંત ખવાસે બહુજ માયાળુ અને પોતાની રૈયત તરફ મહોબ્બતવંતો પણ હતો.

"અમારા જજમાનોમાંના સૌથી વડા અને માનવંતા સર ડોનાગન, તું કંઇ આય ઇલડેરીમ માટે જાણેછ?" તેઓ સઘળાં ચુપ થયા બાદ કીંગ નીઆલે ત્યાં હાજર રહેલાઓમાંના સૌથી વડા સર નાઇટને સવાલ કર્યો.

તે સર ડોનાગન એક પુખ્ત ઉમરે પુગેલો, પાકેલા બાલ સાથનો, એક શુરવીર સીપાહ હતો. પોતાના માલીકે કીધેલા સવાલનો જવાબ તેણે એક ઍસફુલ નમન સાથે નીચે મુજબ આપ્યો.

"મેં તો કંઇ સારૂં સમજ્યું નથી, ખુદાવંદ! એ ગર્વી, બીજાજી, ભોંયમાંથી ફુટતો પોર્યો; કોણ જાણે કયાંથી આવ્યોછ તે વટીક કોઇ જાણતું નથી! પણ એ શહેતાન્યત ખસલત ધરાવતો દુકતો કંઇ એમજ સમજતો લાગેછ કે દુન્યા તો બધી તેની મઝાહને માટેજ બનેલી છે અને તેના શસ્ત્રો ફકત કાપાકાપી કરવા અને આફતાબની રોશનીમાં ચમકાવાજ ફકત બનાવેલાં છે અને જાણે અસ્પો તો તેનેજ ખાસ પારકાના મુલકનાં જંગલો ખુંદાવી મારવા શહેતાન તરફથી મળેલા છે! આપણા દેશમાં તેનો દોર ઘણો વધી ગયો છે અને એ ઘણું અગત્યનું છે, માનવંત શાહ, કે એ શખ્સને કોઇએ જેર કરવોજ. જોઇએ!"

"મને લાગેછ, સર ડોનાગન, કે તારી જૈફ થતી ઉમરને લીધે એવા એક નાદાન છોકરા માટે તું સારૂં તો ધારી શકેજ નહિ!" કીંગ નીઆલ એક માયાળુ હસવું હસતાં બોલ્યો અને પછી કોઇ બીજા તરફ ફરી ઉમેર્યું, "અને અમો તેથી અમારા રાજકવિ સર સ્યુમાસનું એ વિષે મત લઇશું. તે આ સુર્યવંશી માટે શું ધારે છે?"

સર સ્યુમાસ ઉભો થયો. બ્લુ ઝબ્બામાં સજ થયલો તે પાતલો, ઉંચો પોએટ લોરીએટ સર્વેનો માનીતો હતો અને તે કોઇ ઇલડેરીમ વિષે તે કવિનું મત સાંભળવા સર્વ કોઇ ઉંચે દમે બેઠાં.

"ઇલડેરીમનો અર્થ 'સુર્યમાંથી ઉત્પન્ન થયલો' એમ ખચ્ચીતજ છે," સર સ્યુમાસે શરૂ કર્યું, "અને ખચ્ચીત એ મસ્તાન છોકરાના બાલોમાં ગોયા સોનેરી કીરણો નાચી રહે છે! અહિં હાજર રહેલાં સર્વે કરતાં તે ઘણો ઘણો વધારે ગોરો અને ખુબસુરત છે. એનામાં કોઇ એક એવી અણુદીઠ શક્તી છે કે જે વડે તે પશુ પક્ષીઓ અને વસંતના વાયુને વટીક પોતાનાં કાબુમાં રાખી શકે છે અને તેના નાચતાં કુદતાં પગલાં જ્યાં બી પડેછે ત્યાં ફુલો વધારેજ ખીલતાં જોવાય છે. તે પોતાનાં બુલંદ સીતારામાં ઘણું માનતો હોય એવુંજ તેનું હસવાનું બી સદા આનંદી અને નક્કરૂં સંભળાય છે. મેં પોતે એને એક ધાડાં પાઇનનાં જંગલમાંથી પસાર થતો જોયો છે, અને ત્યારે ખુદ આફતાબ વાદળાંમાંથી ઉતરી તે જંગલમાં ફરતો હોય એવોજ તે લાગતો હતો. તેનાં સુરીલાં ગળાંમાંથી હંમેશ જો કે લુટારૂઓનાંજ ઝનુની ગાયનો સંભળાય છે છતાં કોઇ બુલબુલ બી તેની બરોબરી કરી શકતું નથી એવો એનો મધુર રાગ છે! તેની સાથે યુધ્ધ કરવા માટે દરેક શાહ આતુર રહેવોજ જોઇએ પણ તેમ તે કદી કોઇથી મરી બી શકે નહિ એવોજ છે! ખચ્ચીત! એવા એકને મારવા પહેલાં હું તો મારી તલવારના બે ટુકડાજ કરી નાખું! પણ પરમાત્માએ એને તો એવો બનાવ્યોછ કે ખુદ જમદેવ વટીક ખુદરતનાં એ પ્યારાં આનંદી પખેરાંનો નાશ કરતાં લજવાઇ જાય. ઇલડેરીમ આ ધર્તિ પરનાં કોઇપણુ બંધન કે અંકોશ વીનાના આનંદ અને ખુશાલીનું એક સ્વરૂપ માત્ર છે!"

"ખચ્ચીત એવી એક નવીન નવાઇ આપણી દરબારની બહાર રહેવીજ નહિ જોઇએ!" સઘળાં તે કવિનું વર્ણન સાંભળી રહયાં હતાં તેવામાં શાહબાનુ પોતાની ચમકતી આંખો અડધી બંધ કરી કંઇક ઠઠ્ઠાથી હસતાં બોલી, "જો તે ખરેખરજ એટલો બધો ખુબસુરત અને શસ્ત્રવિદ્યામાં કુશળ હોય તો તે પોતાની સુંદરતા અને શુરવીરપણું તેના રાજાની સેવામાં કાં નહિ અર્પણ કરે? તેનાથી વધુ બહેતર બીજું હોયજ શું અને થઇજ શું શકે? અમારો નમ્ર કવિ અને ગવૈયો કોઈ રીતે તેને અહિં આકર્ષી નહિ શકે?"

"આહ ! ખુદા તે દિવસ મને બતાવે," સર સ્યુમાસે કહ્યું, "તો હું એવું તો એક ઉમદા ગાયન રચું અને એવી એક કવેત રજુ કરૂં કે—"

"બસ બસ, સર સ્યુમાસ !" અધીરતાથી પગ ઠોકતાં તે ગુસ્સાબાજ રાણી તેને અટકાવતાં બોલી, "અમુને તમારા ખાલી બકવા સાથે કંઇ કામ નથી. ગાયન અને કવિતાનાં તમારાં બાકાં ફુકાતાં સાંભળવાનો અમને અવકાશ નથી. અમો તેથી અમારા બહાદુર સર મેનસને અરજ કરીશું કે ઇલડેરીમ માટે તે શું જાણે છે તે અમોને કહી સંભળાવશે ?"

પહોળાં ખભાં ધરાવતો તે ઠરેલ લડવૈયો અને વિદ્વાન રાજદ્વારી સર મેનસ રાજા રાણીને નમન કરતો ખડો થયો.

"વીસ વરસની અંદરનાં એ એક ભોંયમાંથી ફુટતા પોર્યાને જોઇએ તે કરતાં વધારે અગત્યતા અપાયછ એ ખરૂંજ છે !" તે પ્રમાણિક ઉમરાવે પોતાનું મત ચલાવ્યું, "છતાં એનું વર્ણન કરનારા બન્ને, સર ડોનાગન અને સર સ્યુમાસે જે કહયું છે તે ઘણેક દરજ્જે વાજબીજ કહેવાય. ફક્ત એટલુંજ કે એક તેની સર્વે કાળી બાજુ અને બીજો બંન્નીજ સફેદ બાજુ રજુ કરે છે માટે મને લાગેછ કે ઇલડેરીમનું પીકચર સંપુર્ણ કરવા માટે લાઇટ અને શેડ બન્નેની જરૂર છે ! અને કોઇ શક નહિ કે માનવંત રાણી ડેના પોતાની દુન્યાદારીને લગતી બહોળી સમજદારીથી એ હુલ્લડ પોર્યાને મોમ મીસાલ બનાંવી દેશે !"

ઘણા મોટા તુચ્છકારથી શાહબાનુએ તે છેલ્લુ વાકય સમજ્યું અને પછી તે ટેબલને છેક નાકે બેઠેલા એક દમામદાર પણ શીહા નાઇટના ચહેરા પર તેણીએ નજર કરી. તેજ એકલો ત્યાં હતો કે જે તે સામાન્ય વાતચીત અને ઘોંઘાટમાં કશો ભાગ ન લેતાં બીલકુલ ખામોશ અને ટકવંત બેઠો હતો.

"સર આઇવર—" તે ડાર્ક ખુબસુરત વીરલા તરફ રાણી પોતાની સફેદ આંગળી ટાંકતાં બોલી, "તેના માલીક અને રાજાનો ઘણો માનીતો અને વિશ્વાસુ છે તો પાદશાહ કદાચ એનેજ ઇલડેરીમને જેર કરવાનું સોંપે !"

કીંગ નીઆલનો હંમેશનો ગંભીર ઠસ્સાબાજ ચહેરો તે ડાર્ક નાઇટને જોતાં અજબ પ્યારથી પ્રકાશી રહયો! ખચ્ચીત! સર આઈવર મેકડોશને— તે રાજવંશી માલીક પોતાના પ્યારા બેટા માઇકલ જેટલોજ ચાહતો હતો!

"મારી ટેબલપર બેસનારાં સર્વ પર મારો એકસરખો ઇતબાર છે, અને આ કોઇ જુવાન ખીલતી કળી જેવા ઇલડેરીમને તોડી નાખવાનો અમારો કોઈ ઇરાદો નથી પણ મારો પ્યારો સર આઇવર જો તે રખડતા નાઇટને મારી તરફનાં ઇજનનો પેગામ પુગાડી આપણી દરબારમાં લઈ આવી શકશે તો હું નીહાયત ખુશી થઇશ!" રાજાએ જાહેર કર્યું.

કાળા પોશાકમાં સજ થયલા તે નાઇટે પોતાની મરોડદાર ગરદન ફેરવી તે શાહને નમતાં ઉત્તર દીધો.

"જહાંપનાહ, ફક્ત મને હુકમ કરવાનો છે અને તે હું બીજા લાવવા આજ ને આજ રાત્રેજ નીકળી પડીશ! પણ મને દરગુજર કરજે, મારા માલીક, ઇલડેરીમ મારી વાટે કદી આવ્યો નથી અને તેનો પત્તો મેળવવા મને ઘણો વખત જોઇશે, માટે ઘણા દિવસો વહી જાય તો મને માફી બક્ષજો! હું અરજ કરૂં છું, ખુદાવંદ, કે મારા પાછા ફરવાનો કોઇ નક્કી દિવસ ઠરાવવો નહિ!"

"સર આઇવર તો જાણે લોખંડી પંજા છોડી મખમલના ગ્લવઝ પહેરવાની વાત કરી રહયો છે!" ક્રુર કાતીલ શબ્દો બોલતાં તે રાણી બોલી. સર આઇવર તરફની તેણીની વર્તણુંક સઘળાં માટ એક ઉખાણુંજ થઇ પડતું, "હવે ઘણું લંબાણ થયું છે!" તેણીએ આગળ ચલાવ્યું, "અને તેથી મારી મેજબાની હું ખતમ થયલી જાહેર કરીશ. મધરાત થઇ છે અને શરાબની ખુમારી બધાંને ઘણી ચઢી ગયલી લાગે છે માટે હવે ગુડ નાઇટ!"

અને છેડાયલી એક વાઘણ પેરે તે કવીન ડેના ટેબલ પરથી ઉભી થઇ ગઇ અને પોતાની દીકરીઓને ઉઠવાની ઇશારત કરી એક ફુંફાડા મારતા સર્પ મીસાલ તેણી તે જગા છોડી ગઇ; કે જયારે તેણીના રાતા કલોકના ચમકતા

સનસનાટથી સઘળા ડાંયબાંય બની ગયાં! કીંગ નીઆલ જેમનો તેમ વિચારમાં મશગુલ બેઠો. એક પછી એક મહેમાન એ પછી તે તખ્તેનશીન શાહને નમન કરતો તે હોલ છોડી ગયો અને ત્યારે તે રાજા એખલો પડયો.

તે દીવાનખાનામાં બળતી સગડીના બીલકુલ ઝીણા અવાજ સીવાય ત્યાં સઘળું શાંત પડી ગયું હતું. કીંગ નીઆલ સનમુખ લોહી જેવા રાતા ક્લોકમાં વીંટળાયલો કવીન ડેનાનો ખ્યાલી આકાર ખડો થયો અને તેને લાગ્યું કે તે શાહી મહોરદારની ગુસ્સાભરી વર્તણુકનાં બાતેનમાં કંઇક બીજું બી સમાયલું હતું!

---

## પ્રકરણ ૩.

"O, she will have the deep dark heart,
for all her face is fair—"

F. MACLEOD.

અંધારી તે રાતે કવીન ડેના પોતાનાં ટાવરની બારીમાંથી કંઈ આતુરતાથી નીહાળી રહી હતી.

એક ભારે 'કરટન' પાછળ છુપાઇને તે ઉભી હતી અને એક પછી એક હળવે હળવે વિદાય થતા તે મહેમાનોને ગણુતી રહી હતી.

તે પોર્ચ કે જ્યાંથી સઘળા પસાર થતા ત્યાં એક ઝાંખું ફાનસ ટાંગેલું હતું. રંગબેરંગી તેઓના પોશાકો તે ઝાંખા ઉજાસમાં ચમકી રહયા હતા અને તે ઉપરથી તેણી તે દરેક નાઇટને ઓળખી શકી, તો જો કે તેણી તે કોઇના ચહેરા જોઇ શકતી ન હતી!

છેલ્લો, જે ત્યાંથી પસાર થયો તેનાં ક્લોકનો રંગ ગમઘોર અંધારી રાત જેવો કાળો હતો. તે ચીમાઇને જોઈ રહેલી ઓરતે પડદો મજબુત પકડી લીધો—એવી રીતે તે પાતળાં સફેદ આંગળાંઓ એક ઝનુની દીવાન્યતમાં ખેંચ

તાણુ કરતાં થયાં કે તે નાજુક કુમાસનું કપડું બધું ચોળાઈ રોળાઇ ગયું! એક ક્રુર હાસ્યમાં તેનુ મુખ વળ ખાઈ ગયું હતું અને તેણીનાં દાંતો નીચલા હોઠમાં છેક અંદર તક પેસી ગયા હતા!

એક પળ તે શખ્સ કમર પર લટકતી પોતાની તલવાર સરખી કરતો થોભ્યો અને ત્યારે તે સંતાઇને જોનારે તે શખ્સનો ચહેરો અંધારામાં જોવાની ફોકટ કોશેશ કરી અને પછી તેનાં હાથ તે બંડ મચાવી રહેલાં જીગર પર સખત દબાયા.

બીજીજ પળ તે ફ્રાનસની ઝાંખી રોશનીમાં સર મેકડોશનો સખત ચહેરો, ફીકકો મારી ગયલો તે અંધારામાં બરાબર જણાયો.

તે તાજદાર રાણીનું સર ગમીમાં ઝુંકી ગયું અને તેણીએ તે પડદો છોડી દીધો અને પછી તે ઘણો વાર પોતાનાં નાહના જીગરના ઠોકાઓનાં અવાજ સાંભળતી જેમની તેમ સ્થીર ઉભી રહી!

* * * *

એ સર આઇવર કોણુ હતો કે જેને કીંગ નીઆલની દરબારમાં રાણી ડેના તરફથી અજબ જેવો ઠંડો આવકાર મળતો હતો?

તે એક એવી તો ભેદી કીસમનો આસામી હતો કે જેને આ દુન્યામાં કોઇ સમજી શકતું નહિ. તેનાં ગોઠયાઓ સઘળાજ જોકે તેને પોતાનો અંગત દોસ્ત થયલો જોવા આતુર હતા છતાં તે સીહા નાઇટની ઠંડી, એકાંત અને મગરૂર રીતભાત જોઇ તેનાથી અલગાજ થઇ જતા, અને માંહોમાંહે તેના વિષે ઠઠ્ઠા ચલાવતા! એમ છતાં રાજા નીઆલ તે દરબારમાં એકલોજ હતો કે જે તે શુરવીર નરની ખરી કીંમત આંકી શકતો. તેનાં જીગરમાં તેના વ્હાલા ગાદીવારેસ બેટા માઇકલથી ઉતરતી જગા તે આ સર આઇવર માટેની હતી. અને ખરેજ આઇવર મેકડોશનું નામ તેના દેશની મગરૂરી હતી એટલો બધો તે વર્તનમાં શુધ્ધો, સાચ્ચો, ઠરેલ અને બળવાન યોધ્ધો પુરવાર થયો હતો! પણુ તે ડાર્ક ચહેરાપર એક ઉંડી ગમગીની સદા ઘેરાઇ રહેલી જોવાતી કે જેનું કારણુ માત્ર તેના ખુદાનેજ રોશન હોવું જોઇએ!

પોતાથી નબળાં અને નાહનાંઓ પ્રત્યે તે હંમેશ નરમાશભર્યો અને દયાળુ હતો છતાં તેની અંદરખાનેની જીંદગીની કનવાર કરનારાં તરફ તે ઘણો કરડો અને મગરૂર બની તેઓથી અલગો પડી જતો. તેનાં જીવન આસપાસ કોઇએ ફરતો કોટ ચણી લીધો હોય એટલો બધો તે એકલવાયો હતો.

સર નાઇટનો એક બેટો હોવા છતાં પૈસા સંબંધી સ્થિતી તેની ઘણી ગરીબ હતી. ફકત તે બહોળા મહાસાગરનાં ખડક પર ઉભેલો પુરાણો 'ગોરો માલ્ટ કાસલ' તેની પોતાની બાપીકી મીલ્કત હતી. કદી કોઇએ તે શોકજનક મજબુત દીવાલોની અંદર પગ મુકેલો નહિ કે તેની મહેમાનદારી ચાખેલી નહિ! તેમજ સર આઇવર પોતે પણ પોતાના શાહી માલીક સીવાય કદી કોઇનાં છાપરાં હેઠળની મહેમાનદારી સ્વીકાર પણ કરતો નહિ હતો! બાળપણથી તે પીતાને ગુમાવી બેઠો હતો એટલે તેનાં પેદાનાં કરનાર અને દેશના રાજા તરફની ફરજો શીખાડવાનું કામ તેની વિધવા માતા પર આવી પડયું.

તે વ્હાલી જવાન માતાના આશરામાં નાહનો આઇવર ઘણો સુખી હતો પણ પછી ઘણો જલદીજ તે છોકરવંદ જીંદગીમાં બી કડવાસ પેદા થયો.

આસ્માની આંખો ધરાવતી તે નાહની મીઠી લેડી મેકડોશ—આઇવરની માતા, આ ધર્તિ પરથી એકાએક ગુમ થઇ ગઇ જો કે તેનાં મરણની ખબર કદી કોઇએ સાંભળેલી નહિ, પણ એટલું તો નક્કીજ હતું કે તે ઉચ્ચા ટાવરઝમાં હાલ તે બેટા જોડે તે માતા વસતી હતી નહિ!

તે પહેલ્લાંથી થોડું બોલનારો તો હતોજ પણ જે પળથી તેની વ્હાલી માતા તેનાથી વીખુટી પડી ત્યારથી તો તે બીલકુલજ સુનોસાવજ અને ચુપ બની ગયો હતો. ત્યારે શું તે તે માતાનો એટલો બધો ગમ કરતો હતો? કે તેની ઉમ્મરનાં જવાનોમાં સાધારણ હોય છે તેમ તે કોઇના પ્યારમાં હતો?

પ્યાર! આહ! ના, નહિ! તે પ્યાર તેનાં ઠંડા બેઅસર દીલે કદી જાણેલો નહિં!

છતાં સંસારો ચાલી રહયો હતો કે તે મુલકની રાજ કરતી રાણી તેના પ્રત્યે અજબ લાગણી ધરાવતી થઇ હતી!

શું તે સખત, કદી કોઇની દરકાર નહિ કરે એવી ક્વીન ડેના તેના જેવા એક માટે દરકાર ધરાવતી હતી? કેમ બને? શું તે તેના શાહી ખાવીન્દની એક પતિવ્રતા મહોરદાર નહિ હતી? તો પછી એ બીનાને કંઇ પણ વજુદ આપીજ કેમ શકાય?

અને એમ છતાં બી એક બાઝ પક્ષીની ચપળતા ધરાવતી ક્વીન ડેનાની ચમકારા મારતી આંખો ઘણી વાર તે સર નાઇટનાં સીધા ચ્હેરા પર ઠરતાં અજબ નરમાશભરી બની જતી અને ત્યારે તુમાખમાં ધમધમી રહેતા તેણીનાં ગુલાબી ગાલો પર વધનીજ ઘેરી સુર્ખી બી ચઢી આવતી જોવાતી હતી!

કીંગ નીઆલે નાહના આઇવરને પહેલવહેલ્લો તે મોટાં નૉરમન ચર્ચમાં જોયો હતો કે જ્યાં તે શાહ પોતાના નાઇટ્ઝ જોડે તે ઑલ્ટર પરની ચમત્કારીક આકૃતી સન્મુખ બંદગી કરવા ગયો હતો.

પવિત્ર મંકઝ જોડે ભકિત કરતાં તે નાહના સોહામણા છોકરાએ રાજાનું એકદમ ધ્યાન ખેંચ્યું! તે કોણ હતો? એક ઉમરાવ પીતાનું માનવંત નામ દીપાવનાર તે એકનો એક બેટો હતો એમ જાણી રાજા ખુશીજ થયો અને તુરત તેણે તે છોકરાની વિધુર માવીતરની પરવાનગી મંગાવી તેને પોતાની દરબારમાં દાખલ કર્યો.

લેડી આઇગ્રન—નાહના આઇવરની માતાએ ઘણી ખુશીથી સંમતી આપી હતી એટલે તે છોકરો કીંગ નીઆલની પનાહમાં ઉછરીને મોટો થયો.

ક્વીન ડેના કે જે ફક્ત તે વેળા વીસ ઉનાળા પસાર કરી ચુકી હતી તે તે છોકરાનું ખીલતું જોબન અને જોમ એક છુપી ખુશાલીથીજ તપાસતી રહી હતી. વળી તેની પોતાની ખુબસુરતી એટલી તો તેજ હતી કે આઇવર મેકડોશ તેના તરફ એક અદમનંતા પુજ્ય ભાવથીજ જોતો થયો હતો.

અને તે દિવસ બી આવી લાગ્યો કે જ્યારે આઇવરે બરાબર ૧૯

વરસ પુરાં કર્યાં અને ત્યારે કીંગ નીઆલે તે મગરૂર પણ શરમાળ છોકરાને પોતાના નાઇટઝની હરોળમાં મુકયો.

ખુશાલીથી છલોછલ થયલાં જીગરે તે નવું માન મેળવ્યા પછી સર આઇવર તેની માતાની મુલાકાતે ગયો. એ પછી તે નવા સર નાઇટનાં પરાક્રમોનો ડંકો તે દેશની ચારે દીશામાં વાગી રહયો!

એ અરસામાં લેડી આઇગ્રન એકલીજ તે મહાસાગરને કીનારે લાગી ઉભેલા તેઓના 'કાસલ ગોરોમાસ્ટ'માં વસતી હતી. તેણીનો ચહેરો વધતો નાહનો અને ઉદાસીન બન્યો હતો અને તે સોનેરી વાળોનાં જથ્થામાં કેટલાક રૂપેરી તાર પણ ઉમેરાયલા જોવાતા હતા. આઇવર, તે વ્હાલો સપુત તેણીને આ ધરતી પરનાં સૌથી બળવાન પ્યારે ચાહતો હતો! તે મીઠી માદરનાં હેતવંતા પાસામાં ગાળેલો વખત સર આઇવરને મન તેની કોઈ બી વિખ્યાતી કે માનચાંદ કરતાં ઘણો વધારે પ્યારો હતો!!

પણ તેની જીંદગીમાં એક નહિ ધારેલો શોકજનક ફેરફાર થયો! તે માતાએ એક દિવસ તે કાસલ છોડી જવાની પોતાની ઇચ્છા દર્શાવી!

"મારા દીકરા," તે કહેતી હતી, "મારા આઇવર, ચંદરોઝમાં તું એક નાહની મીઠી પરણેતર આ પુરાણું મકાનમાં લાવશે અને ત્યારે મારા સરખો એક ગમગીન ચ્હેરો જોઈ તે બળાપો કરતી થાય એમ હું ઇચ્છતી નથી. વળી નવજુવાન નવાં પરણેલાંઓએ તો એખલાંજ રહેવું જોઇએ! તું મારી કોઇ ફીકર ના કરતો, આઇવર બેટા! હું આપણી બુઢી વફાદાર મોડ્રેડ સાથે રહીને મારો બાકી રહેલો વખત ભકિત અને સન્યાસમાં પુરો કરશ! સેન્ટ જાઇલ્સની કોનવેન્ટની પડોશમાંજ મેં એક નાહનું સરખું ઘેરબી ખરીદ કીધુંછ કે જ્યારે આ જુઠી જગત બીલકુલ તજી દેવા મારો આત્મા તૈયાર થાય ત્યારે હું તરત તે પવિત્ર મઠમાં જઈ શકું! કોઇ વાંધાસાંધા કાઢતો ના, આઇવર; મારો જીવ

હવે બસ એમાંજ ભરાયોછ ! વાસ્તે એટલી મારી અરજ ના પાડતો ના, મારા દીકરા !"

ઘણો બી તે હેતવંતા બેટાએ તે માતાની ઇચ્છા સામે પોકાર કર્યો. તેને તેણીની ઘણી અગત્ય હતી ! અરે ! તેના કાનોમાં માતાના જેવા સ્વર્ગીય હેતનાં શબ્દો હવે કોણ રેડનાર હતું ?

પણ લેડી આઇગ્રન મક્કમ રહી અને એક શોકજનક ઘેરાયલા દિવસે તે ઉદાસીત કાસલ સદાનો છોડી ગઇ.

સર આઇવિરનાં આત્મામાં અજબ બંડ મચી રહ્યું ! કોઇ ન સમજ પડે એવી અદેખાઇથી તેનું જીગર જળતું થયું ! તે દિવસથી તેનાં હેતવંતા અંતઃકરણમાં કોઇએ સીસુ રેડી દીધું હોય એટલું બધું તે ભારી થઇ ગયું. અફસોસ ! તે વ્હાલી માતા તેનું ઘેર છોડી ગઇ હતી; અને શું તે કોઇ બીજાનાં પ્યારને માટે ન હતું ?

આહ ! કેવો મુર્ખાઇભર્યો અંદેશો ! સર આઇવર તે પવિત્ર માતા વિષે એવું ધારવા માટે બી પોતાના જીવ સાથે લજવાઇ ગયો ! પણ તે ખાલી પડેલા કાસલમાં તેણે પગ મુકયો ત્યારે પોતાની સામે ઉભેલી તે એકલવાઇ લાંબી જીંદગીનો ખ્યાલ કરતાં તે વીરલો લોહીનાંજ આંસુ રડયો !

જતાં પહેલાં તે વફાદાર ઘરડી નર્સ જે બોલી ગઇ હતી તેના પડઘા સર આઇવરનાં કાનમાં હજી સંભળાતા હતા.

"લેડી આઇગ્રનને એકાંતની ઘણી જરૂર છે !" વિશ્વાસુ મોફ્રેડ ઘણી નિર્દોશતાથી કહેતી ગઇ હતી. "હજીબી એનો જીવ એક અમર આશામાં ટકી રહયો છે ! તું જાણતો નહિ, બેટા આઇવર, કે તારી માય હંમેશ પેલી સોનેરી તલવાર સન્મુખ બંદગીના શબ્દો બબડયા કરેછ ! એજ તો તેણીની મીઠી યાદ છે !"

શું તે શબ્દો તે બેટાના કાનમાં ઝેર ફુંકવા પુરતા ન હતા ?

તે વાતને કેટલાંક વરસો પસાર થઇ ગયાં હતાં પણ તેનાં આત્મામાં

તે જખમ હજી તાજોજ હતા. સૌથી વ્હાલી અને મીઠી તે નાર—તેની પોતાની માતા જે દિવસથી તેને છોડી ગઇ ત્યારથી સર આર્ઇવર બીજી કોઇ બાનુ તરફ એક નજર વટીક ફેંકતો નહિ!

## પ્રકરણ ૪

સર આર્ઇવર મેકડોશ એક ઉજ્જડ અને એકાંત મયદાનમાં આવી ચઢયો તે વેળા સુરજનો ફીકકો ઉજાસ ઘેરાયલી વાદળીઓમાંથી નીકળી રહયો હતો.

ફર્ઝ અને હેધર સીવાય તે જમીનપર બીજું કંઇજ જોવામાં આવતું નહિ પણ અત્યારે પરોઢીયાના ઝઝકળામાં શાહી જાંબુડા રંગના હેધરનો ત્યાં ગાલીચો બીછાવી દીધો હોય એમજ માત્ર દેખાતું હતું.

પોતાના રાજાના મહેલમાંથી નીકળેલો તે મેકડોશ આખી રાત શોધ ચલાવતો ઘોડાપર આગળ ને આગળ વધ્યો ગયો હતો, કારણ તે ગંભીર મર્દ વખત નકામો કદી ગાળતો નહિ-

તેણે પોતાની વિશાળ પેશાની પરથી હેલ્મેટ ઉંચકી લીધી હતી અને બડી બામદાદની તવલુદ થતી રોશનીમાં તેનો ખુબસુરત ચહેરો, હાલમાં ઘણો વધતો જવાન દેખાતો, અજબ ઝલકી રહયો હતો!

ઓ! તે શ્યામ સુંદરતા! ખચ્ચીત ફકત એક કવિ યા એક ખરો કાસબી તેને પુરેપુરો ઇન્સાફ આપી શકે! પત્થરમાંથી કોરી કાઢયો હોય એવો તે સંપુર્ણ ઘટમાટ મુખડો અસલના કોઇ ગ્રીક દેવતાએ પોતાની નાદર હુન્નરમંદીથી ટીપી ઘડીને તે બનાવેલો હોવો જોઇએ; એમ છતાં તેનાં મુખની કાન્તિ અજબ ગંભીર અને શોકાતુર હતી અને ગોખલામાં છેક અંદરથી પેસી ગયલી તેની ગ્રે ઉંડી આંખોમાં મોટાં દુ:ખનો દરીયાવજ જોઇ શકાતો હતો. સખત રખડપટીને પરીણામે તેની ચામડી ઝર્દ મારી ગઇ હતી. તેના તે ચીવ્વટ હોઠો એક એવી તો સીધ્ધી લીટીમાં ચપ્પટ બીડાયલા હતા કે જેમ ફકત એક મુગામાં મુગી ચુપકીદી અખત્યાર કરનારજ રાખી શકે!

દાઢી, મુછ યા થેભીયા વગરનો તે સાફ સફા ચહેરો હતો, પણ તેના વાંકડીયા ચેસ્ટનટ બાલ માથાંથી છેક ખભાં તક સુંદર ઝુલ્ફાંઓમાં લટકતા જોવાતા હતા. મધુર, શાંત, ગંભીર, ઠરાવવંત, તે મુખાકૃતી કે જેની જોડી આ દુન્યામાં મળવી કઠણ છે.

તે સીહા નાઇટ એક કાળા રખ્શ પર સ્વાર થયો હતો કે જ્યારે તેના કાળા કલોકના ફોલ્ડઝ તે ઘોડાની બન્ને બાજુએ એકાદ પંખીની તુટેલી પાંખો મીસાલ ઝુલતા જોવાતા હતા.

સર આઇવર મેકડોશ એ વેળા કંઇ દુરના સ્વપ્ના જોતો હોય તે કીસમે બેધ્યાનપણે હાથમાં લગામ ઢીલી ઝાલીને બેઠો હતો. તેની ધીમી હીલચાલ, ખામોશ સ્વભાવ અને થોડું બોલવાની વર્તણુક, અને હંમેશ કાળાંજ વસ્ત્રો સજવાની તેની આદતને લીધે સઘળાં અંજાણ્યા તેને ઘણી મોટી ઉમરનો માણસ ધારી લેતાં, પણ હાલ જ્યારે તે એમ સીધો, પતલો, ઉંચ્ચો, પોતાનાં જીનમાં ગોઠવાયલો હતો ત્યારે હવામાં ઉડી રહેવા તેના તે સુંદર કર્લ્ઝ સાથે તે બીલકુલ નવજવાન દેખાતો હતો.

તે હેધરનું વન પસાર કરતો તે કાળો અસ્પ પોતાની મક્કમ ચાલે દોડતો હતો ત્યારે સર આઇવર પોતાની બચગીના દીવસોનું સ્મરણ કરી રહયો હતો.

તેની જીંદગીનો રહેબર, તેની સુંદર માતા કે જેને માટે તેના જીગરમાં સદા બળવાન પ્યાર જળતો હતો અને તેનો તે બહેસ્તનશીન માનવંત પીતા કે જેની અશો યાદ તે હંમેશ મગરૂરીથી કરતો હતો; કે જે તેનો બાપ બરોબર ક્રીસમસની સાંજે—૨૪ મી ડીસેમ્બરે યુદ્ધમાં માર્યો ગયો હતો. મરનાર સર માલ્કમ મેકડોશનો કરડો ચહેરો આઇવિરના ખ્યાલમાં હજી તાજો હતો. વળી તેની પાયદસ્તનો દેખાવ તેની યાદદાસ્તમાં સચોટ છવાઇ રહયો હતો.

તે કોરીનની જોડેજોડ ચાલતા તે મંકઝના પવિત્ર ભણતર સાથે ભળી જતાં તેની તુરતની વિધવા બનેલી માતાના દર્દમંદ ડચકાંઓનો દુઃખી અવાજ તેના કાનમાં હજી વાગતો રહયો હતો.

વળી પ્યારામાં પ્યારૂં એક ચીત્ર તેની આંખો સામે સદા ખડું થતું ! એક દિવસ તેના લડવૈયા બાપે ઘોડા પરથી વાંકો વળી તેને ઉંચકી લીધો હતો.

"આય લે, આઇવર બેટા, અને કદી એનાથી તું છુટો થઇશ થઇશ નહિ !" સર માલ્કમ મેકડોશે નાહના આઇવરના મટુકલા હાથોમાં એક ભારે મુઠની તલવાર મુકતાં કહ્યું હતું.

અને તે વજનદાર હથીયાર ઘણી મગરૂરીથી સર આઇવિર આજની ઘડી સુધી લટકાવી ફરતો હતો.

પણ પાછલાં તે વરસો સંભારતા આઇવરે યાદ કર્યું કે તેનાં માતાપીતા ઉમરનાં ઘણાં અંતરને લીધે વધતાં ઓછાં વિગોગીજ રહેતાં. નવજવાન તેની વ્હાલી મીઠી માતાના બાલો તદન સુનેરી હતા ત્યારે તે પીતાનું શીર તો છેક તે વખતથીજ સફેદ થતા જતા બાલથી બધું ભરાઈ ગયું હતું.

ખરૂંજ હતું કે એ પોતાના મોટી ઉમ્મરના કરડા ભર્થારની હાજરીમાં મીઠી લેડી આઇગ્રન એક બીહધેલી હરણી જેવીજ બની જતી. અને તે બ્લુ આંખો તે ખાવિન્દને ખુશી રાખવાની જહેમતમાં સદા ફીકરથી તણાઇને મોટી થયલી જોવાતી હતી.

સર માલ્કમના સ્વર્ગવાસ પામ્યા પછી તે માદીકરા એકલાંજ તે ઢંઢાર જેવા કાસલ ગોરોમાલ્ડમાં પોતાના દિવસો પસાર કરવા લાગ્યાં. ખચ્ચીત, તેઓની દુન્યા એકબીજામાંજ સમાઈ ગઈ હતી, પણ વખતના વહેવા સાથે તેમાં ફેરફાર થતો ગયો !

તે ખુબસુરત જવાન વિધવાનાં માનવંત નામથી ખેંચાઇને ઘણાંએક મહેમાનો તે કાસલની અંધારી ભીંતોનો આશરો શોધતાં આવી ચઢતાં.

બાર વરસ તો આઇવરના માથાં પરથી સરળ પસાર થઈ ગયાં અને પછી અક ભેદભર્યો બનાવ તેની જીંદગીમાં બન્યો !

તે માતાનો વ્હાલો ચ્હેરો કદી કોઈ દિવસ નહિ જોયલા એવા આનંદ અને સુખમાં ખીલી રહયો અને તે મીઠી ચશમો ગગનમાં ચમકતા બે તારા

મીસાલ ચમકી રહી અને તે રાતા હોઠો તોડવા લાયક પાકેલાં બે ચેરીઝ જેવા લોહીઆર બની ગયા! એ શો ચમત્કાર હતો?

વળી એજ અરસામાં લેડી આઇગ્રનનાં સદાના શોકમય કાળા અને ઘેરા પોશાકો બાજુ મેલાયા અને તેની જગાએ બારીક કુમાસના સીલ્કના રંગરંગીન રોબઝ તે પહેરવા લાગી. જ્યારે પુર્વનાં લોકો વાપરે એવા તે ચળકતા લેબાશો તે ભુરા પત્થરની દીવાલો વચ્ચે એક રેન—બો જેવાજ ખુશનુમા લાગતા.

એ પછી તેણે યાદ કર્યું કે એક તુફાની પવનવાળી રાતે તેઓના પુરાણા કાસલનાં રાક્ષસી દરવાજા જોરથી ઠોકાયા હતા, કે જે ઉઘાડયા પછી તેઓના હૉલમાં એક આસામી દાખલ થયો હતો.

સર આઇવરે તેને તે રાતે પહેલ્લોજ જોયો. તે એક ઉંચ્ચો ગરાર, કદાવર દેવતાઈ પુરૂષ હતો કે જે ગોયા સીધ્ધો આકાશમાંથી ઉતરી આવેલો આ ધર્તી પર ભુલા પડેલા જેવોજ લાગતો હતો.

નાહના આઇવરે તે પ્રતાપી સુર્ય સમ મુખડો ધરાવતા નર તરફ ભારે ઓચબાથી જોયું. વળી તેનાં ચળકતાં શસ્ત્રો અને સોનેરી તલવારનાં પ્રકાશથી તો તેની આંખે અંધારાંજ આવી ગયાં!

હા, વાંચનાર, તે ભેદી શખ્સ કોણ હતો અને ક્યાંથી આવ્યો હતો તે કદી કોઇએ જાણ્યું નહિ અને જાણશે પણ નહિજ. છતાં એ તો નકકીજ હતું કે પુર્વના એકાદ ચળકાટવાળા દેશમાંનો તે કોઈ આર્યન ઇંગલેન્ડની ઉત્તર જેવા એક ઠંડા અને અંધારા મુલકમાં અનાયસે આવી ચઢયો હતો.

એ પછી ઘણીવાર તે માતાના કમરામાંથી કોઇ એક પારકી ઝબાનમાં વાત કરવાનો અવાજ તે સાંભળતો હતો કે જે ઝબાન તે પોતે સમજી શકતો નહિ!

તે ભેદી બનાવ પછીનાં ઘણાએક મહિનાઓની વાત એક દુરનાં ઝાંખા સ્વપના મીસાલ તેને યાદ રહી ગઇ હતી.

એક સહવારે ઘણો જલદીથી તે કોઈ પરાયો શખ્સ તેઓનું તે મકાન શેવટનું છોડી ગયો. આઇવરે પોતાના ટાવરની બારીમાંથી ચળકતા રોબમાં સજ થયલા તે સીંહ જેવા ઘોડેસ્વારનો ચાલી જતો આકાર બરાબર જોયો હતો!

હા, તેજ રાતે આઇવર ઘણી શરમાળ અદાથી તેની માતાના ખંડમાં ગયો! લેડી આઇગ્રન એ વેળા શણ કાંતતી બેઠી હતી અને તેના સુરીલાં ગળાંમાંથી એક મધુર ગાયન સંભળાતું હતું! ઘણોજ શોકજનક, ઘણોજ હ્રદયભેદક. તે રાગ હતો કે જે ગાતાં તે મીઠી બ્લુ આંખોમાંથી આંસુઓ ખરી પડી તે ગોરા ગાલ પર દવ મીસાલ ચમકી રહયાં હતાં!

"મધર !" ડઘાયલા આઇવરે વ્હાલી તે માવીતરની પનાહ આપતી ગોદમાં ધશી જઈ નાહનો નબળો પુકાર કર્યો.

પણ અરે! અફસોસ! તે એકલવાયાં નબાપા બચ્ચાંનાં માથાં પર તે માતાનો વ્હાલો હાથ ફર્યો નહિ, કે તે મુગી ભક્તીભાવથી ચહાતા બેટા તરફ તે માયની માયાળુ નજર ઠરી નહિ! તે તો જેમની તેમ બારી બાહેર દેખાતા તે મહાસાગરને દુર તક જોતી સ્થીર બેસી રહી અને ત્યારે તે હેતથી વીહલા પડતા નાહના દીકરાને લાગ્યું કે તેની વ્હાલી માતાની જવાન છાતીમાં એ વેળા દુ:ખના દરીયાવજ ડોહવાતા હતા.

એ પછી લેડી આઇગ્રનનાં ગાલ પરની લાલી આસ્તે આસ્તે ઉડી ગઇ. દિવસે દિવસે તે ફીકકી અને પતલી થતી ગઇ. એક દિવસ તે એકાએક અદ્રષ્ય થઈ ગઇ અને ત્યારે તે વ્હાલો મીઠો ચહેરો 'મીસ' કરતો તે નાહનો છોકરો ઓરડે ઓરડે તે ઢંઢાર જેવા મકાનમાં 'માય'ના પોકાર કરતો ભમ્યા કીધો! તેની વફાદાર બુઢ્ઢી દાયા મોફેડ એ અરસામાં તેની ખાસ તકેદારી રાખી તેને એક ઘડી વીહલો મુકતી નહિ!

"મારાં મધર કાંહ છે?" એક દિવસ આઇવરે ઘણું તુફાન કરી છેડાઈ પડતાં તે નર્સને પુછયું હતું. "બોલાવ! તેવણને મારી પાસે! તે મારી માને

ક્યાં સંતાડીછ મોડ્રેડ, બોલ! એવણ્ કોઇ દહાડો મને મલ્યા વગર એટલા દહાડા રહ્યાં નથી."

અને ધસી આવતાં આંસુ ઘણી બહાદુરીથી તે છોકરાએ અટકાવી દીધાં.

એ પછી થોડે દિવસે તેને તે મીઠી માતા મળી ખરી પણ પહેલાં જેવી તો કદીબી તે હેતવંતાં બચ્ચાંને તે લાગીજ નહિ!

"મારા દીકરા! મારા આઇવિર!" ડચકાં ખાતાં તે ગરીબ બેટાનું માથું પંસવારતાં તે માતા બોલી અને ત્યારે તેણીની આંખોમાં પણ આંસુ આવી ગયાં

વળી મોડ્રેડની વર્તણુક એ દરમ્યાન વિચીત્ર બની ગઇ હતી અને આ બે ભેદી ઓરતો વચ્ચે આઇવર પોતાનું જીવન ગાળવા લાગ્યો. દીન પ્રતીદીન તે સ્વભાવમાં ગર્વો અને શરમાળ બનતો ગયો. અસલથી તે થોડું બોલનાર તો હતોજ તેમાં એક ચોકકસ બનાવે તો તેને સદંતરજ મુંગોમંતર કરી મેલ્યો. કોઇની પણ કાળજી કે આંકોશ વીના તે એકલવાયું બચ્ચુ ઘેર છોડી કલાકોનાં કલાકો તે કાસલની આસપાસ ફેલાયલાં ઘાડા જંગલોમાં રખડયા કરતું!

ગરીબ, રાંક, સહનશીલ તેનું કોમળ અંતઃકરણ! રે આ દુન્યામાં કેટલા એવા નાહના જીવો એકલવાયા થઇ પડે છે! અરે મા વગરનાં વહેતાં મુકાય તે એક વાત, પણ છતી માએ જે કમનસીબે કુમળી વયે એખલાં પડે છે અને જ્યારે તેઓનાં નાહના આત્માને કોઇ પીછાણી શકતું નથી ત્યારે તેવાં બચ્ચાંઓનાં દુઃખનું તો પુછવુંજ શું?

હા, આઇવરના છોકરવંદ મગજ પર તે એક છાપ બરાબર બેસી ગયો હતો.

એક દિવસ અચબુચો તેની લેડી માતાના રૂમમાંથી આવતો અવાજ સાંભળી તે અંદર ધસી ગયો અને ત્યારે તેણે શું જોયું?

તેની પોતાની માયના ખોળામાં એક અતી ખુબસુરત ઝીણું બાળક પડેલું હતું કે જેના નરમ સોનેરી ઝુલફાં સુરજનાં કીરણ જેવાં ચળકી રહ્યાં હતાં. માતાના ચહેરા પર એ વેળા આઇવરે એવી તો નરમાશભરી મીઠી

લાગણી પ્રગટેલી જોઇ કે તેનાં એકલવાયાં નાહનકડાં જીગરમાં એક ચમટો તુટયો ! આહ ! શું તે નાહનું દીલ કચડાઇ જતું હતું ? રે કેવો તે વ્હાલો છોકરો રગેરગ ધ્રુજતો ડચકાંઓ ખાઇ રહ્યો હતો ! અફસોસ, રે અફસોસ ! તેની બાળક છાતીમાં એ વેળા તેની માતાની ગોદમાં સુતેલાં તે ભુલકાં પ્રત્યે અદેખાઇનો આતશજ સળગી ઉઠયો !

તે કોણ હતું ? એ સુંદર નાહનું બેબી કોણનું હતું ! તેની વ્હાલી માવીતર શા માટે એટલા બધાં હેતથી તેના પર વાંકી વળી તે સુનેરી કર્લ્ઝ ચુમતી હતી ?

ઘાયલ થયલા એક નાહના સીંહ મીસાલ બરાડ મારતો આઇવર તે માતા નજદીક ધસી ગયો. લાંબા વખતથી ભોગવેલાં કષ્ટ અને ફરીયાદના સખુનો તેના હોઠો પર રમી રહ્યા હતા; પણ હાલ તેનું ચેસ્ટનટ બાલવાળું માથું ગમીમાં ઝુંકી ગયું.

હા, તે પેલાં ઝીણા સોનેરી માથાં પરજ નમી પડયું અને ત્યાં તે છોકરો અંતઃકરણ તુટી જાય તેવું ફોકેફોક રડયો !

તેણે તે પરીસુરત ભુલકાંને પછીથી કદી જોયલું નહિ ! વળી તે માતા તરફથી એ વિષે કદી ઠપકાનો શબ્દ પણ તે ચેસ્ટનટ બાલ ધરાવતા બેટાએ સાંમળ્યો હતો નહિ, છતાં એ નવાઈ જેવી નવીન વસ્તું કયાંથી આવી હતી અને કોની હતી તે તે માતાએ તેને કદી જણાવ્યું નહિ !

અને ત્યારે વાંચનાર, માતાને આધારે પડેલો તે નબાપો દીકરો સદાનો ગમગીન ફર્યા કરે તેમાં શી નવાઇ ? ખમીરે અમીર તે ફરજંદનાં હોઠમાંથી એ વિષે કદી એક શબ્દ બહાર ફડકેલો નહિ. તે તેર વરસની ઉમ્મરનો થયો એટલે લેડી આઇગ્રને તેને પડોશનાં એક મઠમાં શીખવા મુકયો.

તે દેવળમાં ગવાતાં પવિત્ર ભજનોથી તેનાં આત્માની એક નહિ જણાય એવી તૃષ્ણા કંઇક દરજ્જે ઓછી થતી હતી ખરી પણ તે છોકરો પુસ્તક કે વિદ્યાની ઝાઝી દરકાર નહિ કરતાં રણભુમીની વાતો સાંભળવામાંજ મઝાહ લેતો.

ધરડો પીટર આઇનેશ્રયસ ત્યાંનો તે મંક આઇવરને વિશેષ પ્રેમથી ચાહાતો અને તેને મહોંડેથી તે છોકરો પોતાના મહુંમ પીદરની દીલેરીની વાત સાંભળવા સદા મગરૂર રેહતો!

આહ! તે પોતે પણુ કેવો રણુસંગ્રામમાં મરવા આતુર હતો! ધર્મને નામે થતું તે અસલવારેનું ભયંકર યુધ્ધ "ક્રુઝેડ"માં જોડાવા તેનો નિર્દોષ નાહનો આત્મા કેવો ઉલટમંદ હતો!

લેડી આઇગ્રન તે બેટાની મુલાકાતે મઠમાં ઘણી વાર આવતી હતી અને પોતાના ઉધરતા બેટાનો ઉછરી નીકળતો લાંબો કદાવર બાંધો મુગી મગરૂરી-થીજ નીહાળ્યા કરતી। એ પછી તે કીંગ નીઆલની દરબારમાં ગયો અને ત્યાં સર નાઇટનો માનવંત ખેતાબ પામ્યો અને પછી ઓચીંતો તે માતા તેને ગોરોમાલ્ટ કાસલમાં એખલો છોડી ગઇ એ આપણે આ આગમચનાં પ્રકરણુમાં જોઇ ગયાં છીએ.

અને તેજ માતાના મુકામ તરફ તે સીહા વીરલો પોતાનો રસ્તો કાપી રહયો હતો. આજે તે તેણીનાં આશીર્વાદ લેવા જનાર હતો કારણુ કોઇપણુ નવું કાર્ય માવીતરના આશીષ વીના તે આરંભતો નહિ!

માથાં પરની હેલ્મેટ વધતી ટાઇટ દબાવી તેણે લગામ ખેચી તે સીહા અસ્પની ચાલ પુર ઝડપથી છોડી મુકી! અને એક ઉડતું પક્ષી પોતાના માળા તરફ દોડે તેજ મીસાલ સર આઇવર મેકડોલ્ડ વ્હાલી તેની માતાને ભેટવા દોડયો!

———:૦:———

## પ્રકરણ ૫.

સર આઇવર પોતાની માતાના તે નાહનાં મકાન પર જઇ પુગો. અને ત્યાંનું તે ઓક્નું બારણું ખખડાવ્યું.

તેના જવાબમાં ધરડી મોડ્રેડ હાથ તુછતી તુછતી દોડી આવી અને પછી અજાયબી ભેગી ખુશાલીની એક બુમ સમેત તેણીએ તે ઉંચ્ચા, કદ્દાવર જવાનને અંદર લીધો.

મેકડોશ છેલ્લો ત્યાં આવી ગયો તેને એક માસ વીતી ગયો હતો કે જે સઘળો વખત તે એકાંત સ્થળે વસ્તી તે બાઈ અને દાસીએ શાંતી અને ભક્તિમાં ગાળ્યો હતો. લેડી આઇઅન પર સદા હેતથી વીહલી પડતી તે બુઢી દાયાએ પોતાની તે શેઠાણીની તબીયત વગેરેનો હેવાલ તે હેતવંતા બેટાને કહી સંભળાવ્યો. વળી પોતાના ચીમરાયલા હાથો વડે તેના ખભાં પરથી કલોક ઉતારી ઝટકતાં ઝટકતાં તેણી તેને પગથી માથા તક ધારી ધારીને જોવા લાગી!

"હા, હા, માઇ બોની લેડ!" તે દાસીપુત્રી ખુશાલીનાં એક ચકલ સાથે બોલી, "આજે તો તું એવો મોટો ને લાંબટાંગ થઇ ગીયોછ, મારા છોકરા; પણ આયજ મારા હાથોએ તું હીંચ ખાતાં પોઢી જતો તો ખરૂં કની? તે તો જાણે મારા મનથી ગઇ કાલેજ હતું! પણ શું છે બેટા?" સર આઇવરનો અસાધારણ ગંભીર અને ઉદાસ ચહેરો જોતાં મોડ્રેડે કાળજીથી ઉમેર્યું, "એ આજે તું એટલી હદ સુધીનો ચુપ કાંય લાગેછ? ને આય તલવાર લટકાવીને તું કાંહ ચાલ્યો સર આઇવર? વળી બસ આય તારૂં કાલુ ચીથડું તો કદી તું બદલવાનોજ નહિ કે? બીજા બધા કેવા લાલ પીલા થઇને ફરે ને તું મારો દીકરો કાં સદાના શોકનો આય કાલો કલોક પહેડયા કરેછ?" તે હેતવંતી નર્સની જીભ એક કાતર મીસાલ ચાલતી હતી, પણ તેને તેનુંજ હાંણ્યા કરતી મુકી સર આઇવરના કાનો તો તે પેસેજમાં સંભલાતાં તે પ્યારાં પનોતાં પગલાંના અવાજ માટે તણાઇ રહયા હતા.

હા, અંતે પેસેજમાં તે પગલાં આવ્યાં કે જે સાંભળતાં તેનું જોરાવર જીગર જોશથી ધબકયું. તે સીહા લડવૈયો પોતાની માતાનો હાથ ચુમવા વાંકો વળ્યો ને ત્યારે પણ તેની આંખો તો મીઠો મુખડો જોવાજ અધીરી થઇ રહી હતી.

"હું તમારા આશિર્વાદ લેવા આવ્યો છું, ઓ માતા !" તે બોલ્યો, "આપણા શાહ તરફથી મને એક કોઇ અંજાણા નાઈટને તેડી લાવવાનો હુકમ થયો છે કે જેનાં રહેઠાણની બી મને ખબર નથી, એટલા માટે મને તેની શોધમાં ઘણા દિવસ રખડવું પડશે. તમે જાણોછ, વ્હાલાં માતા, કે તમારા આશીષ વગર હું કદી કોઇ કામ ફ-તેહમંદ કરી શકતો નથી, તો મને તે આજે નહિ મળશે, મધર માદંન ?"

લેડી આઇવન તે 'મુઅર' પર ઉંઘડતી એક બારી આગળ ખુરશી ખેંચી બેઠી, કે જ્યારે તે બહાદુર મરદ તેની માતાની બાજુમાં ગુઠણ મંડયે પડયો. આહા ! તેણી તરફથી સંભળાતો તે એકકે એક વહાલો હરફ તેનાં તરસ્યાં જીગરને મન ઝાકળનાં ટીપાં મીસાલ હતો.

ઓહ ! મધુર, શ્વેત, બરફ સમ તે ચ્હેરો ! કેવો તે બેમુલ હતો ! રે, જે દિવસથી તે મીઠી માવીતર તેનો કાસલ છોડી ગઇ ત્યારથી તેનો ચ્હેરો જોવા કેટલો બધો તે તરફડી રહેતો હતો !

મૉડ્રેડ તે માબેટાને જોતી ખામોશ ઉભી હતી. તે વેળા તે જૈફ આં-ખોમાં પણ આંસુને મળતોજ એક ભીનાસ હતો !

તે માબેટાની વાતચીત સીવાય તે નાહના ઓરડામાં સંપુર્ણ શાંતી ફેલાઇ રહી હતી. તે બે અવાજોમાંનો એક બીલકુલ જવાન અને કાંસાના ઘાંટ જેવો ઉંડો સંભળાતો હતો, ત્યારે તે બીજો દુર પડતા પડઘા જેવો ન-બળો અને નાહનો હતો !

નબળા નાજુક બાંધાની લેડી આઇવન, સર આઇવર જેવા કદાવર યો-દ્ધાની માતા તરીકે ઘણી નાહની ખચ્ચીત લાગતી હતી, પણ તેણીનો એક-વારના તે અતી ખુબસુરત ચ્હેરા પરની વધતી જતી લાઇનો તે બાનુની જૈફ થતી ઉમ્મરની ગવાહ પુરતી હતી. અલબતાં, સર આઇવરને મનથી તો તે કરમાતું સૌંદર્ય આ ધર્તીની કોઈ પણ ચીજ કરતાં વધારેજ સુંદર હતું.

વખત કોઇને માટે થોભતો નથી તેમજ લેડી આઇવન અને તેણીના તે હેતવંતા બેટા વચ્ચેની તે મીઠી મુલાકાતના કલાકો બી ઘણા જલદી પસાર થઈ ગયા. સર આઇવરને લાગ્યું કે તે ત્યાં પુરતો થોભ્યો હતો તો જો કે તે માતાની બાજુમાંથી દુર થવાનું તો તેનાં જીવ પરજ આવતું હતું છતાં પ્યાર કરતાં બી ફરજને હમેશ પેહલી ગણનાર તે દીલજંગ દીલેર માતાની રજા ચાહતો ઉઠી ઉભો થયો !

"મારા વ્હાલા !" સર આઇવર તે માતાનાં સર પર કીસ લેવા વાંકો વળ્યો હતો ત્યારે લેડી આઇવને તેની તલવાર પકડતાં પુછ્યું, "તું કાંહ જાયછ બેટા ? ને એ કોણુની શોધમાં કીંગ નીઆલ તુંને મોકલેછ ? મારાં બહાદુર બચ્ચાંનાં શુરવીરપણાં માટે તો મને પુરતી ખાત્રી છે તો બી આય વખત મને કંઈ અજબ ચટપટ થયા કરેછ. એવો તે કોણુ એ ગુનેહગાર છે કે જેની પર કવીન ડેના ખફા થઈ ગઇછ ?"

હા, અંતે બી તે સવાલ લેડી આઇવને પુછયો ખરો ! તે સવાલ કે જેને માટે ક્રુર કીસમત ડોળા ઘુરકતી તેઓની સામે કયારની ખડી હતી પણુ ઇશ્વિરે તે કમનસીબ મા દીકરાં પર દયા કરી તે ઘડી આટલી પણુ દુર ફેરવી નાખી હતી !

હળવેથી તેનો જવાબ કરજે, સર આઇવર ! રે ! ઘણુંજ આસ્તે બોલજે ગરીબ સર આઇવર ! તુંને શી ખબર ઓ કમનસીબ પુરૂષ કે જે નામ તું ઓચરવા માગે છે તેજ તારી જીંદગીનો કાળ થઈ પડનાર છે !

"ઇલડેરીમ તેનું નામ છે, મધર ! અને તેનો અર્થ સુયમાંથી ઉતરી આવેલો એમ થાય છે; અને મેં એના વિષે જે સાંભળ્યુંછ તેમાં સહરાબાત નહિ હશે તો તે ખરેજ રોશનીમાંથી પેદા થયલો હોવો જોઇએ !"

લેડી આઇવન ખુરસી પરથી ઉઠી ઉભી થઈ ગઈ ! તે ફીકકા ગાલો પરનો રતાશ ઉડી જતો લાગ્યો; જયારે તે વ્હાલી મીઠી ચશ્મો ભયથી ફાટીજ જતી જોવાતી હતી ! એક તુટેલા છોડ મીસાલ તેણી તે બારીની બેર પર

ઢળી પડી. તેણીએ ધીમેથી પોતાનો ચ્હેરો તે ચેસ્ટનટ બાલવાળા બેટા તરફ ફેરવ્યો.

તેણીએ બોલવા ચાહયું પણ તે વળ ખાઈ ગયલા હોઠોમાંથી એક શબ્દ નીકળી શકયો નહિ! અંતે કોઇએ તેણીને ઉંડો ઘા કીધો હોય તેમ તે આંખો વીચાઈ ગઈ અને જો સર આઇવરે ધસી આવી તેણીને પોતાના મજબુત હાથોમાં પકડી લીધી નહિ હતે તો તે જરૂર ત્યાં ભોંય પર પછ-ડાઈજ પડતે!

"મધર! મધર!" તે છોકરો ગભરાટથી બોલ્યો, "શું છે? એમ કાંય કરોછ તમે? મારી તરફ જુવોની મધર? ને મારી છાતી પર તમારૂં માથું મુકી તમારાં સઘળાં દુઃખનો બાયસ મને કહેવો મમા, ને તમારો દીકરો તમુને બની શકતી દરેક મદદ આપશે!"

"સર આઇવર!" વફાદાર મોડ્રેડે તે શેઠાણીની મદદદે દોડી આંવતાં કહયું "ખુદાને ખાતર ખામોશ રહે છોકરા! જોતો નથી કે તારી માયનું કોમળ જીગર હાલ કેવાં દુઃખમાં છે? જા, બેટા જા, તું તારે રસ્તે! તારી માયને વાસ્તે કંઇ ફીકર કરવી નહિ! એ થોડા વખતમાં હુશીયાર થઈ જશે, તેની હું તુંને ખાત્રી આપુંછ, પણ ખુદાને વાસ્તે તું અમુને એખલાં છોડી જા!"

પોતાથી તે ઉતરતી પંકતીની ઓરતની તેનાં પ્રત્યેની એવી વર્તણુકથી સર આઇવરને ઘણો ગુસ્સો ચઢયો પણ તે બુઢ્ઢી નર્સનો ફીકરમંદ ચહેરો જોતાં તેને લાગ્યું કે તે જે કહેતી હતી તે ખરૂં અને વાજબીજ હતું! તેની ગરીબ માતા પર જે એકાએક બેખુદી ગાલેબ આવી હતી તેમાંથી કદાચ તે ઘરડી દાયા એખલીજ તેને હુશિયાર કરી શકે, અને તેથી તે બેહોશ થએલા સફેદ પ્યારા મુખડાપર એક છેલ્લી નજર ફેંકી સર આઇવર ત્યાંથી બહાર પડયો!

તે દર્દમંદ દીલે થોડો વાર અવાચક બની ઉભો! તેને કંઇ સમજ પડતી નહિ! એવું તે તેણે શું કર્યું હતું? અરે, એવું તે તેણે શું તે માતાને કહયું હતું કે જેથી તેને બુઢ્ઢી મોડ્રેડે એકદમ તે ઘરમાંથી હાંકીજ

કાઢયો હતો? એવો તે શું તે ભેદ હતો કે જે તેનાથી છુપાવવાની તેઓ જીવતોડ કોશીષ સદા કરી રહયાં હતાં?

સર આઇવર દુ:ખથી ધુમતું પોતાનું દીમાગ દબાવી ઘોડાપર સ્વાર થઇ જતો રહયો!

તેના ગયા પછી મોડ્રેડે લેડી આઇગ્રનનું માથું પોતાના ખોળામાં લીધું અને તે સફેદ કપાલ પર માયાથી તેણીનાં જૈફ આંગલા ફરવા લાગ્યાં. આસ્તે આસ્તે તે ગાલો પરનો મહોત જેવો ફીકાશ દુર થતો ગયો અને પછી હળવેથી તે નાજુક સર ઉંચકાયું અને તે મીઠી બ્લુ આંખો આસપાસ નજર કરતાં આમતેમ ફરવા લાગી.

"તમને હવે સારૂં લાગેછ, મારાં લેડી?" ફીકરથી અધમુઇ થઇ ગયલી મોડ્રેડે પુછયું.

"ઇલડેરીમ!" એક નીસાસા સહીત લેડી આઇગ્રનનાં મુખમાંથી તે પ્રકાશીત નામ સરી પડયું.

ગરીબ તે દાસીએ હબતીને પોતાનું કલેજુંજ પકડી લીધું.

"આફતાબમાંથી પેદા થયલો—" લેડી આઇગ્રને બેધ્યાનપણે બકવાટ શરૂ કર્યો, "હા, ખરૂં છે—શું તે મારી જીંદગીની રોશની નથી? મારા આત્માનો પ્યાર! મારા જીગરની એકપુરી તે આશા નથી!"

અને બેઉ હાથોમાં મસ્તક નમાવી લેડી આઇગ્રન વિલાપ કરવા લાગી. મોડ્રેડ ખામોશ બેસી રહી! તે એકજ મીઠી યાદની જપમાં પડેલી તે દુ:ખી બાનુને કોઇ રીતની ખલલ કરવા તેણીને ગમ્યું નહિ. પણ વધતી અને વધતીજ તે લવારાબકારા પર ચઢી ગઇ! એકજ તે મધુર સ્મરણમાં તે ગાંડીજ બની ગઇ હતી, અને તે શું બી ફાટુંફાટું બબડી જતી હતી તેની તે કમબખ્તને સુધ્ધીજ કયાં હતી?

"આઇવર! આઇવર!" તે બકારો કરતી હતી. "તારી મીઠી આંખો મારે વાસ્તે કેટલી બધી માયાથી ભરપુર છે! મારો બ્રાઉન ઝુલ્ફાંવાળો મોટો

દીકરો ! અરે ! એકજ વાર તેં તારાં ચેસ્ટનટ ઝુલ્ફાં તે સુનેરી ઝુલ્ફાં સાથે મેળવ્યાં હતાં પણ—"

તે અચકી ગઇ અને ઉંઘમાંથી ઝબકી ઉઠી હોય તેમ આસપાસ જોવા લાગી. તેની તે મોટી મુર્ખાઇનો ખ્યાલ છેક હમણાંજ તેણીને થયો !

"પણ આઇવર, શું હમણાં હીયાંજ નહિ હતો ?" અને એક તીણી ચીસ તે એકાંતમાં સંભળાઇ અને બીહધેલી મોડ્રેડનો કર જોશથી દબાવતાં તે ભેદી લેડી આઇગ્રને પુછ્યું, "એ કાંહ ગીયો, બોલની તો મોડ્રેડ ! શું તે ઇલડેરીમની શોધમાં જવાનું નહિ કહેતો તો ? અરે, તું કંઇ સમજેછ કે મોડ્રેડ ? એ તો મારી આંખોના નુર, મારા રોશનચહેર ઇલડેરીમને શોધવા ગીયોછ !"

"હા તે ગાયોછ," મોડ્રેડ નરમાશથી તે પોતાની શેઠાણીના હાથપર હાથ મુકતાં બોલી, "પણ ડરો ના, લેડી આઇગ્રન, આપણું સીક્રેટ હજી એ જાણુતો નથી ! તમે શુધ્ધિમાં આવો તે પહેલાં તો મેં એ દીકરાને અહિંથી વિદાય બી કરી દીધો !"

"પણ ઇલિડેરીમ—ઇલડેરીમ—તેં સમજ્યું નહિ ? કીંગ નીઆલે ભાઇની શોધમાં ભાઇનેજ મોકલ્યો ! મારા એ ખોરશેદને રાણી પોતાની દરબારમાં બોલાવેછ ! ઓ ખુદા, હવે શું કરૂં ? આઇવરને પાછો બોલાવ ? જરા જોની, મોડ્રેડ, એ ખરેખરજ અહિંથી ગીયો કે ? કંઈ નજદીકમાંજ હોય તો એને મારી પાસે બોલાવી લાવની !"

"બસ, લેડી આઇગ્રન, બસ કરો,' મોડ્રેડે હવે ખરાં જીગરથી ગુસ્સે થતાં મલેકાને વધુ બકતાં અટકાવી, "જરા તો તમે આઇવર બેટાનો ખ્યાલ કરો ! મારે હાથનો રમાડેલો, જમાડેલો, એ વ્હાલો છોકરો સદાનો ગંભીર ઘુવડ તો થઇને પડયોછ; ને તે બધું શાને લીધે ? અરે, મારા દીલમાં તેને એમ ગમગીન જોઇને કંઇ કંઈ થઇ આવેછ, તો તું માવીતર જેવી માવીતર, કે જેને એ પોર્યો બધા પોતીકા જીવ પ્રાણ આપી દેયછ, તેને માટે તુંને જરા બી દરકાર નથી ?"

"પણ મારો ઇલડેરીમ—" તે લેડી બોલી, "તો આકાશમાંથી ઉતરી આવેલો મારો ફરેસ્તો છે! જ્યારે આઇવર તો એક બહાદુર 'હીયરો' છે! તો મને ડર લાગેછ, મોડ્રેડ, મને બીહક લાગેછ! શુ તે અંધકાર મારી રોશનીને બુઝાવી નાખશે? આઇવર જંગમાં કેવો ઝનુની છે તે તો તું જાણેછ! અને રાજાએ તેનેજ ઇલડેરીમને લઇ આવવા મોકલ્યોછ, ને મારો એ માથાંફરાવન કોઇને નમી નહિ જનારો પોર્યો પોતાના મોટા ભાઇની સામે થાય, ને કંઇ બખેડો થવા પામે, તો તેનું પરિણામ શું આવે? એ, તે સીહા છોકરો, મારી આંખોના નુર જેવા ઇલડેરીમનો નાશ કરી નાખે, તો બોલની, એ! મોડ્રેડ, હું શું કરશ?"

"મને ઘણીજ શરમ લાગેછ, માઇ લેડી," મોડ્રેડ ઘણુંજ કમકમતાં બોલી, "મને ઘણીજ ખેઆલત ઉપજેછ કે આઇવર જેવા એક હેતવંતા બેટાનો ખ્યાલ બીલકુલજ એક બાજુ મેલી તમે ઇલડેરીમનેજ સેકો તાણ્યા કરોછ! શું કદી એક માતા બી આટલી હદ સુધીની એકતરફી બની શકતી હશે? હું તો વિચાર કરૂછ, લેડી આઇગ્રન, કે જે દિવસે ખુદા તમારી પાસે એ તમારી ચાલનો હીસાબ માગશે તે વારે તમે કહેશો બી, તે શું? ખચ્ચીત તે બીજો અમનચમનમાં મહાલ્યા કરે તેને લીધે પહેલાને તો તમો મારીજ નાખવા બેઠાંછ!"

પણ લેડી આઇગ્રન તે શબ્દોની એક તલમાત્ર પણ દરકાર કર્યા વિના બહાર દોડી ગઇ અને કોઇના આવવાની રાહ જોતી હોય તે કીસમે કપાળે હાથ ઢાંકી ઉભી.

આહા! તેણીને કાને તે પ્યારો લલકાર સંભળાયો—એવો તે અવાઝ હતો કે જે એક ખુશાલી અને આનંદનું સ્વરૂપજ માત્ર ધરાવી શકે!

દુરથી તે મુઅર પર સફેદ અસ્પ પર સ્વાર થયલો એક ફીગર આવતો દેખાવા લાગ્યો. તેના હાથમાંના શસ્ત્રો આફતાબની રોશનીમાં ખુલ્લાં ચમકી

રહ્યાં હતાં, જ્યારે તે પોતે આકાશમાંથી ઉતરી આવેલા કોઇ એક ફરેસ્તા જેવોજ તેના સોનેરી પોશાકમાં નજર પડતો હતો !

ખુલ્લા ફાંધેલા હાથો સાથે લેડી આઇવ્રન તે આકાશી નુરને આવકાર આપતી તેના તરફ ધસી કે જે વાર તેણીની આંખો ખુશી અને આનંદના આંસુઓથી ભીનાઇ ગઇ હતી.

અરે ! અરે ! તે ઉભી હતી તેજ પગવાટેથી બરાબર તેજ જગાએ એક બીજાજ શખ્શના પગલાંની નીશાન તે ફુલોના કયારાઓ વચ્ચે પડી રહેલી હજી જોવાતી હતી કે જ્યાંથી ભાગ્યેજ એક કલાક આગમચ કાળા કલોકમાં લપેટાયલો એક ગમગીન મરદ ઘણા દુ:ખી દીલે ત્યાંથી ચાલી ગયો હતો.

---

## પ્રકરણ ૬.

---

સર આઇવર ઘણાં ઘણાં દિવસો સુધી તે કોઇ બેગાના નાઇટની શોધમાં રખડયા કીધો ! ક્વીન ડેના તેને પોતાની કોર્ટમાં બોલાવી રહી હતી—ક્વીન ડેના કે જે પોતાથી નાહસતાં ફરનાર સઘળાંઓને સત્તાથી તેડી મંગાવતી હતી !

તે કોઇ ગયબી ઇલડેરીમનાં રહેઠાણ વિષે સર આઇવરને કોઇજ પત્તો આપી શકતું નહિ. તે તો તે ઘાડાં ઘટાદાર "વુડઝ"માં એક ભમતા ભુત મીસાલ આવતો અને જતો હતો ! કોઇ વાર બીહક તો કોઇ વાર ખુશાલી ફેલાવી જનાર તે રોશનચહેરા ઇલડેરીમથી ત્યાંનો ખેડુત વર્ગ ત્રાહે ત્રાહે કરી રહ્યો હતો.

"એ જો એટલી હદ સુધીનો નુરમંદ નહિ હતે." તેઓ સઘળાં કહેતાં "તો અમે કેદહાડનો એને ઠાર કરી નાંખતે. કાંયજે એના તુફાન મસ્તીની કોઇ સીમાજ નથી. આખાં વુડઝને તે તોબાહ પકાવી રહયો છે. છતાંબી

કાળી વાદળીઓમાંથી સુર્યનાં એક કીરણુ મીસાલ તે અમારી સમક્ષ ચમકી રહે છે ત્યારે અમારા હથીયાર તેં આકાશી નુર આગળ નીચાં નમી જાય છે. ગોયા આપણાં ઇંગ્લંડનો પેટ્રન સેન્ટ જયોર્જ પોતેજ આપણા દુ:ખો કમી કરવા બહેસ્તમાંથી ઉતરી આવે છે, ભુલકાંઓ તેની તરફ ડઘાઇ જોયા કરે છે, જ્યારે ઓરતો તો તે બુલંદ રોશની આગળ નીચાં નમેલાં સર સાથે બંદગી કરતી હોય તેમ હાથ જોડી ઉભી રહી જાય છે! પછી ત્યારે અમે જોરાવર મરદો બી શું કરી શકીએ? તેની આસપાસ એવું તો એક ચમત્કારીક ખોરેહ જોવાય છે કે તેની હજુર અમે તો મુર્ખ ગધેડા જેવાજ બની જઇએ છીએ. કહે છે કે એ ઇલડેરીમ કંઇ સાધારણ આદમી જેવો નહિ પણ અમર બનેલો છે! વળી તેનાં સુરીલાં ગાયનો તો સઘળાંને બીલકુલજ ભાનભુલાં બનાવી દે છે એવો તેનો એક ખુશાલીના ચંગ જેવો નાદ છે! ખુશાલીથી નાચતાં, કુદતાં, એક કીરણુ મીસાલ તે ગામેગામ અને જંગલે જંગલ તે ફરતો ફરેછ ને જેટલો જલદી તે આવેછ તેટલોજ એકાએક તે અદૃશ્ય બી થઇ જાયછ! વળી તે જ્યાં જશે ત્યાં કંઇ ને કંઇ નુકસાન તો કરવાનોજ! બાંધેલાં ઢોરો છોડી દેશે, બૈરાં છોકરાંને હેબતાવી નાખશે ને એવી એવી એની સહેતાન્યત ભરી ચાલથી હવે તો અમે બીલકુલ હેરાન પરેશાન બની ગયાંછ."

એક નાહનું બચ્ચું જે હોંશ ઉલટથી જીન પરીયાંની કહાણી સાંભળે તેટલા બધા ઉમંગથી સર આબવર તે વાત સાંભળતો હતો, પણ તે પોતાના મનથી ઘણો અજબ થયો કે જ્યારે ઘણાંખરાં તે સઘળાંઓએ ઇલડેરીમને જોયો હતો, છતાં આજ સુધી તેનાજ દીઠામાં તે કેમ ન આવ્યો હશે?

એ રીતે દયાળુ ઇશ્વર તે જવાનની ખીલતી જીંદગીનો નાશ કરનારો તે ભયભીત કલાક લંબાવતોજ રહયો! પણ ઘાતકી સરજત કોણુને છોડે છે? લલાટે લખ્યા લેખ કોણુથીજ ભુસી શકાય છે? અને તેને માટે નિર્માણુ થયલી તે ઘડી આવી પુગી કે તે ગોદ્ધો ફરી એકવાર તે માતાને ઘેર જઇ ચઢયો! દુરથી તેણે તે 'મુઅર' પર કંઇ ચળકતું જોયું. એ શું હતું?

વીજળીની ઝડપેજ સર આઇવરે પોતાના કાળા રખ્શને છોડી મુકયો અને જલદીજ તે દુધ જેવા સફેદ અસ્પ પર ચઢી બેઠેલા એક અતી તુરમંદ સોનેરી કલોકમાં સજ થએલા તે કોઇ ખુરશેદચહેર આકાર આગળ જઈ ચઢયો. એ કોણ ? શું "અમર તુરમંદ તથા તેજ ઘોડાવાળો ખોરશેદ યઝદ" ખુદ તે કાળી વાદળીઓ છેદી ભેદીને નીચે ઉતરી આવ્યો હતો ?

તેઓ સામસામા થયા—શ્યામ સુંદરતા ધરાવતો તે બળીષ્ટ પુરૂષ અને અનુપમ ખુબસુરતી પામેલો તે તેજસ્વી જવાન !

આહા ! તે ધુપ અને છાંવ હતી. એક પ્રકાશ અને બીજો અંધકાર હતો ! તે બે વચ્ચેનો તફાવત રજુ કરતું તે એક લાઇટ એન્ડ શેડનું સંપુર્ણ પીકચર હતું !

કીસમતે એ બન્નેને તેઓને જન્મ આપનાર તે માતાને બારણેજ પહેલવહેલ્લા મેળવ્યા ! પણ અલબત, તે ભાઇઓ એક બીજાને પીછાણી તો કયાંથીજ શકે ? તેઓ એક બીજા સામે મુગી અજાયબીમાં એક ચીતે જોઇ રહયા !

સર આઇવરે પહેલ્લો પોતા પરનો કાબુ મેળવી લીધો અને તેજ પહેલ્લો બોલ્યો કે જ્યારે તેનાં વચનો ઘણાં સભ્ય અને માયાળુજ સંભળાતાં હતાં.

"ઇલ્ડિરીમનું માનવંત નામ ધરાવનાર ખુબસુરત નાઇટને શું હું મારી સામે જોતો નથી ? કાંય કે આના જેવું તેજસ્વી સ્વરૂપ ફકત તે એકલોજ ધરાવી શકે !"

તે ખુબસુરત રાઇડરે ડોકાંના એક લહેકા સાથે તે વાતનો સ્વીકાર કર્યો.

"ઘણા ઘણા દિવસો થયા હું તુને શોધતો ફરૂંછ, ઇલ્ડરીમ," સર આઇવરે આગળ ચલાવ્યું, "અને અંતે બી આપણે મલ્યા ખરા ને તે બી કયાં ? આ પવિત્ર જગાએજ ! મારા શાહ તરફથી હું તારે માટે એક સંદેશો લાવ્યો છું ! તે નામદાર તુંને સલામ સાથે કહેવાડેછ, કે તારી આમદથી તેઓ પોતે તથા તેઓનું શાહી કુટુંબ અને સર્વે નાઇટસો ઘણાજ ખુશી

થશે. માટે તું મારી સાથે કોર્ટમાં આવશે, ઇલડેરીમ, કે જ્યાં આપણા માનવંત કીંગ નીઆલ તારૂં નમન સ્વીકારવા ખોટી થતા થોભે છે ?"

ખુશાલીનાં એક નફકરાં હસવાં સાથે ઇલડેરીમે પોતાનું માથું ફફડાવ્યું, કે જ્યારે તેના ઉજળા ચહેરા પર તે સોનેરી ઝુલફાંઓ આફતાબનાં કીરણ સમ ચળકી રહયાં !

"તારા રાજાને મારી તરફથી એટલુંજ કહેજે, મારા સીહા સર નાઇટ," રૂપેરી ઘંટ જેવા અવાજથી તે ઇલડેરીમે જવાબ કર્યો, 'કે હું કોઇને નમતો નથી ! અલબત, હું મારી પોતાની ખુશીનું એકાદ ચળકતી સહવારે તે શાહી કાસલના દરવાજે ઠોકતો જાઉં તે દીગર વાત છે ! બાકી એમ કોઇ મને હુકમ કરે અને હું તેને તાબે થાઉં એ તો બીનહાર બનવાનું નથી. તું જાણેછ હું કોણ છું તે ! બુલંદ રોશનીઓમાંની તે અતી બુલંદ રોશની કે જેને ખોરશેદ કહે છે તેની હું પેદાશ છું ! માટે આ ધર્તી પરનાં કોઈ—કોઇને હું નમન કરતો નથી ! સોનેરી મારાં આ પોશાક અને હથીયારોમાં સજ્જ થયલો હું એક બેખોફ બળવાખોર છું કે જે કોઇથી ડરતો નથી ! હા ! ખુદ, ખુદાથીબી નહિ ! કાંયજે કદી જો તે માલીકોનો માલીક પણ મારી પર ખફા થઇ જાય તો તેને પણ મનાવી લઈ તે સાહેબનાં આશીર્વાદજ હું મેળવું છું, એવી મારામાં શકતી છે !"

સર આઇવરે તે યુવક તરફ જોયા કર્યું. તેની અદભુત ખુબસુરતીથી તે ડંગજ બની ગયો હતો. એ કીસમની ખુબસુરતી શું આ ભુલોકમાંનો કોઇ પણ ધરાવી શકે ? બચ્ચીત તે મીનોઇજ હોવો જોઇએ ! તેના સોનેરી શસ્ત્રોનો ઝળકાટ અને તેની બાજુમાં લટકતી તલવારના ચળકાટ સાથે તે રોશનચહેર છોકરો બહેસ્તમાંના એક ફરેસ્તા જેવોજ દેખાતો હતો. એવાં તેના તેજ પ્રતાપ આગળ તે સીહા જોધ્ધો ઝંખવાણો પડી ગયો પણ તે બહાદુર વીરલો હતો અને પોતાના રાજાનો ફરમાવેલો બંદો હતો એટલે એવા એક નાહના છોકરાની મુસ્તાકીથી તે સ્હેજમાં ડરી જાય એમ ન હતું !

"તું કોણુને નમન કરે ને કોણુને નહિ તેની મને પરવાહ નથી!" સર આઇવરે મરજી ઉપરાંત થોડોક સખ્ત બની તે ખુરશેદચહેરને કહ્યું "પણ હું જાણુંછ કે તું કીંગ નીઆલના દેશમાં તેના હુકમ વગર ભમ્યા કરેછ અને એમ કરવાનો તુંને કંઇજ હક નથી! વાસ્તે હું ફરીથી કેહુંછ, છોકરા, કે આપણા રાજાનાં હુકમને માન આપી તું મારી સાથે હમણાં ને હમણાં તેના કાસલ તરફ ચાલ!"

"અને હું એમ પુછું કે મને હુકમ કરનાર તું થાયછ કોણ?" ઇલડેરીમે પોતાની ચમકતી આંખો ચમકાવતાં પુછયું અને પછી ઉમેર્યું, "પણ જા ભાઇ, તું તારે રસ્તે જા! ને હું મારે રસ્તે જવશ! મારો જવાબ તુંને મળી ચુકોછ; માટે હવે મને ખોટી ના કર! જો આજનો દિવસ કેવો રળીઆમણો છે, મારો આત્મા એવી ખુશીભરી કુદરતમાં મસ્તી મઝાહ ભોગવવા કયારનો તલપી રહયો છે. હા, મારે મનથી તો બસ જ્યાં જોવ ત્યાં આનંદ અને આનંદજ છવાઇ રહયો છે! આ દુન્યાના દુઃખ અને શોકથી હું તદન નીરાળો છું. એટલી બધી ગમગીનીથી તું મારી તરફ જોયા ના કર! ને ચાલ બાજુ થા, મારા સીહા નાઇટ! ખુદા તુને મારી આંખોમાંની થોડી રોશની આપે કાંય જે આય તારા કાળા કલોક સાથનો તારો શોકાતુર ચહેરો ખરેજ ઘણો અંધારો લાગે છે!"

"એમજ છે—!" આઇવરે ત્યારે એક બરાડ મારતાં કહયું. "તો તો આપણી તલવારો વડેજ તારા અને મારા વચ્ચેનો તફાવત નક્કી કરી લઇશું!"

અતી ચપળતાથી તે બન્ને ઘોડેસ્વાર પોતાના ઘોડા પરથી નીચે ઉતરી પડયા અને તે ખુલ્લા મયદાનમાં એક બીજા સાથે જંગ કરવા સામસામે ઉભા!

અકેક ખંખાર સાથે તે બેઉ અસ્પો પાછળ હઠી ગયા!

તે હરીફાએ લડવું શરૂં કર્યું. બેઉ પોતાના બચાવ અર્થે તે ખુલ્લી જગામાં ઠેકડા મારી રહ્યા હતા! એ વળા દુર કોઇ ગુંગળાતું હોય એવો

અવાજ તેઓને કાને અથડયો; પણ જંગમાં તેઓ એવા તો મશગુલ બની ગયા હતા કે તે બેમાંના એકેએ તે પર મુદ્દલ ધ્યાન આપ્યું નહિ!

સર આઇવરનાં કાળાં અને ઇલડેરીમના સુનેરી હથીયારો, એક બીજાં સાથે અથડી પડતાં "ધુપ—છાંવ" નોજ ભાસ કરાવતાં હતાં. નાહનો બીન-અનુભવી ઇલડેરીમ, આઇવર મેકડોશનાં મજબુત મક્કમ ફટકાઓ ઝીલવા પુરતો સાબુત જણાતો હતો નહિ!

એવામાં એક તીણી કીકીયારી તે શાંત હવામાં ફેલાઈ રહી!

લેડી આઇગ્રન તે નાહના ઘેરમાંથી લાંબા કીધેલા હાથો સાથે તેઓ તરફ ધસી આવતી જોવાતી હતી!

એકસંપથી હોય તેમ તે બેઉ જોધ્ધાઓએ તલવાર નીચે નમાવી દીધી!

હા, અંતે ત્યારે તે પળ આવી ચુકી હતી; સરજતની તે ક્રુર પળ કે જે બેદરકારીથી આદમીઓનાં જીગર કચેડી નાખતી અચુક આવી ઉભી રહે છે!

ડર અને ધાસ્તીથી ફાટી જતી આંખો સાથે તે માતા તેઓ વચ્ચે આવી ઉભી! તેણીના ચહેરા પરથી લોહીનું ટીપેટીપું ઉડી ગયલું જોવાતું હતું. તે સીહા પુરૂષ અને તે ખુબસુરત જવાન તરફ લેડી આઇગ્રન એક દીવાની ઓરત મીસાલ ટીકતી ઉભી રહી ગઇ!

"આઇવર......હું તુંને અરજ કરૂંછ," અંતે તેણીનાં ગળામાંથી એક બોખરો અવાજ નીકળ્યો! "તારી તલવાર મ્યાનમાં ખોસી દે—એ ચળકતું હથીયાર છુપાવી દે......કાંય કે...કાંય કે...તારાંજ લોહીનાને તું મારી શકવાનો નથી..."

તે ઉતાવળ્યા શબ્દો એકેક આંચકી ખાતા તે હોઠોમાંથી નીકળતા હતા! આઇવરના જીગરપર તે એકેએક વચન તાવેલાં સીસાં મીસાલ પડયું! પણ તેના આત્માને એકાએક બે ટુકડા કરી નાખતો તે ફટકો તે હજી ભાગ્યેજ સમજી શકયો હતો! અરે! અરે! તે સીહા બેટા પોતાની માતા તરફ મુગો

ખુલાસો માગતો ફર્યો, ત્યારે તેની આંખમાંની એ અસહ્ય વેદના જોતાં લેડી આઇગ્રન તેની નજર સામે નજર મેળવી શકી નહિ !

તેણીનાં પાંપણ બંધ થઇ ગયાં, અને બેઉ તેણીના હાથો તે ગોરી ગરદન આસપાસ મજબુત વીંટળાયા—ગોયા તે દમજ નહિ લઇ શકી !

"તારો ભાઇ......" એક નીસાસો નાખતાં લેડી આઇગ્રને જાહેર કર્યું.

બેઉ મરદો એક સામટી બુમ સાથે તે માતાની અકેક બાજુમાં આવી ઉભા. તેણી તરફથી વધુ ખુલાસો માંગતા તેઓ થોભ્યા, પણ તે બેઉના સ્પર્ષથી અળગી થઈ જઇ તેણીએ પોતાનો ચહેરો હથેલીમાં છુપાવી દીધો અને શરમથી નમાવેલાં મસ્તક સાથે બેઅટકાવ ડચકાં જોરથી ખેંચવા લાગી. તે બેઉ દીકરાઓ અવાચક તેણીને શોક કરતી ટીકતા ઉભા ! પછી તે બન્નેએ એકબીજા તરફ ધારી ધારીને તે અજબ જેવો અંધારો ભેદ શોધી કાઢવા જોયા કર્યું.

પણ આઇવર જલદીથી પોતાનું દુ:ખ સમાવી દઇ તે રડતી માતા આગળ ગયો અને નરમાશથી તેણીનો હાથ પોતાનામાં લઇ ધીમેથી તે તેણીને ઘરે લઈ ગયો.

ઇલડેરીમ એ જોતો પોતાની જગાપરજ ચીટકી ઉભો ! હાથમાં તલવાર સાથે એક સ્થીર પુતલાં મીસાલ તે બની ગયલા બનાવપર ગૌર કરતો થોભ્યો !

ત્યારે શું તે સીહા શખ્સ તેનો ભાઈ હતો ! તેઓ શું એક લોહીના હતા ? પણ બચ્ચીત, તે માણસ ખોરશેદની પેદાયશ તો નહિજ હશે. રાત અને અંધકારનેજ તેના જન્મ સાથે નીસબત હોવી જોઇએ કારણ એનાથી વધુ કરડો અને ઠંડો કોઇપણ થઇ શકે !

પણ તે શોકમય ખ્યાલ ઉરાડી મુકતાં ઇલડેરીમ એકાએક હસી પડયો ! શું તે આનંદ અને છુટાપણા માટેજ સરજાયો ન હતો ? તેના જીગરમાં કદી એક ઓળો બી પેસી શકનાર હતો ? શું તેની માતા તેનેજ સૌથી વધારે નહિ ચાહતી હતી ? કારણ તેનીજ સલામતીના ભયને લીધે તે માતાએ ચીસ

પાડી હતી; અને તેનીજ જીંદગીના જોખમના ખ્યાલે તે ધ્રુજી રહી હતી! એજ વિચાર ઇબડેરીમને ખુશીથી છાકટ બનાવી દેવા પુરતો હતો! પણ તેની માતા જેવી એક નાહની નબળી બાનુ આવા મોટા જોરાવર અને ગમગીન માણસની માતા હોઇજ કેમ શકે? પણ વળી તે ચોટટે ખુશાલ સબળી ફીકર મારી હટાવતો મોટે સાહદે હસ્યો! તે એવું હસવું હસ્યો કે જાણે તેના સીતારાની બુલંદ ચાલ માટે તેને એક લેશભાર પણ શંકા હતી નહિ!

પછી ત્યાંથી ફુલ જેવાં હલકાં જીગરે તે ઘેર તરફ વળ્યો.

## પ્રકરણ ૭.

લેડી આઇગ્રનને તેણીનો વડો બેટો તે ચેમ્બરમાં લઇ ગયો કે જ્યાં ઘણાએક સુખી કલાકો ઘણીવાર તે મા દીકરાએ વાતચીતમાં ગાળ્યા હતા.

તેણે તે માતાને એક ખુરસીપર બેસાડી દીધી કે જે પોતાનો સફેદ ચહેરો હાથોમાં છુપાવી તે બેઠકમાં પછડાઇ પડી. ગરીબ તે! હૃદયભેદક ડચકાંઓથી તેણીની છાતી બધી ગુંગળાઇ જતી હતી.

શરમથી નમેલાં તે સફેદ વેલ સાથનાં માથાં પર પોતાનું શીર દબાવી આઇવર તેણીના પગ આગળ પડયો. એ વેળા તેના હાથ એક બીજામાં એવા તો ટાઇટ ભેરવાયા હતા કે તેની નસેનસ ફુલીને મોટી થઇ રહેલી જોવાતી હતી.

પણ તે અગાધ દુઃખ કે જેના ભારથી તેની વ્હાલામાં વ્હાલીનું સર ઝુકી ગયું હતું તેનો ખ્યાલ કરતાં તે બહાદુર નાઇટ પોતાના આત્મામાં થતી વેદના એક કોરે મુકી તે મીઠી જનેતાને શાંત પાડવાની જહેમતમાં પડયો.

"મધર!" તે તેણીને સમજાવતાં અતી નરમાશભર્યા અવાજે બોલ્યો, "હું તમને કોઇ દહાડો કંઇ નહિ પુછશ! તમારી જીંદગીની એ એક ખાનગી

બાબદ વિષે હું કંઇ જાણુવા માગશ નહિ, પણુ મને એટલુંજ કહો, વહાલાં મધર, કે પેલો ખુરશેદચહેર છોકરો શું ખરેખર મારો ભાઇજ છે?"

તે બાનુ પોતાના સફેદ રોબમાં મ્હોડું છુપાવી જેમની તેમ બેસી રહી. બેઅટકાવ ડચકાંઓને લીધે તે વાંકા વળેલાં ખભાં ઉંચક મુક થયાં કરતાં હતાં!

"મધર ડીયર," વળી તે હેતવંતા બેટાએ તેણીને વીનવી, "બોલો, તમારે વાસ્તે હું શુંજ કરી શકું? ઓ મમા, તમારૂં દુ:ખ હું શી રીતે કમી કરી શકું તે મને કહો!"

અંતે લેડી આઇગ્રને આંસુઓથી તર થયલા તે ચહેરા પરથી હાથો ખસાડયા અને પછી તે આંગળાંઓ અધીરતાની તાપથી હોય તેમ પોતાના ધ્રુજતા હોઠો પર દબાવી દીધાં.

"હા, હા, એ તારો ભાઈ છે......મારો દીકરો!" તેણીએ શરૂ કર્યું, "તારો બાપ ઘરડો; અને કરડો હતો ને હું તો તેની દીકરી જેવીજ લાગતી હતી! પણુ પછીથી...પછીથી મારી જીંદગીમાં તે દાખલ થયો કે જેણે મારૂં જીગર ચોરી લીધું. આય મુલકને વાસ્તે તે ઘણો—અતી ઘણો ખુબસુરત હતો. હા! તે દુરદરાઝ છેક પુર્વ ખંડથી આવેલો હતો, એટલે પાછો ત્યાંજ ગયો! ને મેં તેને જવા દીધો! અરે! ફરી મેં તેને જોયોજ નહિ! અને પછી? પછી મારો તે નાહલ્લો દીકરો જન્મ્યો, જે બીના મેં અલબત તારેથી છુપાવી, કારણુ જેટલું તે કીર્તીવંત એટલું શરમભર્યું બી હતુંજ તેથી મેં મારા એ ગલગોટાને ઢાંકી સાંતીને ઉધાર્યો. તે થોડોક મોટો થયો કે તેના બાપે...હા, તેનો બાપ, આઇવર, કાંય કે તે તારો બાપ નહિ હતો! તેણે પોતાના દીકરાને તેડવા માણુસો મોકલ્યાં...મારા નાહ્લા ઇલડેરીમનો તે પીતા કે જે એક રાજવંશી હતો! મારાં તે ઝીનકાંને મેં છાતીપર પત્થર મુકીને મારેથી જુદૂં પાડયું, અને તેના બાપ તરફથી આવેલા કાસદો તેને લઇને ગયા! એ દરમ્યાન કાસલમાં હું કેવા જીવતરે જીવી તે તો મારો ખુદાજ જાણેછ! તુંને તે વખત યાદ હોશે, આઇવર, કે જયારે

હું ગમગીન ને ચુપ તે ઢંઢાર જેવા કીલ્લામાં ફર્યા કરતી'તી. એ પછી લાંબે વખતે મને ખબર પડી......મને ખબર મળી કે તે મહાન નર મરણ પામ્યો હતો અને અમારી તે ખાનગી બીના તેના જોડેજ કબરવાસ થઇ ચુકી હતી. અને પછીજ ઇલડેરીમ તેના બાપના બખ્તરમાં સજ થઇ આય ઠંડા દેશમાં આવ્યો! અને ત્યારે હું તુંને ગોરોમાલ્ટ કાસલમાં એખલો છોડી અહિં આવી પડી! હું બીલકુલ નાચાર હતી, કારણ મારાં તે બીજાં બચ્ચાંને મારી વધારે અગત હતી!" અને અહિં તે બાપડી અચકી ગઇ કે જયારે તેના ચીમરાયલા ગાલોપર આંસુઓ ખરી પડતાં જોવાતાં હતાં.

"વળી મને એમબી લાગ્યું," જરા વાર થોભી તેણીએ પાછું ચલાવ્યું. "કે મારે કોનવેન્ટની નજદીકમાંજ રહેવું જોઇએ કે જ્યાં હું મારાં પાપોની તોબેશ કરવા રોજ જઇ શકું! તારી સમક્ષ મારા તે ગુનાહનો એકરાર હું કરી ચુકીછ હવે ગમે તે રીતે તું મારો ઇન્સાફ કરી લે, આઇવર!"

"ઓ મધર!" તે છોકરો પુકારી ઉઠયો, "દુન્યામાં જે મને સૌથી પ્રીય અને પવિત્ર તેનો ઇન્સાફ કરનાર હું કોણ? એક દીકરાને પોતાની માયને સવાલ કરવાનો હકકજ શું છે? મારે મનથી તો તમે જેવાં અશો હતાં તેવાંજ છો! ઓ માય, તમે જાણોછ કે મારા દીલમાં તમારે વાસ્તે કેવા બળવાન પ્યાર છે! તેમાં કોઇ કાળે એક તલ માત્રબી ફેર પડવાનો નથીજ, વાસ્તે, ડીયર મધર, ઉંચકો તમારૂં સર ને ખુદાને ખાતર તમે એમ રડો ના! જુવોની ઓ માતા! પેલી કાળી વાદળીઓ હટાવી સુરજ કેવો નીકળી રહયોછ ને જુવો અરે તમારી મીઠી નજર ઉંચી કરીને જુવો તો ખરાં મધર કે આય દરવાજાનાં ઉંબર પર કોણ આવીને ઉભું છ?"

તે દુ:ખી સ્ત્રીએ નજર ઉંચકી અને દુ:ખના એક ચમટા સાથેજ આઇવરે જોયું કે ઉંબર પર ઉભેલા તેણીનાં તે ડાર્લીંગને જોતાં સાથેજ લેડી આઇગ્રનમાં ચમતકારીક ફેરફાર થઇ ગયો.

ઇલડેરીમ! સદાનો તે રોશનચહેર ખુબરૂ ઇલડેરીમ હસતે મુંખે તેઓને જોતો ત્યાં ઉંબર પર ખડો હતો!

તે ડાર્ક સર નાઇટનું અંતઃકરણ છેડાઇ ભેદાઇ જતું હતું!

અરે! અરે! તેનાં તે શ્રેષ્ઠ બળવાન પ્યારનું તોલ તે સુનેરી ઝુલ્ફાં વાળાનાં ફક્ત એક બાલ જેટલુંબી કરવામાં આવતું હતું નહિ!

ઇલડેરીમ અંદર આવ્યો અને તે માતાના ગળાં આસપાસ પ્યારથી હાથ વીંટાળી પોતાનાં સુંદર ઝુલ્ફાં તેણીનાં ગાલ સાથે દબાવ્યાં.

"હવે તારાં આંસુઓ સુકઇ ગયાંની, માતા માહરી?" તે લાડ કરતો બોલ્યો, "બરાબર છે! એમજ જોઇએ! તારે રડવું જોઇએજ શું કામ? જો આય સીહા માણુસ મારો ભઇજ હોય તો હું તેને મારો હાથ ભાઇબંધીમાં આપુંછ, પછી કંઇ? પણુ તમે રડો નાની! ખ્યાલ કરો મધર! હું કેવો એક પ્રકાશીત દેશ છોડી આયોછ, ને કેવાં વ્હાલાં મીત્રો પાછળ મુકી આયોછ છતાંબી હું કોઇ દહાડો રડુંછ કે? વાસ્તે આય મીઠા ચહેરા પરની જરાએ જરા દલગીરી કાઢી નાખી બસ તમેબી મારી સાથે ખુશખુશાલ જીંદગી ગુજારો! ઇશ્વરે આવી સુંદર જગત બનાવીછ તે હસવા માટે, રડવા માટે નહિ!" અને પછી એક ફલાંગ મારી તે પોતાના ભાઇની નજદીક ગયો અને સીધ્ધુ તે કાળી આંખોના ઉંડાણુમાં જોતાં બોલ્યો.

"તારૂં નામ આઇવર છે નહિ? લે, આય મારો હાથ ને જરાબી તારા દીલમાં મારી સાથે ગુસ્સે ના થતો, આઇવર, પણુ હું ફરીથી કેહુંછ કે કોઇબી રીતનાં બંધનમાં પડવા હું સરજાયો નથી વાસ્તે રાજાને કે કોઇને બી નમ-વાનું તો તું મારી આગળ કદી બોલનોજ ના અને ત્યારે હવે ફેરવેલ મારા સીહા બીરાદર ખુદા ચાહશે તો આપણે જલદીજ પાછા મલીશું પણુ યાદ રાખજે તે વખતે તારા હાથમાં તલવાર પકડાયલી હોવી જોઇએ નહિ!"

અને તે મસ્તીખોર હસ્તો હસ્તો પોતાનો સુનેરી કલોક ઓઢી લઇ ત્યાંથી બહાર ગયો અને ત્યાં ઉભેલા પોતાના તે રખ્શને એક ખુશાલ સીપ-ટીથી બોલાવી તેની પર સ્વાર થઇ દોડી ગયો.

તેના ગયા પછી તે રૂમની રોશની જતી રહી હોય તેમ આનંદના તે સ્વરૂપને ઉડી જતું જોતાં તે મા બેટા તે ઓરડાનાં અંધકારમાં એખલાં પડયાં!

"તમુને હજી કંઇ મને વધારે કહેવાનું છે, મધર?" આઇવિરે પુછ્યું. "તમારી કોઇબી એવી ઇચ્છા છે, કે જેથી હું તમારૂં મન શાંત કરી શકું?"

"હા આઇવર!" લેડી આઇગ્રન બોલી કે જે વાર તેણીની બ્લુ આંખોમાં ધાસ્તી પ્રગટ જોવાની હતી. "એક અતી ડરામણા ખ્યાલમાંથી તું મને મુક્ત કરી શકશે ને તેથી તારી પાસે હું એક વચન માગુંછ! મારા દુઃખી જીવનાં કસમ ખાઇને વચન લે, દીકરા—મારાં કળતાં જીગરપર તારો હાથ મુક, ને મારી પરનાં તારા સઘળા પ્યારને ખાતર મને વચન આપ કે તારા ભાઇના એક બાલને બી તું કદી અલવલ આવવા દેશે નહિ.........તેની પર તારો હાથ કદી ઉંચકશે નહિ, બેટા!......તારા રાજાને ખાતરબી નહિ કે તારી ઇજ્જતને ખાતરબી નહિ અથવા તો એ મારો નાહનકડો કંઇ અવિચારી બોલીને તારી લાગણીબી દુઃખવે તોબી તારે એને એક આંગળી વટીક લગાડવી નહિ! તેથી ઉલટુંજ તેની બેમુલ જીંદગીનું તારેથી બની શકતું રક્ષણ કરજે! આઇવર, તારી માયનો એટલો સુખન તું રાખશે કની? તારી માતા કે જેનો પહેલ્લો દીકરો તુંજ છે!"

એક આખી મીનીટ આઇવિર કંઇ જવાબ આપી શકયો નહિ. બારી વાટે દેખાતાં મેદાનને જોતો તે ખામોશ બેસીજ રહયો!

તેનો જીવ ઝીમાઇ જતો હતો. ઓચીંતા આવી પડેલા એક અસાધારણ ભારે બોજા તળે તેનું અંતકરણ કચડાઈ જતું હતું મોટા ખુદા! શું તેના આત્માની થોડી ઘણીબી રોશની તે કાળા અંધકારને લીધે સદાની નાશ પામવાની હતી!

નાહની નબળી નાજુક તે ઓરત કે જેને તે માતાના પવિત્ર નામે બોલાવતો હતો તેના મનથી તો તે એક મજબુત ખડક સમાન હતો કે જે

તેણીનો સઘળો બોજો આસાનીથી ઝીલી લેવા જેટલો મજબુત હતો! હા, અંતે ત્યારે તેણીના જીગરમાં તો તે બીજા બેટાનેજ પહેલ્લી જગા મળી હતી.

ધીમેથી તે ફર્યો અને લેડી આઇગ્રિનનાં ચહેરા પર નજર કર્યા વગરજ તેણીનો હાથ હળવેથી પોતાના હાથમાં લઇ તે બોલ્યો.

"હું તમુને વચન આપું છ, મધર!"

એટલુંજ તે બોલી શકયો અને પછી તે માવીતરનાં "વૅલ"થી ઢંકાયલા સુંદર ઝુલ્ફાંઓ પર હોઠ દબાવી તે સીહા બેટો ઝુકી ગયલાં સર સાથે બાહેરનાં તડકામાં ચાલી ગયો કે જ્યાં તેનો તેજસ્વી ભાઇ થોડીજ વાર પર હસતો રમતો દોડી ગયો હતો!

---

## પ્રકરણ ૮.

સર આઇવર મેકડોશ હારેલાં તુટેલાં જીગરે કીંગ નીઆલનાં કાસલ તરફ પાછો ફરતો હતો.

ખરૂં હતું કે તેનાં દીલની મુરાદો—તેનાં જીગરની મીઠી ઉમેદો ઘણી થોડીજ હતી પણ તેની જનેતાની પાકીઝગીમાં તે એટલું તો ચીવટાઇથી માનતો રહયો હતો અને તેણીની અશોકીમાં તે એવા પાક વિશ્વાસથી જોતો આવ્યો હતો કે એકાએક આવી પડેલાં સરજતનાં તે ક્રુર વમલથી તે તમામ હારી ખાઇ બેઠો! માતા પ્રત્યેનો તેનો પ્યાર અતી જોરાવર અને મક્કમ હતો. તેનાં જીગરની એખલી રોશની, એકજ ખુશાલી, તે ફક્ત આ તેની માવીતર હતી! પણ અફસોસ! અફસોસ! હાલ તેના ખ્યાલમાં તે દમ ભરતો હતો, ત્યારે તે દમ વડીક ગસહ્ય વેદનામાંજ ખેંચાતો જોવાતો હતો!

તે ખરો ઉમરાવ બેટો હતો અને તેનાં જેવું એક ખમીરે અમીર

ગર્વું શંક ફરજંદ પોતાની વ્હાલી માતને દોષ તો કદી દઇ શકે નહિ છતાંબી તેને તેની જીંદગીમાંથી કંઇક ગુમાઇ ગયલું લાગ્યું. કંઇક કે જે વડે તે આજ તક જીવ્યો હતો.

તે માતાને ઘેરથી ફક્ત ગઇ કાલેજ નીકળ્યો હતો. તે રાત તેણે તે ધાડાં જંગલમાંની એક ઉંડી ખીણમાં તોડી પાડી હતી કે જ્યાં પવનના સુસવાટ વચ્ચે તે થાકેલો જવાન નસોસ બની ઉંઘાઇ રહ્યો હતો. તારાના ઉજાસ વિનાની તે એક ઘોર અંધારી રાત્રી હતી! ગોયા તે શુરવીર જોધ્ધાની ગમી માટે કુલ કુદરત પણ શોકમાં ડુબી ગઇ હતી. અને ત્યાં તેણે એક સ્વપ્ન જોયું! તેને સ્વપ્નું આવ્યું કે કાળી વાદળીઓથી ભરાયલી એક દુન્યામાં તે રખડતો હતો કે જે દુન્યાનાં વીસ્તારનો કોઇ છેડોજ ન હતો. તેની આસપાસ છવાઈ રહેલા તે અંધારા ધુમસથી તેની આંખો જાણે આંધળીજ બની ગઇ હતી. છતાં તે થાકયો નહિ! કોઇ એક અણુદીઠ શકિત તેનાં પગલાંને કૌવત આપતી, તેની આંખોને રોશની બક્ષતી તેને આગળનો આગળ દોરવતી જતી હતી. જેમ જેમ તે અંધકારમાં આગળ વધતો, તેમ તેમ થોડે થોડે વારે તે અંધારી વાદળીઓમાંથી વીજળીના ચમકારા નીકળી રહેતા જોવાતા હતા, કે જેના પ્રકાશમાં તે ઇલ્લડેરીમનો આકાર નીહાળી શકતો! એ ફીસમે તે ચમત્કારીક રોશની તેના રસ્તા પર અજવાળું ફેંકતીજ રહી અને આસ્તે આસ્તે તેમાંનો તે ફીગર વધારે અને વધારે ખુલ્લો દેખાવા લાગ્યો! ત્યારે તેણે જોયું કે ઇલડેરીમના હાથમાં એક ક્રોસ રોકી તલવાર પકડાયલી હતી!

તે ગુંગળાવી નાખતા ધુમાડાનાં અંધકારમાં વલખાં મારતો આઇવિર આગળ ધસ્યો! તેના દુઃખીયારાં જીગરને આશા આપતી ફીસમે પકડાયલી તે તલવાર નજદીક જવા તે તલ્પી રહ્યો હતો એવામાં તે ખુબસુરત યુવકની આકૃતિ અદ્રશ્ય થઇ ગઇ અને ફકત તે તલવાર અંધકારમાં લટકી રહેલી જોવાઈ!

તેજસ્વી પ્રકાશમાં ઝલકી રહેલી તે તલવાર એક સ્વર્ગીય આશાનીજ નીશાની બતાવી રહી હતી!

બે હાથો જોડી આઇવર તે રોશની સન્મુખ ગુંઠણુમંડયે પડયો! અને તેને દેખાયું કે તે તલવારની અણી એક તુટેલાં અંતઃકરણમાં બરોબર વચ્ચો વચ ભોકાઇ ગઈ હતી કે જે અંતઃકરણ ઘણું રીબાતું હોવા છતાં હજી તરફડીયાં મારતું જીવતુંજ હતું! અને તેમાંથી ઝરફતાં લોહીનાં ટીપાંઓની એક નાહની સરખી નદી બની ગયલી જોવાતી હતી, કે જે તે કાળા આકાશમાં કીરમજી એક પટી જેવીજ લાગતી હતી!

તે રાતા માણેક જેવા ઝરાને નીહાળતો આઇવર ઉભો હતો, તેવામાં પડદો એકદમ ઉંચકાઈ ગયો અને તેની નજરે એક જુદોજ દેખાવ પડયો!

તેની સામે દ્રષ્ટી મર્યાદાપર તવલુદ થતા આફ્તાબની ગુલાબી રોશની ફેલાઇ રહી! તેનાં તેજ અને ચળકાટ દર મીનીટે વધતાંજ ગયાં! સેવટે તે એટલી ભભુકદાર બની ગઇ કે બહેસ્તનાં દરવાજામાંથી નીકળી રહેલી તે રોશની ગોયા નીચેની દુન્યાને બાળીને ભસ્મજ કરી નાખવા ચાહતી હતી!

તેણે પેલી રાતી લોહીની નદી તે પવિત્ર રોશની તરફ વળી તેની સાથે મળી જતાં જોઇ.

ઇલડેરીમની તલવાર અદ્રસ્ય થઇ હતી. પવિત્રમાં પવિત્ર અને સુંદરમાં સુંદર એવા તે સુર્યોદયનાં તેજમાં સઘળું બેમાલુમ થઇ ગયું પણ પછી એકાએક તે ભભુકદાર રોશનીની બરાબર મધ્યાનમાં તેણે એક બીજો ક્રોસ જોયો!

તે બીજો ક્રોસ—મહાન લોર્ડ જીસઝનાં કીર્તીવંત બુલંદ સ્વભોગની તે નીશાન–એવાં એક અમર નુરમાં ઝળકી રહી હતી કે આ ધર્તી પરનો કોઇ ખાકી માનવી તેની પર નજર કરી શકેજ નહિ!

તે એ ક્રીસમની બુલંદ રોશની હતી કે જેની સમક્ષ બંદગીમાં હાથ જોડી નમ્યા સીવાય, કોઇ રહી શકેજ નહિ!

એક છુટકારાની બુમ સાથેજ તે અદ્દભુત ખાબ જોનાર જાગી ઉઠયો અને ત્યારે તેની આસપાસ હજી અંધકારજ હતો પણ તે કીર્તીવંત નીશાનની રોશની હજી તેનાં અંતઃકરણમાં તારા મીસાલ ચમકી રહી!

અને કીંગ નીઆલની કોર્ટમાં પાછો ફરતાં સર આઇવર મેકડોશ એજ તેના અજબ જેવા સ્વપ્નનાં ખ્યાલમાં ડુબી ગયો હતો!

તેની આસપાસનું તે શોકાતુર ધાડુ જંગલ તો તે જોતોજ નહિ હતો. તેની આંખો આગળ તો તે કાળી વાદળીઓમાંથી શરૂ થયલા તે કીર્તીવંત સુર્યોદયનો દેખાવજ હજી ખડો હતો

અને એ ખ્યાલોમાં સર આઇવર એવો તો મશગુલ બની ગયો હતો કે તેનાં ઘોડાએ ઠોકર ખાધી તે વાર તે મુશ્કીલીથીજ પડી જતો બચી શકયો.

અંતે તે તુરંગોમાંથી બીદાર થયો અને લગામ ખેંચી તે અસ્પને ઝડપી ગેલપમાં છોડી મુકયો!

પણ તેની નજરે દુરથી દેખાતો તે સફેદ આકાર શું હતો? નજદીક આવતાં તે ઘણો અજબ થયો; કારણ તે ગીચ જંગલમાં આવેલાં એક સુંદર તળાવને કાંઠે એક નાજુક છોકરી બેઠી હતી કે જેનાં લાંબા બાલ છેક તેનાં પગો આગળનાં તે ઝમરૂદી ઘાસ તક લટકતા જોવાતા હતા. એ શું તે ખરે-ખરજ જોતો હતો કે ઘરડી મોડ્રેડને મહોડેથી સાંભળેલી કહાણીમાંના મૃગદલ જેવું કંઇ તે વિશાળ વનની સપાટીપર તેને દેખાતું હતું?

## પ્રકરણ ૯.

ખરેજ તે જંગલમાં એક સુંદર સરોવરને કીનારે એક તારૂણી બેઠી હતી!

તેણીની બે મોટી ખુલ્લી સીધીન આંખો તે નજદીક આવતા સ્વાર પર ઘણી ઇંતેજારીમાં ટીકાયલી હતી, જ્યારે તેણીના હોઠો એક નરમ હસ્વામાં સહેજ છુટા પડેલા દીસતા હતા!

તેણીએ ડલ પીલા રંગનો એક લાંબો રોબ પહેડયો હતો અને તે નાજુક કમર આસપાસ એક વજનદાર રૂપેરી ગર્ડલ (કમરબંધ) લટકતો જોવાતો

હતો, અને જયારે કપાલપર એક શેરી મોટાં મોતીનો એક બેન્ડ બાંધી લીધો હતો કે જેના બરોબર વચ્ચે એક આબદાર બેમુલ પોખરાજ ઝમક ઝમક થતું જોવાતું હતું.

વળી બે સફેદ બરફ જેવા હાઉન્ડઝ—કુતરાઓની જોડી એકાદ દહેરાંની મુર્તીની રખેવાળીમાં હોય તે કીસમે તે મધુરીના પગ આગળ પડી હતી!

સર આર્ચિવરને લગોલગ આવી પહોંચેલો જોઇ તે બાળા ઉભી થઇ ગઇ; અને તે એમ સીધ્ધી, પતલી, ફીકકી, ખડી હતી ત્યારે કોઇ ખાકી ઇનિસાન કરતાં તેણી એક હવાઇ આકારને વધુ મળતી આવતી હતી, એટલી બધી તે સફેદ અને નાજુક હતી! તેણીનો ચહેરો અતી ઘણો નાહનો અને મોહક હતો કે જેની તમામ ખુબસુરતી ઝોયા તે તારા સમ ચમકતી આંખોમાં અને તે અર્ધા ખુલેલાં કમળનાં ફુલ જેવા હોઠોમાંજ ભરી મુકી હતી!

અજાયબીના એક મોટા આંચકા સાથે સર આર્ચિવર મેકડોશે જોયું, કે તે કોમળાંગી કોઇજ નહિ, પણ કીંગ નીઆલની વચલી બેટી પ્રીનસેસ ફીઓના હતી.

એક કુદકા સમેત તે નાઇટ ઘોડા પરથી ઉતરી પડયો અને પછી ગુંઠણુ વાળી તે ઓશકાઈ ગયલી પ્રીન્સેસનો હાથ માનથી ઝાલી તેણીને નમન કર્યું!

તે બન્ને કુતરાઓ ખુશાલીનું ભસ્તા તેની આસપાસ ફરી વળ્યા. ખચ્ચીત, પશુ પક્ષીઓ, તે શોકાતુર માણુસ પર જે કીસમે પ્યાર બતાવી તેની સાથે હળી જતાં હતાં તે જોવાનું ઘણુંજ ખુશકારક હતું!

પ્રીન્સેસે તે ગુંઠણુમંડયે પડેલા નાઇટને જલદીજ ઉભો થઇ જવા કહયું!

"મારાં માતા પીતા આજે આખી દરબાર સાથે હરણોના શીકારે ગયાંછ!" તે પીલતન જેવા શખ્સ તરફ નજર ઉંચ્ચી કરી ફીઓના ઘણું નરમાશથી બોલી, "પણુ હવે હું ધારૂંછ તેમ એ લોક પાછાં ફરતાં હોશે ને જલદીજ આપુને બ્યુગલના અવાજ સમજાશે!"

"અને તમો નામદાર એ લોકની વાટ જોતાં અહિં ઘણુંના ખોટી થાઓછ?" સર આઇવરે તે શાહની બેટીને મોટા અદબથી સવાલ કર્યો! પણ તેમ કરતાં તે નાહની છોકરી તરફ તેને અર્ધોઅર્ધ વાકું વળવું પડયું!

"મને આય શાંત જગા ઘણી વ્હાલી છે; ને તેથી મમા પપા ને ભાઇ બહેનો શીકારે જાયછ ત્યારે હું આય સરોવર પરજ આવીને બેસુંછ!" પ્રીન્સેસ રીઓનાએ મીઠા સ્વરે જણાવ્યું.

"અને પ્રીન્સેસ રીઓના કદી શીકાર ખેલતાં નથી? શું હરણોની 'ચેઝ' માં જવાનું તેઓને પસંદ નથી?" સર આઇવરે પુછયું.

"નહિ, સર આઇવર!" તે નાહની શાહઝાદીએ માથું હલાવી કહ્યું, "મારી બહેનો જેટલી હું મજબુત નહિ હોવાથી, એ લોક સાથે કોઇ રમત ગમતમાં હું ભાગ લઇ શકતી નથી! વળી મને બીચારાં પરાધીન પશુ પક્ષીનો નિર્દોષ જાન લેવા કદી ગમે નહિ......પણ સર આઇવર મેકડોશ—" તે સુંદરીએ નીચી નજરે આગળ વધાર્યું, "આજે કંઇ હું તે લોકની વાટ જોતી અહિં નહિ બેઠી'તી! હું તો કયારની તમારે વાસ્તે ખોટી થતી તમારો રસ્તો ઘેરી થોભેલી છું!"

સર આઇવરે તે નાહની છોકરી કે જે ભાગ્યેજ એક નિર્દોષ બચ્ચાં કરતાં મોટી લાગતી હતી તેણી તરફ કંઇક નવાજ જોશથી જોયું, કે જે ફીસમની લાગણી તેના આત્માએ કદી જાણેલીજ નહિ!

પણ પોતાના દેશ, રાજા અને બાનુ તરફ વફાદાર ફરજ બજાવનાર તે એક 'શીવલરસ નાઇટ' હતો એટલે તેના દીલમાં ઉભરી આવેલી લાગણી ઝટ સમાવી દઈ તે તે નાહની પ્રીન્સેસને ફરી એકવાર અદબવંતુ નમ્યો.

"પ્રીન્સેસ રીઓનાનો કોઇ બી હુકમ બજા લાવવા હું તૈયાર છું!" તેણે સંભાળપુર્વક જવાબ કર્યો.

"તમે ઘણા દુર વેરથી આવોછ, ખરૂં કની?" તે મનહર બાળાએ ચલાવ્યું, "કારણ હું જાણુંછ, કે તમે પેલા તેજસ્વી ઠલડેરીમની શોધમાં

ગીયા તા ! તમે તેને જોગો, સર આઇવર ? કેવો છે તે ? આપણા કવી સર સ્યુમાસે વર્ણન કીધેલું તેટલો બધો એ ખુબસુરત છે ?"

સર આઇવરની શાંત મુખમુદ્રા પર એક ધુમટો ચઢી આવ્યો !

"તમે તે ખુબસુરત જવાનને જોવા ઘણાં ઇંતેજાર છો, પ્રીન્સેસ ફીઓના ? અને તેમાં કંઇજ નવાઇ નહિ ! દુન્યાનાં બધાંજ લોકો ખુબસુરતીને ચાહે છે !" સર આઇવરે તે છોકરીની આંખોનાં ઉંડાણમાં જોતાં પુછ્યું.

"નહિ ! નહિ !" ફીઓના બોલી, "હું કંઇ ઇલડેરીમના ખ્યાલમાં હતીજ નહિ ! હું તો તમારી લાંબી સફરનો વિચાર કરતીતી, કારણ કોઈ બીજા કરતાં ઇલડેરીમને શોધી કાઢવાનું માન તમોનેજ મળે, એ જોવા અમે બધી બહેનો ઘણાંજ આતુર છીએ ! અમારી આંખોમાં તો તમે એક 'હીઅરો' જ છો, સર આઇવર, પણ અમારાં રાણી માતાની ધાકે અમો બહારથી કંઇજ બતાવી શકતાં નથી !" અને એક બેઅટકાવ નીસાસો તે છોકરીનાં મુખમાંથી નીકળ્યો.

સર આઇવરે આભારી હૈડે તે નાહની છોકરી તરફ જોયા કર્યું ! તે કેટલી મીઠી હતી ! કેટલી નમાની અને વળી સુંદર ! અને એમ છતાં બી તે કવીન ડેના જેવી એક રાથોડી લડાયક ઓરતની બેટી હતી એ કેવું અજબ જેવું ?

તેઓ તે ઉંડા તળાવને કીનારે વાત કરતાં બેઠાં—તે સીહા નાઇટ અને તે મધુર કોમળાંગી ! બાનુઓની કંપનીમાં આઇવર હંમેશ ઘણો શરમાળ બની જતો ! ખરૂં પુછો તો તેની માતા સીવાય આજ લગી કોઇ બી સ્ત્રીની જોડેજોડ બેસી તેણે વાત કરી હતીજ નહિ ! અને વળી પાછો તે માતાનો ખ્યાલ થતાં તેનો ચહેરો કુમળાઇ ગયો !

ફીઓનાની ચગોર ચશમ એ તેની ઉંડી ગમગીની પામી ગઇ અને તે નિર્દોષ બચ્ચું તેની જરા વધારેજ નજદીક ગયું—એટલી તે નજદીક ગઈ કે તેણીનાં સુંદર ઝુલ્ફાં તે કાળા કલોક અને બખ્તરનો સ્પર્શ કરવા લાગ્યાં !

"તમે સદા એટલા શોકાતુર કાંય રેહવોછો, આઇવર ?" તેણીએ તે સોહા-

મણુા ચહેરામાં ઘણું ઉદાસીત જોતાં ધીમેથી પુછ્યું. આહ! તે પાક વિશ્વાસથી ઉંચકાયલો તેણીનો નિર્દોષ મીઠો બાળક મુખડો જોતાં, આઇવર જેવો એક એકલવાયો ગમગીન જવાન મોહીત બની જાય એમાં શી નવાઇ? તેનાં કળતાં જીગર સાથે તે નાજુક પુલને એકજવાર દાબી દેવાની તેને એક જોરાવર ઇચ્છા થઇ! પણ બીજીજ પળે મક્કમ મને તેણે પોતા પર ગાલેબ આવેલી તે દીવાન્યત મારી હટાવી!

અરે! અરે! જીંદગીનો સઘળો મીઠાશ, આનંદ અને મોજમઝાહ આજ સુધી તેણે જાણેલાં નહિ તો હવે–હવે શા માટે તે ભોગવવાનો હક તેને મળવો જોઇએ? તેથી ફકત તેણે પોતાનાં મજબુત આંગળાં તે નાહનાં નાજુક હાથ પર નરમાશથી મુકયાં.

"કેટલાંકોની જીંદગી હંમેશ 'છાંવ'માંજ પસાર થાયછ, પ્રીન્સેસ! કેટલાંક જીગરોને હંમેશ ખડક મીસાલ સખ્ત અને મકમ રહેવું પડે છે! ઇલડેરીમ જેવાઓ હંમેશ પ્રકાશમાંજ મહાલી રહે છે પણ મારા જેવાને માટે તો ફકત બાજુ પર ઉભો રહીને તે પ્રકાશ જોયા કરવાનો છે!"

તે નાઝનીન જેમની તેમ વિચારમાં બેસી રહી! એ વેળા તેણીની આંખો કંઇ ભયમાં હોય તેમ ઘણી મોટી થયલી જોવાતી હતી!

"મને 'ધુપ' કરતાં 'છાંવ' વધારે પ્યારી છે!" તે ધીમા બેધ્યાન સ્વરે બબડી, "કાંય કે તડકામાં ફુલો કરમાઇ જાયછ ને–ને મને લાગેછ કે હું બી જલદીજ પેલાં સ્નોડ્રોપ મીશાલ કરમાઇ જવશ! જો મને—જો મને, કોઇ મદદ નહિ કરશે તો! ને મને કોઇ દહાડે એટલી નબળાઇ લાગેછ કે જાણે કોઇનાં બળ વગર હવે મારેથી જીવી શકાવાનુંજ નથી!"

ગરીબ નમાનું તે બચ્ચું! એક કરડી માતાના હાક ધાકમાં ઉછરેલી તે રાંક બાપડીએ કદી તે સ્વર્ગીય પ્રેમ તો જાણેલોજ નહિ! કોઇ તેણી તરફ ઘેરમાં માયાથી વર્તતું નહિ! કે તે કાહેલી છોકરીને પ્યારનો એક સખુન સંભળાવતું નહિ! અને ત્યારે આઇવર જેવા એક મહાન યોદ્ધા, છતાં માયાળુ

જીગર ધરાવનાર એક મોટા માણસ આગળ તે ગરીબ એકલવાઇ છોકરી પોતાનાં મનનાં ઉભરા કાઢે, એમાં ઘણું અજબ થવા જેવું નહિ હતું!

તે મહાન જોધ્ધાનું બળ માગતો તે નાહનો નબળો પોકાર સાંભળતાં સર આઇવરનાં સદાનાં શોકાતુર હૈડાંમાં તેણે કદી નહિ અનુભવેલી એવી લાગણી ઉભરી આવી!

એ શું માનવાજોગ હતું કે એશઆરામમાં મહાલતી તે સુંદર મીઠી પ્રીન્સેસને કદી તેના જેવા એક ગરીબ અને એકલવાયા નાઇટની મદદની જરૂર હોય? અરે! અરે! સર આઇવર મેકડોશે ખ્યાલ કર્યો કે સાહરા વગરનાંઓનું રક્ષણ કરવું કેટલું મધુર હતું! નાહની શીઓનાની નબળી અને એકલવાઈ જીંદગીમાં પોતાનું બળ આમેજ કરવાનો ખ્યાલ કેવો સુખકારક હતો! તે મધુર કોમળાંગીની નબળાઇ તેને અજબ આકર્ષી રહી હતી! તો કેવું તેણે ચાહયું, કે ગોરોમાલ્ટનાં ખાલી પડેલા કાસલમાં, શીઓના જેવી એક મીઠી પરણેતરને તે લઇ જઈ શકે! અને એક કરડી માતાના ઘાકથી તે મધુરીને તે બચાવી શકે—!

એવી મીઠી—કડવી લાગણી અનુભવતાં તેઓ બન્ને ખામોશ બેસી રહયાં. તે જોરાવર, વ્હાલો સર આઇવર, અને નાહની, મીઠી શીઓના! પણ તે મીઠા, ઉદાસીત ખ્યાલોમાંથી તેઓને જલદીજ ચોંકવું પડયું!

આસપાસનાં તે બીચ અને ફરનાં ઉંચ્ચા દરખ્તોની ઘટામાંથી આવતો બ્યુગલનો ખુલ્લો અવાજ તે શાંત વાતાવર્ણમાં ગાજી રહયો! બરચીત, તે શીકાર પાર્ટી પાછી ફરતી ઘણી નજદીક આવી પહોંચી હતી! આઇવર અને શીઓના ઉભાં થઇ ગયાં! એ વેળા તે કદાવર જવાન એક ઉંચ્ચા દરખ્ત જેવો મોટો અને મજબુત લાગતો હતો જ્યારે તેની બાજુમાં ઉભેલી તે દીલકશ નાજનીન, તે મોટાં વૃક્ષ આસપાસ વીંટળાવા માગતી એક ચમેલીની વેલ જેવી સફેદ અને નાજુક દીસ્તી હતી!

સર આઇવર તે મીઠી ચશમોનાં ઉંડાણમાં જોતો ઉભો! તે વાર તે

નાહની બાળાની છાતી ઉંચકમુક થતી જોવાતી હતી! ઘણી બીહકણુ અદાથી એ પછી તેણી તે સર નાઇટની લગોલગ ખેંચાઈ અને તેના કાળાં બખ્તર પર તે નાહનું શીર દબાઇ ગયું!

"સર આઇવર!" માંડ સમજી શકાય એવા ધ્રુજતા નાહના સ્વરે ફીઓના બબડી, "યાદ રાખજો કે ફીઓના—કીંગ નીઆલની વચલી બેટી સદા તમારી મીત્ર બની રહેશે! ભુલી ના જતા કે તેણી ધુપ કરતાં છાંવને વધારે ચાહે છે!"

અને એક દયાજનક નીસાસા સહીત તેણીએ પોતાનો ચ્હેરો ઉચો કીધો!

કીસીઝને માટે ખોટી થતું હોય એવું તે નાહનું કમળ મુખ આઇવરે, અતી માયા—અતી નરમાશથી ખસાડી નાખ્યું!

બ્યુગલનો અવાજ પરગરો સંભળાવા લાગ્યો! કુતરાઓનું ભસવું, હથીયારોનો ખણખણાટ અને ઘોડાઓનાં ખોંખારથી તે વન બધુ ખુશાલીમાં ગાજીવાજી રહયું! મોટી સંખ્યામાં ઘોડેસ્વારો આવી ચઢયા કે જેઓના ઘોંઘાટી સાહદો તે સરોવરની બાજુમાં છેક નજદીકથી સંભળાવા લાગ્યા!

ફીઓના બન્ને પોતાનાં વફાદાર કુતરાઓનો કોલર પકડી ઉભી રહી કે જ્યારે તે જોરાવર પ્રાણીઓની ખેંચતાણથી હોય તેમ તે બાપડી તનબદને તમામ ધ્રુજી રહી હતી! આઇવર તેની બાજુમાં ઘોડો છોડતો ઉભો હતો!

એવામાં તે ઠેકડા મારી રહેલા હાઉન્ડઝને સત્તાથી કાબુમાં લાવતો એક અવાજ ત્યાં સંભળાયો! અને જલદીજ તે તળાવને સામે કાંઠે રતાશ પડતા બ્રાઉન રંગના અસ્પ પર સ્વાર થયલી એક બાનુનો દમામદાર ફીગર રજુ થયો!

કવીન ડેના. એકમેકની બાજુમાં ઉભેલાં તે બેઉને કંઇક ઠઠ્ઠાનું હસ્તી જોઈ રહી!

એક મગરૂર લહેકાથી તે તુમાખી રાણીએ પોતાનું સર ઉંચ્ચું કર્યું!

"આહા!" તે ચેલેન્જ કરતો અવાજ—કે જે માત્ર તેજ વાપરી શકે તેવા અવાજમાં તે બોલી ઉઠી, "ત્યારે સર આઇવર પાછો ફર્યોછ ખરો! પણ

તમામ થાકીને લુસ થઇ ગયેલો લાગેછ, નહિ તો અમારી પાછળ ચેઝમાં આ-વવાને બદલે, એ અમારી માંદી મરઘીની પાસે ભરઇ નહિ બેસતે !"

અને તે ઠઠ્ઠા કરી રહેલી રાણીએ પોતાનો ઘોડો મજબુતીથી તળાવમાં ઉતાર્યો કે છબકારા મારતું તે જાનવર બાપડું ગુંઠણપુર પાણીમાંથી સામે કી-નારે પોતાની પીઠ પરના બોજા સમેત જઈ ચઢયું !

તેઓની બાજુમાં આવી લાગતાંજ તે બે મુગાંમંતર બની ઉભેલાં તરફ ક્વીન ડેનાએ આંખો ચમકાવી જોયું !

"ઇલડેરીમ કયાં છે ?" તેણીએ ખુલ્લે મોટે સાહદે આઇવરને સવાલ કર્યો, "કે જેને પકડી લાવવા તુંને રાજા તરફથી ફરમાન મળેલું ? મને નહિ ખબર કે આય તારા ચ્હેરા પરની ગમીનો બાયસ મારી સીકલી ફીઓના હોશે ! કે જે તારાં જીગરની એ રોમાન્સમાં ભાગ લેવા ઘણી નાલ્રી, બદકે એક બચ્ચુંજ હજી તો છે !"

અને વળી તે રાણી હસી અને એવો એક લોખંડી નાદ તેમાં ભેળા-યલો સમજાયો, કે ફીઓના સખત મારથી બચવા ચાહતી હોય તેમ તે મા-તાની સામેથી ફરીજ ગઇ !

તે ડાર્ક નાઇટે તે હકુમત કરતી ઓરતનાં ચહેરામાં ઘણી શાંતીથી જોયું !

"ક્વીન ડેના—"તેણે ઘણા અદબથી સવાલ કર્યો, "તમુને નીચે ઉતર-વામાં હું મદદ આપું ? હું ધારૂંછ કે મારાં માનવંત રાણી અતીશય થાકી ગયલાં છે નહિ તો એવા બોલો તેઓ કદી નહિ બોલે ! પ્રીન્સેસ પોતાની બહેનોને મળવા ઘણી અધીરી બની ગઈ છે કારણ એવણે મને હમણાંજ કહ્યું કે ઘણી વાર એઓ નામદાર તેઓની વાટ જોતાં આયજ તલાવને કી-નારે આવી બેસી રહેછ !"

તેનાં તે શબ્દોથી હીંમત પકડી ફીઓના પોતાનાં કુતરાઓ જોડે ત્યાંથી ચાલતી થઇ અને જલદીજ તે વુડમાં તેણીનો નાહનો ફીગર દેખાતો બંધ પડી ગયો !

---

એકે અવાજે દરેક કોમમાં આગેવાન દરજ્જો ધરાવતી—

# ધી સ્ટાર  બેકરી

ટેલીફોન નંબર
૪૧૦૩૫

Telephone
No. 41035

## ડેલી મીનું:—

૧. વેજીટેબલ્સ તથા ખીમાના પેટીસ.
૨. વેનીલા ક્રીમઓલ્સ.
૩. ક્રીમરોલસ.
૪. ખારી બીસ્કીટ.
૫. મીઠી તથા ચીઝ બીસ્કીટ.
૬. મોરી પાપરી તથા જીનઝર.
૭. મકરૂમ.
૮. નાનખટાઇ.
૯. નાના મોટાં જાત જાતનાં કેકસ.
૧૦. જેલીના પફ્સ.
૧૧. બન તથા સાદાં પાંઉ.

## (૭) બ્રાંચીસો:—

૧ ફોર્ટ એન્ડ પ્રોપ્રાયટરી સ્કુલ સામે, ગોવાલ્યા ટેંકરોડ.
૨ પીટીટ મેનશન, સ્લેટર રોડ—( ગ્રાંટરોડ ).
૩ કરંજીઆ બીલ્ડીંગ, ચર્નીરોડ જંકશન—ગ્રાંટરોડ.
૪ શ્રીરામ બીલ્ડીંગ, નવા આતશબહેરામ પાસે—ધોબીતલાવ.
૫ દાદીશેઠ હાઉસ—હોંગકોંગ બેંક સામે—કોટ.
૬ લક્ષ્મી ભુવન, નાં. ૬૨, હીલરોડ, અગીઆરીની પાસે, વાંદરા.
૭ ભાયખલા ગલોરીયા ચર્ચ અથવા વીકટોરીયા રોડની સામે.

## ઘરઉપયોગી ચીજો:

૧. અમારી પર્ટ ડેરીનું ચોખ્ખું ઘી.
૨. અમારી ડેરીનું ચોખ્ખું માખણ.
૩. ચોખ્ખું તલનું મીઠું તેલ.
૪. તાજાં ઇંડાં.
૫. શેરડીનો ચોખ્ખો સરકો.
૬ પાપડ.

મેનેજીંગ પ્રોપ્રાયટ્રેસ:—
**આઈમાય જે. કોમીસરીચટ**

હેડ ઓફીસ:—
**ગામત બીલ્ડીંગ, નં૦ ૧૮૦, દાદર.**

## પ્રકરણ ૧૦

મદદમાં લાંબા કરેલા પોતીકા તે ઉમરાવનો હાથ તુચ્છકારી કાઢી કવીન ડેના, ઘોડા પરથી એક કુદકો મારી ઉતરી પડી કે જ્યારે તેમ કરતાં કાંટા-વાળા હોથોર્નની એક ડાળી તેણીનાં ડ્રેસની આસ્તીનમાં ભેરવાઇ જવાથી તે-ણીનાં હાથ પર સખત ઉઝરડા પડયા!

તે તાજદાર મલેકાને નમન કરી આઇવર પહેલું બોલ્યો, "કવીન ડેના, આપ તેના ફરમાવેલા બંદાને શું કહેવા ચાહેછ? તેઓના હુકમ માટે હું ખોટી છું! પણ જો મારી હાજરી આવકારદાયક નહિ હોય તો હું તેઓ નામદારની પરવાનગીથી મારા રાજા આગળ જાઉં!"

"તારી હાજરી, કે દહાડે મારી સન્મુખ આવકારદાયક નથી થઈ પડી?" સદાની તે તુમાખી રાણી સર આઇવર તરફ અજબ નરમાશથી જોતાં બોલી, "કોઇ દહાડે બી મેં તુંને મારી આગળથી મોકલી દીધોછ? પણ તુંજ તો મારેથી નહાસ્તો ભાગતો ફરેંછ, આઇવર! હવે તુંને નાઘલાંઓની કમ્પની વ-ધારે મઝાહ આપતી લાગેછ, તો ભલે! પણ હું એમ પુછું કે મારાં સીકલી બચ્ચાં સાથ તું કે દહાડનો એટલો બધો પલોટાપ ગીયોછ? હું જરા જોરથી બોલું તો ધ્રુજી ધપકી રહેનારી, એ છોકરી, તારી સાથે કેમ એટલી બધી મળી ગેઇછ, તેની મને કંઇ સમજ પડતી નથી!" અને ત્યારે તે નરમ પડી ગયલા અવાજમાં કંઇક ધાતકીપણાંનો અંશ પણ ખુલ્લો સંભળાયો!

"મેં તો આ પહેલ્લીજ વાર પ્રીનસેસ રીઓના જોડે વાત કીધીછ, ક-વીન ડેના!" આઇવરે શાંતીથી જવાબ કર્યો, "મને તો એ બીચારૂં નાહલું બચ્ચું એક કરમાતાં ફુલ જેવું લાગે છે કે જેને થોડીક રોશનીની જરૂર છે

અને મને કહેવાને માફ કરજો, માનવંત શાહબાનુ, પણ એક માતાના મીઠાસ અને માયાની એ બીહકણુ છોકરીને ઘણી અગત છે !"

"હં ! એમ કે ?" ક્વીન ડેના એકદમ પોતાનું વર્તન બદલી નાખતાં બોલી, "મને નહિ ખબર કે તમે મને એક લાગણીહીન માતા સમજોછ !"

"મને લાગેછ, સુંદર રાણી !" તે બહાદુર જોધ્ધાએ હિંમતથી સમજાવ્યું , "કે નબળાંઓનુ રક્ષણ કરવાની તો સદા એક નાઇટની ફરજ છે ! કીંગ નીઆલે બધા પોતાના ઉમરાવોને શીખવ્યુંછ કે દુઃખીયાંઓની સેવા બજાવવામાં તેઓએ કદી પાછળ પડવું નહિ !"

"તેથી શું મારી દીકરીને તારાં રક્ષણની જરૂર છે એમ ? ખરેખર ત્યારે તો મારે તારો ઉપકાર માનવો જોઇએ ! છતાં બી હું તુને સાફ કહી મુકુંછ કે ફરીથી મારાં બચ્ચાંનું નિર્દોષ મન ભમાવા જેવું તારે કંઇ કરવું નહિ ! પણ તારી સુરીયાની સેવાઓની જેને ખરીજ અગત હોય તેવાંઓને તે આપ્યા કરજે !" ગુસ્સાથી ફુંફારા મારતા અવાજે તે રાણીએ કહ્યું !

મેકડોશ એક ડગલું તેણીની વધારે આગળ ગયો !

"ક્વીન ડેના !" તે બોલ્યો, "જો તમારી એમજ ઇચ્છા હોય કે મારે તમારી કોર્ટ છોડીને ચાલ્યા જવું, તો જણાવો ! હું બાખુશી તમારૂં ફરમાન બજાવશ ! આ ધર્તી બહોળી પડેલી છે, અને મારી તલવારના બળે હું કેઠે પણ સત્યને માટે લડી શકશ ! હું મારા શાહી માલેકની પરવાનગી એ વિષે માંગી લેવશ અને પછી તમારે બારણે કદી મારો ઓળો બી પડશે નહિ !"

તે સીહા નાઇટ ત્યાંથી જતોજ રહેવાનો હોય તેમ ફરી ગયો પણ ક્વીન ડેનાનાં હુકુમત કરતાં આંગળાં તેના હાથો પર દબાયાં ! અને કવચીત તે હસી હોય એવાંજ હાસ્યમાં તેણીનો કરડો ચહેરો નમ્ર બની ગયલો જણાયો !

"અમારી કોર્ટ તું છોડી જાય તો ઉગતા અને આથમતા બેઉ સુરજ ને બી હું ધીક્કારૂં ! અરે ! જેઓને જોવાની આંખ નથી, તેઓની સમજ શકિત બી કેટલી ઓછી હોયછ ! ઓ આઇવર ! તારી તરફથી સંભળાતા

એકેએક હરફ માટે હું સદા ટીંગાઇ રેહુંછ! સદા તારી અને તારીજ જયને માટે મારૂં દીલ અંદરથી પુકારી રહેછે! હા, આઇવર, તું શું જાણે? કદી એક ઓરતને એવા સખુનો ઓચરવાની જરૂર બી પડે ખરી? તેની આંખોમાં દેખાતો તે પવિત્ર ખુલ્લો એકરાર શું કોઈ મુર્ખમાં મુર્ખ બી વાંચી નહિ શકે, એ કદી બને બી? ઓ આઇવર! તું જાય તો મારે માટેની સઘળી રોશનીજ નાબુદ થાય, છતાં હું તારી બેદરકારી કેવી ધીકકારૂંછ! ના, તું એમ જો મને ઓ આઇવર! તું મારી તરફ એટલા મુંગા ફીટકારમાં ના જો!" અને તે સરડા પેરે રંગ બદલતી ઓરત તેની છેક નજદીક ગઇ અને તે ઉંચા નાઇટની બખ્તર પર લગભગ માથું નાખી દઇ ફરી બોલવા લાગી, "મને કહે કે તારી રાણીનો પ્યાર શું તારે મન બીલકુલ તુચ્છ છે?"

અને તે જલદી પાછી હટી ગઇ! તે મગરૂર તાજ પહેરતી રાણી! તેણીનો ચહેરો બધો નરમાશથી ભરપુર બની ગયો હતો! ચમકતી આંખો અને મોહ પમાડતા ચહેરા સાથે તે ખરેજ તે વેળા ખુબસુરતીની એક દેવી સમાન દીપી રહી હતી!

તેની સામે ઉભેલા તે ગમગીન યોધ્ધાનું અંતઃકરણ તેણીને માટે એ વેળા ખચ્ચીત કડવાસભર્યા ધીકકારથી તમામ ભરાઇ ગયું હતું, છતાં તેને દયા આવી! હા, વાંચનાર, તે ઉમદા ખવાસનું જીગર તે ઓછી બુધ્ધીની ઓરતની દયા ખાયા વીના રહી શકયું નહિ! રાજ કરતી રાણીને તે શું જવાબ આપે? ઉશ્કેરાયલી તે ઓરતને કેવી રીતે તે શાંત પાડી શકે?

અને એમ તે ઝનુની રાણીને નીહાળતો સર આઇવર ઉભો હતો, ત્યારે તેના ખ્યાલ ફીઓના તરફ દોડયા અને તે નિર્દોષ બાળાએ તેની સમક્ષ અચકી, અચકી કરેલા તે પવિત્ર એકરારનું સ્મરણ કરતાં તેનું જીગર ખુશાલીથી ભરાઇ ગયું!

પણ તેને, કંઇ જવાબ તો આપવોજ જોઇએ! કંઇ જવાબ, કે જેથી તે પોતાના શાહની બાનુને ઠંડી પાડી શકે?

"ઓ ક્વીન!" અને તેનો અવાજ દર્દમંદ સંભળાયો, "મને હવે જવાની રજા આપો! રાજા નામવર ક્યારનાં મારે લીધે ખોટી થતા હશે! પણ, ક્વીન ડેના, મારા તરફની તમો નામદારની સઘળી માયાળુ લાગણી માટે મને તમારો આભાર માનવા દેવો! એક યાદ, મારા જીગર સાથ હંમેશ જોડાયલી રહેશે–ને તે એજ, કે કીંગ નીઆલની દરબારમાં એક નાહના શરમાળ છોકરા તરફ તમે ઘણાંજ માયાળુ હતાં! તે દીવસ હું કદી નહિ ભુલશ, ક્વીન ડેના—ને દિવસ કે જ્યારે મેં મારી રાણીને પહેલવહેલી જોઇ! તમારા બખ્તાવર ચહેરા પરનું તે વારનું તમારૂં નુર, અને તમારી આંખોમાંનું હીંમત આપતું મીત્રતાભર્યું હસ્વું, હું કદી ભુલીશ નહિ! અને હવે તમારી રજાથી, હું મારા માલીક આગળ જઇશ કે જેઓ નામદાર કદાચ મારી શોધનું પરિણામ જાણવા ઘણા આતુર બની ગયા હશે!" અને ક્વીનનો હાથ અતી માનથી ઉંચકી સર આઇવર તે પર પોતાના હોઠ દાબવા ગયો પણ એક ઝટકા સમેત તે ગુસ્સાબાજ ઓરતે પોતાનો હાથ ખેંચી લીધો!

"સર આઇવર મેકડોશ!" ગુસ્સાથી રગેરગ ધ્રુજતાં તે શાહબાનુએ પુકાર્યું, "જા, મારી સાંમેથી! કાળુ કર તારૂં! તે સુરજ કે જેની સાથે ઘણાં મારી સરખામણી કરેછ તેજ તુને એક દિવસ બાળીને ભસ્મ કરશે! અથવા તો તેજ સુરજ એવો તો છુપાઇ જશે, કે તેનાં અંધકારમાં તું સદા આથડયાં ખાશે! ચાલ, મારો ઘોડો તૈયાર કર! મારો વખત નકામો નથી! ઇલડેરીમ કે જેને લીધા વગર તું પાછો ફર્યોછ, એ તારા ગુનાહના બચાવમાં તું શું કહેવાનો છે તે જાણવા હું ઇંતેજાર છું!"

સર આઇવરની મદદ વડે તેણી ઘોડા પર ચઢી બેઠી અને પછી વાંકી વળી!

"મુર્ખ!" આંખોમા જલતા અગ્નિ સાથે તે આઇવરની આંખસે આંખ મેળવતાં બોલી, "તારા મહોડાં આગળ આવેલો પ્યાલો તેં હોઠે લગાડયા વગર

ઢોળી નાખ્યોછની? ગુલાબની સોડમ લીધા વગર તેં ફેંકી દીધોછની! તો યાદ રાખજે, મારો બોલ; કે તેનાંજ કાંટા એક દિવસે તુંને એવા ખુંચાશે! કારણ તું જાણેછ, ઓ મુર્ખા! કે ક્વીન ડેનાની નસોમાં અગ્ની દોડેછ, અગ્ની! લોહી કે પાણી નહિ! માટે ખ્યાલ રાખજે કે સ્હેલાઇથી ભુલી જાય એવી તે નથી!"

તેણીએ પોતાની લગામ એકઠી કરી લેતાં તે ઘોડાને ફેરવી નાખ્યો! અને પછી અત્યંત મગરૂર ડોકાંના એક લહેકા સાથે પોતાના હાથમાંનો ચાબુક તે ટાવરઝ તરફ ટાંકયો!

"તારો રાજા તુંને કાસલના બગીચામાં આવકાર આપશે!" ઘોડો દોડાવતાં તે રાણી કહેતી ગઇ, "અને પ્રે, અમોને ઘણું ખોટી કરવાં નહિ!"

અને તે ઝનુની ઓરતનાં હસવાનો અવાજ તે ડાર્ક નાઇટને કાને પડયો ત્યારે તેની નજર નીચી નમીં ગઇ! તે મોટા રાજાની રાણી—સદાની તુમાખી ક્વીન ડેનાની તેના પ્રત્યેની લાગણી જોઈ તે જેટલો હેરત થયો એટલોજ તે શરમાઇ ગયો! કીંગ નીઆલને તે એક વડીલ કે પીતાનીજ નજરે જોતો આવેલો અને એવા એક માન પામેલા, અમીર ખવાસના તે શાહની બાનુ તે ખાવીન્દ તરફ બેવફા હતી એ તેને પોતાને ઘણું લજવાવનારૂં લાગ્યું! અંતે તેણે પોતાનો ઘોડો તૈયાર કર્યો અને પછી જલદીજ ક્વીન ડેનાના ફરમાન મુજબ તે કાસલ તરફ ચાલુ મુકયું કે જે વાર તે શોકાતુર નાઇટનું જીગર તે ઉપરાસાપરી બની ગયેલા અસાધારણ બનાવોથી તમામ આઝોર્દે બની ગયું હતું!

———

# પ્રકરણ ૧૧.

કીંગ નીઆલ અને તેના દરબારીઓ "કાસલ" તરફ પહેલ્લા પુગી ગયા! તે પુરાણો ડ્રો-બ્રીજ-ઉંચકાઈ જતો પુલ, સંખ્યાબંધ ઘોડાઓના ભારથી તમામ હાલી રહયો હતો અને તે લાંબી શીકાર પાર્ટી, કાસલની અંદર દાખલ થઇ કે પછીજ તે કરામતી પુલ તે કાસલના બંધ થતા પોખાળ દરવાજા સાથે ખેંચી લેવામાં આવ્યો!

તે ઘેરાયલા દિવસે તેઓના રંગરંગીન પોષાક, ઘોડાઓનાં અસબાબ અને લટકતી ઝુલ, ઝાલર એક દીલખુશ જમેલો રજુ કરતાં હતાં. રાજા પોતે એક કાળા સુંદર અસ્પ પર તે સરઘસને મોખડે દેખાતા હતા જ્યારે તેઓની પાછળ તેઓની બે બેટીઓ દાખલ થઇ! કસરતથી ગુલાબી બનેલા રૂખસારો અને શેકારની મોજમાં ચમકતી આંખો સાથે તેઓ ઘણી ખુબસુરત લાગતી હતી!

પ્રીન્સ માઇકલ, તે સઘળા નાઇટઝને મોખડે હતો કે જેનાં હંમેશના ભારે બખ્તરોની જગાએ આજે રંગીન સાજ જોવાતો હતો! વળી તેઓ દરેકના હાથોની કાંડી પર અકેક ફૅાલકન—બાઝ પક્ષી જોવાતું હતું કે જેને અસલના જંગી જમાનામાં શેકાર માટે ખાસ તાલીમ આપવામાં આવતી. તે ઘોડાઓની પાછળ શીકારી કુતરાઓ ભસ્તા ભસ્તા ચાલતા હતા પણ તેમાંના ઘણાખરા બાપડાઓ લાંબે છેટે દોડવાથી જીભ કાઢી હાંફી રહયા હતા!

તેઓની પાછળ સ્કવાયરઝ, નીશાનબાઝ અને હજુરીયાઓ અને તેઓ જોડે કવીન ડેનાની સાથે ગયલી બે ત્રણ બાનુઓ દાખલ થયાં.

તે લાંબા સરઘસમાં પાછળ ચાલનાર શેકારીઓ હતા કે જેઓ પોતાનાં લાંબા ભાલા અને બ્યુગલ્ઝ સાથે ઘણા જોવાજોગ લાગતા હતા! સર્વેથી છેલ્લે જબરદસ્ત ખેડુતો વજનદાર હરણોના શીકાર ઉઠાવી વાંકી મુંડીએ

ચાલતા નજરે પડતા કે જે શીકાર તે રાતની શાહી મેજબાની માટે કાસલનાં બાવરચીખાનામાં તૈયાર કરવામાં આવનાર હતો!

ગરબડ, ઘોંઘાટ, હસાહસ, સાંકળોના ખખડાટ અને કુતરાઓના ભસવાના અવાજથી તે કાસલનો કોર્ટ-યાર્ડ ગાજીવાજી રહયો!

સર સ્યુમાસે હસ્તે મુખડે આગળ જઈ પ્રીનસેસ મેરીઅનને—રાજાની વડી બેટીને હાથ આપી ઉતારી જે પણ તેટલીજ હસ્તી હસ્તી તે પોએટ લોરીઅટની ઠઠા મશ્કરી કરી રહેલી જોવાતી હતી!

રોહના—ત્રણે શાહઝાદીઓમાંની તે સર્વેથી નાહની પોતાના પ્યારા અસ્પને પંપાળતી ઉભી હતી. ત્યારે તેની બાજુમાં જૉન ઓફ ધ નોર્થ ઘણા ઉત્સાહથી વાત કરતો ખડો હતો!

તે પાનખર ૠતુની સહવારે તેઓ સઘળાં એક ઉત્તમ શેકારની મોજ ચાખી આવ્યાં હતાં કે જેનું મુખ્ય કારણ તેઓની શોખીલી, રમત ગમતમાં ઉમંગથી ભાગ લેનારી રાણીજ હતી! અને હાલ કવીન ડેનાનાંજ ખ્યાલમાં તેણીનો શાહી ભર્થાર ઉભો હતો! તે કયારે આવશે? તે જાણતો હતો કે તેણી એક અચ્છી ઘોડેસ્વાર હતી! તેણીને માટે તે મગરૂર હતો—તેણીની ખુબસુરતી માટે તેમજ તેણીની દીલેરી માટે! પણ કદી-કદી તે લોર્ડ અને માસ્ટર તે ઓરતના જીગરના ઉંડાણમાં જોઇ શકતો નહિજ!

અને જંગલમાંનો એક નાહનો પાથ તે જોતો ઉભો હતો તે વેળા તેને સામેથી આવતો એક નાહનો આકાર દેખાયો કે જેની પાછળ બે મોટા દુધીયા રંગનાં હાઉન્ડઝ દોડતા જોવાતા હતા!

શીઓના દોડતી દોડતી તે પીતાને આવી વળગી પડી!

કીંગના જીગરમાં પોતાના આ નાજુક બચ્ચાં માટે સદા માયાળુજ લાગણી હતી અને હાલ તે એમ તેને હાંફતી હાંફતી વળગી પડી ત્યારે તે રાજાએ તે છોકરીની નાજુક હડપચી એક આંગળી વડે ઉંચકી તે બીહઘેલી આંખોમાં ફીકરમંદ જોયું.

"મારી સફેદ હરણીને કોણે બીધરાવીછ?" તે પીતાએ વ્હાલથી પુછયું, "આય તારા રખેવાળો સાથે તું કાંહ ફરતી ફરેછ, બેટા? તારે એમ એખલું દુર વેર નહિ જવું 'તું!"

"હું...ધારૂંછ......" ફીઓના અચકી અચકીને બોલી, "કે મમા જલદીજ આવી પુગશે! સર આઇવર સાથે એવણુ ત્યાં વાત કરેછ! પપા! સર આઇવિર આવી પુગા, તમે જાણોછ? પણ—પણ મમાનો સુંદર ગાઉન-બધો તલાવમાંના કીચડે—ખરાબ થઇ ગીયોછ-ને ને-સર આઇવર......"

"તેમાં શું બીહવાનું મારાં બચ્ચાં? તારી માયની સાથે મેકડોશ છે તો પછી તેણી સલામત સમજવી ને બેશક એ લોક એક મીનીટમાં અહિં આવી લાગશે!"

"પણ, ઓ ફાધર!" ફીઓના હજી તે પીતાને વળગેલીજ બોલી ઉઠી! 'હું કંઇ મમાને વાસ્તે નથી બીહતી, પણ મને લાગેછ કે એવણુ સર આઇવર સાથે ગુસ્સે થઇ ગીયાંછ...ને એ......ઓ પપા, પ્લીઝ જો એ ઇલડેરીમને લીધા વગર આગોછ તેથી એને કંઇ શીક્ષા ના કરતા! આપુને, આપુને ખરેખર ઇલડેરીમની જરૂરજ શું છે?"

"મારા બચ્ચાં!" તે બાપ હસી પડયો. "એ તું શું આજે વગર અર્થનું બકી જાયછ? તારૂં ધ્યાન ઠેકાણે છે કે નહિ? જા બેટી, તારી બહેનો આગળ બાગમાં જા; તારી માતા આવશે ને પછી અમે બધાં ત્યાંજ આવીશું, ને આઇવરને તારા બચાવની કંઈ જરૂર નથી! એ પોતે પોતાનો બચાવ કરી શકવા પુરતો સામર્થવાન છે!"

તેજ પળે તે ડ્રૉ-બ્રીજ પસાર કરી એક ઘોડો પુર ઝડપમાં દોડી આવ્યો અને બીજીજ પળે તો વીજળીના એક ચમકારા પેરે, કવીન ડેના, પાસે ઉભેલા તે હજુરીયાઓ પર લગામ ફેંકતી એક ભુસ્કો મારી ઉતરી પડી.

"ઓ હો! મારી ફીફીફ્ચ તો મારી પહેલાંની અહિં આવીને ભરઇ ગેઇછ! આપણા બહાદુર નાઇટની આમદ વિષે તેં તારા પીતાને જણાવ્યુ

કે?" તેણીએ તે બીહધેલી દીકરીને ગભરાવી,.........અને પછી ચઢ ઉતર વર્ગના તે સઘળા દરબારીઓ તરફ ફરતાં ઉમેર્યુ.

"ચાલો! એક મહાન ઘડી આવી પુગીછ! સર આઇવર પાછો ફર્યોછ! ને ઇલિડેરીમની ખબર લાયોછ! હું સાંભળવા ઘણી ઇંતેજાર બની રહી છું કે ક્યારે આપણે તે સુનેરી નાઇટને આવકાર દઇશું! માટે ચાલો, બાગમાં; અને ત્યાં બેસીને આપણે સૌ એનાં સહાસ કર્મો સાંભળીએ!"

તેણીની આંખો ચમકતી હતી અને તે ગાલો અંગાર મીસાલ ધમધમી રહેલા જોવાતા હતા પણ તે ખુશાલીભર્યા નાદમાં કંઇક જબરીનુંજ તત્વ આમેજ થયલું સંભળાતું હતું! ફરી એક વાર તેણી હજુરયાઓ તરફ ફરી અને તેઓને વાઇન લાવવાનો હુકમ કર્યો.

"આજના શીકારે બધાં થાકી ગયાંછ ને બધાંનાં ગલાં સુકાઇ ગયાંછ વાસ્તે ઘણો જલ્લદ શરાબ લાવો! અને તમો બધાં મારી પુઠે આવો! ચાલો, નીઆલ, સર આઇવર જલદી આવી પુગશે..." અને જવાબ સાંભળવાની દરકાર કર્યા વિના તે પોતાના જોરાવર કદમો ઉઠાવી ત્યાંથી ચાલતી થઇ!

તે બગીચાની લાંબી દીવાલ આગળ આવી લાગતાં તેણીએ પોતાને હાથે ત્યાંનો એક નાહનો દરવાજો ખોલ્યો.

સઘળાં તેણીનાં હુકમને તાબે થતાં તેની પુઠે ગયાં...કીંગ નીઆલ વટીક એક પણ અવાજ કર્યા વીના તેણીની પાછળ દોરવાયો! અને ડીઓના તે માતાને આવતી જોતાંજ એક ન વર્ણવી શકાય એવી દહેશતમાં ડીકકી પડી ગઇ!

તે બાગ એક ખરેખર રમણીય શાંત સ્થળ હતું! પત્થરથી બાંધેલો તે નાહની જમીનનો ટુકડો ઉચ્ચી દીવાલોથી ઘેરી લેવામાં આવ્યો હતો. તે ભવ્ય કાસલ બંધાતી વેળા તે સુંદર ખુણું વીસરાઇજ ગયું હતું અને ત્યાં જંગલી ગુલાબો ખુશીથી ઉગી નીકળેલા તે કીલ્લાની દીવાલો પર ઓઢતા જોવાતા હતા! તેની બીજી બાજુ એક ઉંડી ખાહીથી બંધ થઇ ગયલી હતી કે જેની વચમાં બાંધેલી એક નાહની પાળ પર થોડાક બેન્ચીઝ ગોઠવી

મુક્યા હતા! ઉનાળામાં તે જગા ઘણીજ દીલજીત થઇ પડતી પણ હાલ જો કે પાનખર રૂતુ ઘણુંની શરૂ થવલી હોવા છતાં સુંદર મીઠાં લવન્ડર જેવાં ને તેવાંજ બ્લુ જોવાતાં હતાં! અને થોડાક કીરમજી ગુલાબો ક્રીસેનથીમમઝનાં ઝુમખા પર વાંકી ડોકે પડેલા આંખને ઘણા ખુશ કરી રહ્યા હતા!

કવીન ડેના, તે બાગમાંનો પત્થરનો પાથ વટાવી, સીધ્ધી તે ખાડી આગળની પાળ પર ચઢી ગઇ; અને ત્યાં સર્વેથી ઉંચ્ચી જગા શોધી કાઢી બેઠી કે જેમ તે તખ્તનશીન શાહબાનુ હંમેશ કરતી હતી! કીંગ નીઆલ અને તેની બેટીઓએ તેણીના પગ આગળ જગા લીધી કે જ્યારે બીજાઓ તેઓની આસપાસ, કેટલાક તે બાંકો પર તો કેટલાક જમીન પર ગોઠવાઇ ગયા!

પ્રીન્સ માઇકલ એવામાં તે માતા નજદીક એક રાતા ગુલાબ સાથે આવી ઉભો! એ વેળા તેની આંખો એક જવાનીયાને છાજતી મસ્તી મઝામાં નાચી રહેલી જોવાતી હતી. તે માતા હસી. તે બેટાનેજ માટે ખાસ રાખી મુકેલું તેણીનું તે હસવું હસી! એક મસ્તીખોર અદાથી તે છોકરો ગુંઠણ મંડયે પડયો અને માતા તરફ ખુશાલીનું હસતાં બોલ્યો.

"ઓ સર્વ સુંદર બાનુઓમાંની સૌથી સુંદર બાંનુ! તું કે જે આ દેશની હકુમત છે, તેને તારા બધા વખાણનારાઓ તરફથી તેઓનાં અંતઃકરણમાંથી નીકળેલાં રાતાં લોહીના રંગમાં બોળાયલો આ ગુલાબ તારી સન્મુખ ધરૂં છું!"

તે મગરૂર માતાએ કંઇક મજાકથી તે કીરમજી ફુલ પોતાના માનીતા બેટાના હાથમાંથી લીધું અને પોતાના હોઠ સાથે દાબ્યું અને પછી તે છોકરાની ગરદન આસપાસ હાથ વીંટાળી તેના રૈશમી ફર્લ્ઝ પર એક કીસ લીધી!

પણ એકાએક તેની અદા બદલાઇ ગઇ! તે હસ્તો ચહેરો ધુરકીદાર બની ગયો! હા, તે ઝડપથી આવતા 'રાઇડર' નો આકાર તેણીએ દુરથી બી બરાબર પીછાણ્યો! તે નાહની પગવાટ વટાવટો તે સીહા શખ્સ, કે જેને માટે તં ધડકતાં જીગરે ખોટી થઇ રહી હતી તે જલદીજ તેણીની સામે આવી પહોંચ્યો!

રાજા પોતાના તે પહરોણાને આવકાર આપતો ઉઠગો! "ખુશ-આમદી" ના પોકારો ત્યાં એકઠા મળેલા તે નાઇટઝના હોઠોમાંથી બહાર પડવા લાગ્યા! અને કીંગ નીઆલનો ચહેરો ખુશાલીમાં ખીલી રહયો! આહ! અંતે તેનો પ્યારો નાઇટ આવી પુગો હતો!

ફીઓનાની આંખ ખુશાલી ભેગી દહેશતમાં ચમકવા લાગી! તે રાજા બોલ્યો, કે જ્યારે તેના શબ્દો એક પિતાના જેવાજ માયાળુ હતા!

"સર આઇવર મેકડોશ! અમો હાજર રહેલાં સર્વે તુને વધાવી લઇએછ! કારણ અમારા જંગે બહાદુર વગર અમારૂં આ નાહનું સરકલ ઘણું અધુરૂંજ દીસ્તું હતું..." અને એક પેજ તરફ ફરી તે શાહે વધાર્યું, "સર આઇવર માટે શરાબ લાવો! તે દુર વેરથી આવેલો છે ને તરસ્યો થયો હશે!—તારાં સાહસકર્મો સુણવા અમે અધીરા બની રહયાછ, આઇવર, કારણ કોઇ બી નાઇટ આજ સુધી અમારો હોકમ બજાવ્યા સીવાય પાછો ફર્યો નથી!"

"મલડેરીમ કયાં છે તે એને પુછોની?" કવીન ડેના ઘણું ઘાતકી હસ્તાં બોલી, "તે સુનેરી નાઇટના પ્રકાશથી એ ડરી તો નહિ ગયો હોય?" અને તે હસી અને બીજાંઓ પણ તેની એ કવખતની મશ્કરીમાં સામેલ થયાં, કે જ્યારે એકલા રાજાનાજ ચહેરા પર સખત નાખુશીનો છાપ પડી ગયલો જોવાતો હતો!

"સર આઇવર!" તે બોલ્યો, "પેલી બેડક પર જગા લે, ને ધીરજથી મને કહે કે તારો કેદી કયાં છે? અમો તેને કયારે જોઇશું?"

તે ઉંચ્ચો, સાંવળો, સર આઇવિર જમીન તક લટકતા તેના કાળા કલોક સાથે એક ખડક મીસાલ સ્થીર ઉભો! બન્ને હાથો તલવારની મુઠ પર વાળી ઉભેલો—ચુપકીદી અને ફરજને ચાહનાર આ માનવી એક ખરેખરો બહાદુર દેખાવ રજુ કરતો હતો!

પણ અફસોસ! તે શું બોલતો હતો? તેનો અવાઝ કોરમાંથી નીકળતો હોય એવો નિર્બળ અને નાહનો કેમ સમજાતો હતો?

"આજે હું કોઇ ખુશ ખબરનો કાસદ નથી, ઓ મારા શાહ ! હું તે કેદીને લાવ્યો નથી, પણ હું અરજ કરવા આવ્યોછ, નામવર, કે તે કર્તવ્ય બજાવવા કોઇ બીજાને મોકલો કે જે અફસોસ હું બજાવી શકયો નથી !"

ક્વીન ડેના ફરી એક વાર ઘાતકી મજાક કરતી હસવા લાગી.

"ઓહો, ત્યારે તો મારી ધારણા ખરીજ પડી !" તે બોલી, "સર આઇવર તે નુર સામે આંધળો બની પડીજ ગયો હશે ને હું એમ પુછું, કે તારો ઘોડો બી સાથેજ ઝીકાઈ ગયો કે ?"

"ડેના !" કીંગનો થથરાવનારો સાદ આવ્યો, "સર આઇવરને સવાલો પુછવાનું કામ માહરૂં છે, અને એનામાં મારો વિશ્વાસ છે ! એ તે બરાબર જાણેછ ! કહે મને આઇવર !" તેણે તે જવાન તરફ જોઈ પુછયું, "તુને ઇલડેરીમ મલ્યો નહિ કે કંઇ બીજાં કારણસર તું મારો હુકમ બજાવી શકયો નથી ?"

"મારા શાહના મારે માટેના વિશ્વાસ માટે હું ઘણો આભારી છું," સર આઇવર નમન કરી બોલ્યો, "પણ હું જવાબ આપવાને ઘણો દલગીર છું ! ઇલિડેરીમને મેં જોયો ! અલબત, તેની તલવાર સામે મારી તલવાર પણ ઉંચકાઈ...અને પછી...પછી એવું કંઇ બનવા પામ્યું કે જેથી મારી તે જય એક ઝબુનમાં ઝબુન પાપજ થઇ પડતે, અને ત્યારે મને, તેને–મારા તે હસ્તા દુસ્મનને જતો મુકવોજ પડયો ! મારા શાહની હજુર મારી તે હારનો એકરાર કરવા હું આજે ખેજાલત સાથે આવ્યો છુ !"

તે ટોળામાં "શરમ, શરમ" ના પોકાર સંભળાયા ! ક્રુર મશ્કરી, તાણા-જાણીથી પુછાયલા સવાલો અને સર્વેથી મોટા તે રાણીનો હસવાનો અવાજ, શબ્દો, કે જેવા અહિં લખી ન શકાય એ સઘળું શાંતીથી સહન કરતો તે શ્યામ વીરલો ખામોશ ઉભો !

અફસોસ, અફસોસ, તેના પર થતો તે નીચ નીર્લજ હુમલો અટકાવવાને તે છુટટોજ કયાં હતો ? તે નોબલ ચહેરામાં એવું તો અગાધ દુઃખ

જોવાતું હતું કે ટોળામાં છુપાઇને બેઠેલી નાહની શીઓનાને લાગ્યું કે તેની નજદીક દોડી જઇ તેની તે વેદના કંઇક અંશે બી કમી કરી શકે! તેણીની દરીયાઇ રંગની આંખો આંસુથી ભરાઇ ગઇ હતી પણ એક ઉછળતા દરીઆમાં અથડાતી કેવળ નીરાધાર નાવ મીસાલ તેણી બેઅખત્યાર ધ્રુજતી બેઠી હતી. માઇકલ અર્ધી ખેંચી કાઢેલી તલવાર સાથે આકુળવ્યાકુળ ઉભો હતો! તેને કંઇ સમજ પડી નહિ! તેણે કોણુના બચાવ ખાતર એ વેળા જંગ કરવું? સર આઇવરના કે તેની માતાના? તેનું અંતઃકરણુ તો તે સીહા નાઇટનેજ સંપુર્ણ ઇનસાફ આપવા ઇચ્છતું હતું, છતાં તે માતા કે જેના લડાયક શબ્દો સાંભળતાં તે સદા પોતાની તલવાર ખેંચી કાઢતો. તે પણુ શું એક શુરવીર સ્ત્રી નહિ હતી?

"ચુપ કરો, ચુપ રહો!" એવામાં કીંગ નીઆલનો ગર્જના કરતો અવાજ તે ગરબડખોરા ટોળામાં સંભળાયો, "હું તમારો રાજા અને માલીક એકદમ બધાંને ખામોશ રહેવા ફરમાઉંછ! શું અમારી દરબારમાંથી સઘળા તાઝીમ તવાઝા--સઘળી અદબ, અદા ભુલાઇ ગયાંછ, કે આ જગાને ન છાજતી ધમાલ અને નિર્લજ શબ્દો મારા સાંભળવામાં આવે છે? સર આઇવર, હું તુને અરજ કરીશ," તેણે આઇવરને કહયું, "કે આય ઘોંઘાટમાંથી તું મારા ચેમ્બરમાં જા! હું બી આઉંછ ને તારો સઘળો ખુલાસો ત્યાં સાંભળીશ!"

પણુ મેકડોશ તેના રાજા તરફ ઘણી ગમગીન અદાએ ફર્યો!

"જહાંપનાહ!" તે બોલ્યો, "તારો મુબારક હાથ એક છેલ્લીજ વાર મારા હાથમાં મુકવાની હું અરજ કરી શકું? કારણુ મારે અહિંથી જવુંજ જોઇએ! હું કોઈ ખુલાસો આપી શકવાનો નથી! મારી ઇજ્જતમાં હું ઘણું માનતો હતો પણુ મારી આશાએ મને દગો દીધો! હું જોઉંછ કે આય અમીર ઉમરાવો મને પોતાની હરોલમાંનો એક ગણુવા ખુશી નથી!"

અને રાજા નજદીક એક ગુંઠણુ વાળી તે મગરૂર સર આઇવરે, પોતાનું મસ્તક તે શાહનાં હાથ પર નમાવ્યું!

"મને દરગુજર કરજે, ઓ મારા શાહ! મારા માલીકનો એકજ હુકમ હું બજા લાવી શકયો નથી! અને એક મરતો માણસ માગે તેમ હું તારી પાસેથી એક વરદાન માંગી લેઉંછ, તે એજ કે ઇલડેરીમ જો કદાપિ આય શાહી મહેલનો દરવાજો ઠોકતો આવે તો તેને જરૂર અંદર દાખલ કરજે! અને એક દુઃખીયારાં જીગરને ખાતર, ઓ મારા ખુદાવંદ! તેની જીંદગીનું તું રક્ષણ કરજે! કોઈ દગાખોર ફટકો તેની ગરદન પર પડે નહિ તેની તું સંભાલ રાખજે! તેની ખુશાલી પર એક ઓળો બી નહિ આવે એ તું જોજે! અને ઓ મારા પ્યારા માલીક! કદી કોઈ વાર સમીસાંજના ઝઝકલામાં તારા ખ્યાલો તેની તરફ ફેરવજે કે જે પોતાનાં જીવનનો છેલ્લામાં છેલ્લો દમ તારીજ સેવામાં ભરવા આતુર હતો! પણ હવે મારે જવું જોઇએ! આ દુન્યા વિશાળ પડેલી છે અને મારા કરતાં ઘણા વધારે શુરવીર અને ઉમદા જીગરો તે પવિત્ર યુદ્ધ લડવા જાય છે. ક્રાઇસ્ટનો ક્રોસ મારા જેવા ઘેરબાર વગરના એકલવાયા જીવો માટે છે, અને હું તે પવિત્ર સ્થંભ ખુશાલીથી ઉંચકીશ! અને ત્યારે આ મારી તલવાર હું મુકી દેઉં છું કે જે તેં, મારા રાજાએ મને આપી હતી! એક હીચકારાને તે રાખવાનો કોઈ હક નથી!"

અને આઇવરે તે તલવાર તે શાહી માલીકનાં ચરણો આગળ મુકી દીધી કે જેની ચળકતી ધાર તે રાજાએ એકવાર તેનાં ખભાંને અડાડી તેને સર નાઇટનો બહાદુર, માનવંત ખેતાબ બક્ષ્યો હતો.

સર્વે ચુપચાપ હતાં! ક્વીન ડેના પોતાની બેઠક પર તમામ હારી ખાઈ ગઈ હોય તેમજ પડેલી દીસ્તી હતી!

હાજર રહેલા તે નાઇટોમાંનું કોઈ કંઈ બોલ્યું નહિ! ફક્ત સર સ્યુમાસ તે સીહા યોદ્ધાની વહારે જતો હોય તેમ કંઇક હીલચાલ કરતાં જણા-

યો! જ્યારે નાહની રીઓના ઘણી દયાજનક રીસમે તે પત્થરની બેઠક આ-ગળ પછડાઈ પડી હતી!

"તારી તલવાર તુંજ રાખ, મારા જુના અઝીઝ દોસ્ત!" રાજાએ ઉ-ઠીને તે તલવાર આઇવરના હાથમાં મુકતાં કહ્યું, "કારણ હું જાણુંછ ને મા-નુંછ કે એ રાખવાનો તુંને દરેક હક છે!" અને પછી સઘળાંઓને તેણે મોટે સાહદે જાહેર કર્યું, "હું તમોને કહી સંભળાઉંછ કે આય માણુસની વફાદારી અને બહાદુરી માટે હું લેશ માત્ર બી શંકા ધરાવતો નથી પણ જો કે એક રાજા હોવા છતાં મારા સર આઇવરને હું આપણા સરકલમાં રાખી શકતો નથી કે જેને તેના ગોઠીયાઓ માન નહિ આપે! તેથી અહિં હાજર રહેલા સર્વે મારા ઉમરાવોને હું સવાલ કરૂંછ, કે તમો બધા આ શખ્સમાં મુકાયલા મારા વિશ્વાસને મળતા થાવોછ? તો જો કે કમનસીબ સંજોગે તે કોઈ ભેદી રીસમે ગુંચવાઈ ગયો છે?"

તે રાજા, સર આઇવરના ખભાં પર એક હાથ મુકી જવાબને માટે થોભ્યો, કે જે જવાબથી તે જવાનનું કીસ્મત નક્કી થનાર હતું!

ક્વીન ડેના પોતાની બેઠકમાંથી એક વાઘણ મીસાલ ઉછળી! એક ઓરતમાં કદી ન જણાયલા એવા લડાયક જુસ્સાથી તેણીનો ચહેરો ખુન-ખાર બની ગયો હતો! તે આગળ વધી, અને પછી તે ટોળાંમાં આરપાર સંભળાય એવા ખુલ્લા મોટા ભયભીત અવાજે બોલી.

"અમારા બહાદુર વીરલાઓની સંગમાં પહેલ્લીજ વાર એક હીચકારો આવી પડયોછ, તો જાગો! ઉઠો! મારા શુરવીર જોદ્ધાઓ! તમારા હક્કોનું રક્ષણ કરો! સદાનો તમારો દયાળુ દીલનો રાજા આય માણુસનાં રીતુરી ચરતથી ઠગાઈ ગયો છે। માટે, તમો તમારી ઇજ્જત ખાતર સામા થાઓ! આય શખ્સે નાઇટ તરીકે લીધેલા સર્વે વચનોનું ઉલ્લંઘન કીધું અને તે છતાં એ કીર્તી ખાટવા માગેછ તો મારે મનથી તો એ અહિંથી દુર થવોજ જોઇએ!"

સર આઇવરે તે પોતાની રાણી તરફ ઘણો વાર ઉદાસીત જોયા કર્યું ! તે ચાર આંખો મળી અને તે નજરથી તે ઝનુની તુમાખી ઓરતનું સર એક પળ નીચું નમી ગયું !

સર આઇવરે રાજાના હાથમાંથી તલવાર લઇને તે પર ચુંબન કર્યું, અને પછી બીજે દિવસે પાછો ફરવાનો હોય તેવી શાંત અદાએ તેણે તે ગોઠીયાઓને સલામ કરી ! અને બસ, ખલાસ ! એક શબ્દ પણ બોલ્યા વગર તે બહાદુર ખામોશ શખ્સ તે બાગમાંથી બહાર પડયો !

શું ખરેખર, આજ તેનો અંત અને વધુ કંઈ નહિ ? તે આપણે હવે પછી જોવાનું છે !

અને એ મુજબ પાનખર રૂતુના તે દિવસે કે જ્યાં પલ આગમચ તો સાવ ખુશાળીનોજ હિંગામ હતો ત્યાં એકાએક એ ઘેરાન, એ કાળી વાદળી ચઢી આવી અને ગરીબ બાપડો સર આઇવર મેકડોશ, ક્વીન ડેનાની દરબાર છોડી ગયો !

કીંગ નીઆલ તેને ચાલી જતો જોતાં એક હરફ પણ બોલ્યા વગર અદબ વાળી ચુપ ઉભો ! એક પણ તેનાં નાઇટે તેની તરફેણ લીધી હતી નહિ. એક પણ કોઈ તે જમાનાની ગીરદેશીમાં આવી પડેલા યોદ્ધાની મદદે આવ્યો હતો નહિ ! તો અફસોસ તેના પ્યારા સર આઇવરને એવી બેઇજ્જતી વચ્ચે તે કેમ દરબારમાં રાખી શકે ?

તે પત્થરના પેવમેન્ટ પર ક્વીન ડેનાએ ચુંથીપીખી નાખેલા રાતા ગુલાબની પાંખડીઓ હજી પડેલી જોવાતી હતી ! જોરથી ફુંકાતા પવન સાથે તે દુર દુર ઉડવા લાગી—અતી ઘણી દુર !—તે ખાડી પણ વટાવી ગઈ! અને અંતે, એક મોટા કાળા રખ્શના દોડતાં પગલાં હેઠળ તે છુંદાઈ ગઈ! રાતા ગુલાબની તે સુંદર ત્રણ પાંખડીઓ ત્રણ મોટાં લોહીનાં ટીપાં મીસાલ ખાકમાં મળી ગઈ! એ શું બતાવતું હતું ? રાતા ગુલાબનું બીજું નામ ઇંગ્રેજોએ ઉંડો પ્યાર આપ્યું છે તો ક્વીન ડેનાનાં અંતરના પ્યારની તે

ઇધાણી સર આઇવર મેકડોશનાં પગો આગળ ધુળમાં રગડાતી થઈ હતી, એ શું તે પાપી વાસનાને કુદરત તરફની વ્યાજબી સજા નહિ કહેવાય ?

## પ્રકરણ ૧૨.

"He is the wise man who has made a habit of only seeing in his suffering the light that is sheds in his heart, and who never looks on the shadow it extends over those who gave it birth."

લેડી આઇગ્રન પોતાના ચેમ્બરના એકાંતમાં કંઈ ભરતકામ કરતી બેઠી હતી !

વખત સમીસાંજનો હતો, એટલે નમતા સુરજની ઝાંખી પડતી રોશનીમાં તે ઝૈફ થતી આંખ બરાબર કામ કરી શકતી ન હોવાથી તેણી બારીની લગોલગ પડદો ખોલીને, તે કામ લઈ બેઠી હતી; અને તેણીનાં ખોળામાં પડેલા તે બારીક સીલ્કનાં લાંબા ટુકડા પર સુંદર કસબી તાર ઝડપમાં ઉપર નીચે ખેંચાતો જોવાતો હતો !

તે એક અતી હુન્નરમંદ ડીઝાઇન હતી ! કુમળાં ઘાસ જેવા લીલાં રંગના તે સ્કારફ પર તે નાજુક નાર, એક આખી પોએટ્રી–તે જંગી જમાનાને બરની ભેદભરમ અને પરાક્રમોની એક કહાણી ઉતારતી હતી. તે વાંકી મુડીએ કામ પર મંડીજ રહી, કાં કે તેણીનાં આંગળાં બેટા ઇલડેરીમ માટેની ભેટ તૈયાર કરવામાં રોકાયાં હતાં ! અને ત્યારે કાંય નહિં તેણીનાં ખ્યાલો બી તે નુરમંદ બચ્ચાં માટેનાંજ હોવા જોઇએ ?

તે ઓરડાની ચુપકીદીમાં તેણીને કાને ગઇગુજરીના પડઘા પડવા લાગ્યા ! તે દુઃખી, સંતાપજનક ભુતકાળ ! અને એમ છતાં બી સઘળા તે

શોકમાંથી તેણીને માટે ઉત્પન્ન થયલી જે રોશનીની રેલ્જાલ સીદ્ધી તેણીનાં અંતઃકરણના ઊંડાણ સુધી પુગી જતી હતી, તે તેના સુર્યસમ આશકની આકૃતી હતી; કે જે એટલી હદ સુધીની ઇલડેરીમ જોડે મળતાપણું ધરાવતી કે ભાગ્યેજ તે બે જુદા પડે!

જલદીજ તે ચેમ્બરમાં અંધારૂં વધતું ગયું અને ત્યારે એક નીસાસા સહીત લેડી આઇગ્રનનાં ઉદયોગી હાથોમાંથી તે કામ તેણીનાં ખોળામાં સરી પડયું! ખુરસીની પીઠ પર માથું નાખી તે આંખ બંધ કરી બેઠી! તે ખ્યાલી નજર સામે બેના બે આકાર પડયા કરતા! આ વેળા તે બન્ને એક સરખા નહિ પણ જુદા જુદા હતા! જેમકે, એક રોશની અને બીજો અંધકાર! એક 'ધુપ' અને બીજો 'છાંવ!' પણ "છાંવ" કરતાં "ધુપ" વધતી પ્યારી હતી અને તેમાં પ્રકાશતા, તે ચહેરાનો ખ્યાલ કરતાં, લેડી આઇગ્રનનાં દીલમાંથી એક ખુશાલીની ધ્રુજરી પસાર થઈ ગઈ!

રાત પડી, અને એક ગંભીર ચુપકીદી તે નાહના ઘરમાં ફેલાઈ રહી. લેડી આઇગ્રનની આંખો ઉંઘમાં વીંચાઈ ગઈ.

તેવામાં અલગે હાથે બારણું ખોલી બુઢી મોડ્રેડ દાખલ થઈ. તેણીના હાથમાં એક સમેદાની પકડેલી હતી, અને તે મીણબત્તીના ફીક્કા ઉજાશમાં તે જોઈ શકી કે તેની શેઠાણી ભર ઉંઘમાં પડી ગઈ હતી! ઘણીજ ધીમેથી તે આગળ વધી અને હાથમાંની સમેદાની બાજુમાંની એક ટેબલ પર મુકી દીધી અને પછી ફરીને તેણીએ તે પાછળ ઉભેલા આકારને ચુપકીદીમાં અંદર દાખલ થવાની ઇસારત કરી!

અને સર આઇવર અંદર આવ્યો! તેનું માથું ખુલ્લું હતું, જ્યારે ત્યાંના તે ફીક્કા ઉજાશમાં પણ તેનાં કપાળ પર ફુટી નીકળેલાં મોટાં ઝરાં તેના આત્માની વેદનાની સાહેદી પુકારતાં જોવાતાં હતાં! માતાની બોર્દુમાં હળવેથી વાંકો વળતાં તેણે તે ચહેરાભાં અતી નરમાશથી જોયા કર્યું! ઉંઘમાં જૈફ થતો ચહેરો અજંબબચ્ચાંસહી અને નિર્દોષ લાગતો હતો! તે

ગોયા તે ચહેરા પર નજર કરતાંજ જણાઈ આવતું કે તેને રક્ષણની મોટી જરૂર હતી!

સર આઇવરે, તેને જન્મ આપનાર તે માતાને લાંબો વખત સુધી ધારી ધારીને જોયા કીધી! તેણીના બન્ને થાકેલા હાથો તે કીંમતી ભરત કામ પર પડેલા હતા, અને ઘેરા વાયોલેટ કલરનો તેણીનો લાંબો ડ્રેસ છેક જમીન તક પડતો જોવાતો હતો જ્યારે તેણીની માથા પરની શુદ્ધ સફેદ વેલ, તરતનાં પડેલાં તાજાં બરફ જેવીજ લાગતી હતી. તેની છાતી પર એક એમુલ ઝવેરાત દેખાતું હતુ જેના રાતાં નંગ તે મીણબત્તીની રોશનીમાં એક નાહના જખમ મીસાલ ચમકી રહયાં હતાં!

તે બળવાન યોધ્ધો, તે પોતાનાં એકનાં એક પ્યાર આગળ ગુંઠણે પડયો! અરે! અરે! તે શાંત નિંદ્રામાં પડેલીને થોડીજ ખબર હતી કે તેણીને ખાતર તે દિવસે તે છોકરો કેવો બુલંદ ભોગ આપી આવ્યો હતો!

અને પછી તે અડધા ખુલેલા પ્યારા હોઠ પર આઇવરે એક અલગું ચુંબન દીધું!

આસ્તે, આસ્તે તે આંખો ખુલી ગઈ; અને લેડી આઇગ્રન માથાં પરની વેલ સરખી કરતાં ખુરસીમાં તડી બેઠી! અંતે તેણીની નજર તે ચહાતા બેટા પર પડી અને ત્યારે તેણીના હોઠ તે ચેસ્ટનટ ઝુલ્ફાંઓ પર દબાયા!

"તું આયો? મારો આઇવર દીકરો?" તેણીએ અતી નરમાશભર્યા સાહદે પુછ્યું. ખરૂં હતું કે તેના બીજા બેટા માફક આ તેનો મોટો, સાંવળો બેટો તેણીના જીગરમાં ધ્વની ફેલાવી શકતો નહિ; છતાં તેની આસપાસ એવી તો શાંતી, એવું તો ધૈર્ય જોવાતું હતું કે લેડી આઇગ્રન પોતાની સઘળી નબળાઇમાં તેનોજ ટેકો લઈ જીવવા માગતી હતી!

"મધર માઇન! તમે ઉંઘઈ ઉઠયાં? હવે તમુને સારૂં લાગેછ? હવે તો તમે કોઈ વાતનો ગમ નથી કરતાંની? કારણ જુવો. તમારો મોટે દી-

કરો એક લાંબી સફરે જવાનો છે ને તેથી તમુને તદ્દન એખલાં-આય એકાંતમાં ઝુરતાં મુકીને તો તે નહિજ જશોની ?" આઇવરે પુછ્યું.

"પણ દીકરા મારા !" લેડી આઇગ્રન પુકારી ઉઠી, "તારી માયને એખલી છોડીને તું જવા કાંહ માંગેછ ? તુંને કંઈ ચેનજ નહિ પડતું કે ? તારો પરાક્રમી સ્વભાવ જોઇને રાજા વળી પાછો તુંનેજ કંઈ કવીન ડેનાને વાસ્તે ખજાનો શોધી કાઢવા મોકલતો હશે અથવા તો કોઈ બળવાખોર દુશ્મનોને જેર કરવાનું તેણે તુંને સોંપ્યું હોશે !"

"ફીકર ના કરો, મધર" અને તે ડાર્ક નાઇટ ખોખરૂં હસ્યો, "આપણા કટ્ટામાં કટ્ટા વેરીઓ તો આપણાં જીગરની વાસનાઓજ છે! ને સાંભળો માતા ! માણસો જે ચીજને ઇજ્જત કહે છે તે એવો એક બેમુલ ખજાનો છે કે જે—"

પણ નહિ ! તે અંતરના ઉંડાણમાંથી બોલતા બેટાને તે માતા હજી બી સમજી શકીજ નહિ ! તેણીનાં હોઠો પર તો માત્ર તેજ એક સવાલ રમી રહયો હતો, કે જે પુછતાં તે અચકાતી હતી ! આઇવર સમજી ગયો !

"તમે કંઈ પુછવા માંગોછ, મમા ?" તેણે તે માતાના બન્ને હાથો પકડી લઈ પુછ્યું, "કંઈ ખબર જાણવા ઇચ્છોછ ? મને કેહવો !"

લેડી આઇગ્રને બીહધેલી અદાએ ડોકું ફેરવી નાખ્યું.

"તું,...તું રાજાની દરબારમાં ગીયોતો કે ? ને એ લોકે તુંને...ઇલડેરીમને વાસ્તે કંઈ... પુછયું કે?" અને ઝડપથી પોતાના હાથ ખેંચી લઈ તેણી ખોળા પર પડેલું ભરતકામ કરવા મંડી ગઈ!

સર આઇવર મેકડોશ ઉઠીને તેણીની ખુરસી પાછળ જઈ ઉભો, કે જેથી તેનો દર્દમંદ ચહેરો તે માતા જોઈ શકે નહિ !

"ઇલડેરીમ સલામત છે, લીટલ મધર !" તે સફેદ 'વેલ' પર માયાથી હાથ ફેરવતાં તેણે જવાબ કર્યો, "મેં કોર્ટમાં જણાવી દીધું કે હું તેને હરાવી શકયો નથી, પણ તેનું કારણ મેં કંઇજ આપ્યું નથી...અને, ઓહ!

માતા ! હું રાજાને એમ બી કહી આવોછ કે જે દહાડે તે નાચતું કુદતું પંખેરૂ તેના દરવાજામાં દાખલ થવા માંગે ત્યારે તેણે તેને અંદર લેવું ! ખરેખર જેઓની આસપાસ એ કીસમનું ખોરેહ પ્રકાશતું હોય તેઓની જીંદગીજ આશીર્વાદ પામેલી હોય છે વાસ્તે, તમારા લાડકવાયાની કંઈ ફીકર ના કરો, મમા ! એનું તેજ એવું બળવાન છે કે કોઈ એની સામે થઈ શકવાનુંજ નથી !"

અને તે માતાએ તે વડા બેટાનો હાથ પાછો પોતાના હાથમાં લીધો!

"ત્યારે તુંને બી એની ખુબસુરતી, ને મોહકતા માલમ પડેછ ખરાં ?" ચમકતી આંખો અને ઉશ્કેરણીથી લાલ થયલા ચહેરા સાથે તેણી આઇવરની આંખોમાં સીધ્ધું જોતાં બોલી "એમજ છે ! બધાંજ એને ચાહે છે ! કારણ પ્યાર અને ખુશાલીએજ એને જન્મ આપ્યો હતો—હા ! હું તો તમારા લોકની મુલાકાતના ખ્યાલે ધ્રુજી ધપકી રહી હતી...મને ડર લાગો કે એની અનુપમ સુંદરતા જોઈ તું અદેખો પડશે...પણ તેં શું એને વાસ્તે કહ્યું તેં કંઈ...તેં કંઈ એના...?"

"નહિ, માય, નહિ ! મેં કંઈ તે લોકને જણાવ્યું નથી !" આઇવરે જલદીથી તે માતાને સમજાવ્યું, "ફકત મેં એટલુંજ કહ્યું કે હું એને હરાવી શકયો નહિ ! પણ તમારો એ ડાર્લીંગ કોર્ટમાં જાય ત્યારે તમે એને તાકીદ આપજો, મધર, કે એ ત્યાં પોતાને ફકત સુરજનાં બાળક તરીકેજ ઓળખાવે...તમારૂં...તમારૂ નામ નહિ દે !"

"હા, હા ! તેજ બહેતર છે !" તે માતા ઉતાવળે બોલી, "એવી એક અનુપમ ખુબસુરતીની માતા હું હોઇજ કેમ શકું ? અને વળી વરસો થયાં હું તો બધાંને મન મુવેલીજ છું..." અને તેણીની આંખમાંથી એક આંસુ આઇવરના હાથ પર ખરી પડયું !

તે જલદી તેની બાજુમાં આવ્યો!

"રડો ના, મારાં ડીયરેસ્ટ !" તેણીનાં પગ આગળ ફસડાઈ પડતાં તે બોલ્યો, "તમુને રડતાં હું કદી જોઈ શકતો નથી ! તમારૂં એક બી આંસુ મારો જીવ બાળી નાંખેછ ! પણ જુવો, સમજો મમા, તમારા નામ સાથે એનું નામ નહિ જોડાય, એજ વધતું બહેતર છે !" અને તે દુઃખીયારા શખ્સે તે માતાનાં ખોળામાં પડેલા સુંદર સ્કાર્ફમાં પોતાનું ગમગીન હાડમાર થતું માથું છુપાવી દીધું.

"દુન્યા ઘણી ઘાતકી છે, માતા !" તે ગુંગળાયલે અવાજે બોલતો ગયો, "મારા જેવો એક જોરાવર મરદ વટીક તેના દયાહીણ બાણોથી વીંધાઈ ગીયોછ, તો મારી વ્હાલી નાજુક માતા તે કેમ ખમી શકે ? ને હું તમુને બીલકુલ સલામત છોડીને જવા માગુંછ...!"

તે બહાદુર વીરલાનું અંતઃકરણ દુઃખથી ચીરાઇફિસાઈ જતું હતું ! અરે, તેણે આપેલું તે બળિદાણ ફોકટનુંજ થઈ પડે તો ? તે વ્હાલી માતાની ઇજ્જતનું તેણે કરેલું રક્ષણ તે અવિચારી, ચોટટે ખુશાલ ઇલડેરીમ પોતાના એકજ શબ્દ વડે જમીનદોસ્ત કરી નાખે તો ? અફસોસ તો, તે નાજુક નારથી એ ફટકો કેમ સહન થશે ?

અરે ! અફસોસ ! તે કેટલી મુર્ખ અને અણસમજ હતી ! ઇલડેરીમને તે કેવા આંધળા પ્યારે ચાહતી હતી ! પણ તે સુનેરી દેવને સમજાવવામાં આવે કે તે માતાનું રક્ષણ કરવાની તેની ફર્જ હતી તોજ કંઈ તે અવિચારી પગલું ભરતાં અટકે ખરો ! અને હવે તે–સર આઇવર વધુ કરીજ શું શકે? તે એક બેઇજ્જત થયલો પુરૂષ ! કે જેની ઇજ્જત કાચના એક કટકા મીસાલ ઓચીંતી ભાંગીને ભુકો કરી નાખવામાં આવી હતી !–તે કે જેનું નામ નાઇટહુડની માનવંત હરોળમાંથી ભુસી નાખવામાં આવ્યું હતું !

"મમા, ઓ મારાં મમા !" તે ગમગીન બેટો ડચકાં ખાતો વળી જરા વારે બોલ્યો, "તમુને છોડીને જવાનું દુઃખ મારે વાસ્તે કેવું જબુન છે તે તમે સમજી શકોછ ?"

અને તેને થતી વેદના છુપાવતો આઇવર સ્હેજ હસ્યો, અને પછી તેણીના ચહેરામાં જોયું !

આહા ! અને ત્યારેજ લેડી આઇગ્રને યાદ કર્યું કે વરસોની વાત પર જ્યારે તેણી તે બીજાં ભુલકાંને ખોળામાં લઈ બેઠી હતી ત્યારે આઇવરે તે માતા તરફ એજ દયાજનક કીસમે જોયું હતું !

તે માતાના દીલમાં ચુંથાઈ આવ્યું ! હા, વાંચનાર, તે જો કે એકલપટી અને મુર્ખ હતી છતાં તે દયાળુ જીગરની હતી અને તેણીએ તે મોટા છોકરાનાં કાનમાં ઘણાએક દીલાસાનાંજ સખુન રેડયા ! અલબત, તેવા ગરમ અને હેતવંતા તો નહિજ કે જેવા ઇલડેરીમ સાંભળતે ! છતાં તે મીઠાં વચનો આઇવરને મન બહેસ્તનાં દરવાજામાંથી સંભળાતા ફરેસ્તાઓના અવાજ જેવાં હતાં.

તેનું માથુ તેણીના ખોળામાં હતું અને તેણીની આંગળીઓ તેના બાલ સાથે રમત કર્યા કરતી હતી !

તે એક ઘણો ટુંકો કલાક પુરવાર થયો, જેટલો ઝડપી તેટલોજ મધુર અને સંપુર્ણ ! પણ તે નાહની બાનુને શુદ્ધી હતી ખરી કે તેણીનો મોટો બેટો સદાનો જતોજ રહેતો હતો ?

તે તેણીની ઘણો નજદીક ગયો અને પોતાના બન્ને જોરાવર હાથોમાં તે માતાનો ચહેરો પકડયો—એવીજ રીતે કે એક માતા પોતાનાં ભુલકાંને પકડતી હોય !

"ગુડ–બાય, મધર માઇન !" તે બોલ્યો, "હું એક લાંબી મુસાફરીએ જાઉંછ તો મને હવે આશીષ આપશો, માય ? કે જેથી હું જ્યાં બી જાઉં ત્યાં મારૂં રક્ષણજ થાય !" અને એક પાણીને માટે તરસ્યો થયલો મુસાફર જેમ એક રેતીનાં રણમાં નજર કરે તેમ આઇવર તે જનેતાને જોઈ રહયો!

પણ એં વેળા તેનું બખ્તર ઇલડેરીમ માટે તૈયાર થતા સ્કારફમાં ભેરવાઈ ગયું હતું અને લેડી આઇગ્રને કચવાટની એક બુમ સાથે તે છુઠડું કર્યું !

"અરે, જરા જો, આઇવર ! મારૂં વર્ક બધું ચુંથઈ જાયછ ! મારી આંખોની ધુળ કરીને બી હું એ સુંદર કામ કરૂંછ; કે મારો ઇલડેરીમ–તારો ભાઈ, પોતાની કમર આસપાસ એ વીંટાળીને ફરે !" અને તે મુર્ખી પોતાનું કામ તપાસવા પડી ગઈ!

તે લાંબો શખ્સ ઉભો થઈ તેણી તરફ જીનુંજીનું હસ્તો હતો! પછી નરમાશથી તેણે તેણીનું ધ્યાન ખેંચ્યું.

"મારાં વ્હાલાં," તે બોલ્યો કે જ્યારે તેનો અવાજ કકલાટ કરતોજ સમજાયો ! "હું તમારા આશીષને વાસ્તે કયારનો ખોટી થઈ રહયોછ ! હું જાઉંછ ! ને...તો બી તમે મને નહિંજ સમજતાં ?"

"ઓહ ! મારા દીકરા !" તે માતાએ પુકાર્યું, અને તેણીની આંખોમાં ગરમ આંસુ આવી ગયાં. "મારી આગળ ગુંઠણ મંડયે બેસ કે તારાં માથાં પર હું હાથ મુકી શકું ! તારી દુ:ખી માયને ભુલી ના જતો બેટા, ને તેને લાંબો વખત એખલી ના રહેવા દેતો ! હું રોજ તારે માટે ખોટી રહેવશ ને આય 'મુઅર' તરફ જોયા કરશ કે તું ક્યારે પાછો ફરેછ !"

"પણ માય, ઓ ! મારાં માય ! તમે તે નથી સમજતાં ! હું ઘણા લાંબા વખતને વાસ્તે જાઉંછ ! ઘણા મહિનાઓ કે વરસો તક બી હું પાછો ફરીશ નહિ ! ને તેથી મને તમુને છોડતાં ઘણું લાગેછ; પણ અલબત ઇલડેરીમ તમારી પાસે..."

"હા, ઇલડેરીમ મારી આગળ છે !" તે માતા એકમત થઈ; અને તેણીએ તેને પોતાનાં પાસામાં વધતો ખેંચ્યો.

એક છેલ્લી વાર તેણે તેણીના ચહેરાનાં ઉંડાણમાં જોયું ! અને ત્યારે તેની આંખોમાં સઘળો જોરાવર ભકતીભાવ, ગમગીની અને અપુર્ણ આશાઓ પ્રગટી રહેલી જોવાઈ!

"હા, હા, મધર ! ઇલડેરીમ સહીસલામત છે; ને તે જ્યાં જશે ત્યાં રોશનીજ ફેલાવશે !" તે એટલુંજ બોલી શકયો અને પછી તે માતાને છેલ્લું

બગલગીર થયો, એ પછી તેના દુઃખથી છલાછલ ભરાઈ ગયલા આત્મામાંથી, રખે કંઈ કડવો સખુન બહાર પડે એ ડરથી તે સીધો બેટો બહારનાં અંધકારમાં નાહસીજ ગયો.

તે પોતાના ઘોડા પર ચઢવા જતો હતો, તેવામાં મોડ્રેડ હાંફલી ફાંફલી તેની આગળ દોડી આવી!

"તું જાયછ? કાંહ ને કાંય જાયછ?" તે હાંફતાં બોલી, "મને કહે, મારા દીકરા, એ શું થયું? એ લોકે તુંને શું કીધું?"

"મારી વફાદાર મોડ્રેડ!" આઇવર તે નર્સનું તેના પ્રત્યેનું વ્હાલ જોઈ તમામ ગળગળો પડી જઈ બોલ્યો, "એ લોકે મને કંઈ નથી કીધું, હું કોઈ વાસ્તે ફરીયાદનો એક હરફ કાઢશ નહિ! પણ નર્સ, મારી બધી મીઠી ઉમેદો મરણ પામીછ એટલે મારે વાસ્તે હવે અહિં કંઇજ બાકી રહયું નથી! મારી માયને સમાલજે, મોડ્રેડ; ને એવણને જાણવા ના દેતી, કે હું અહિંથી દર્દમંદ જીગરે જાઉંછ, અને મારો ભાઈ આવે ત્યારે તેને કહેજે—તેને એમ કહેજે, મોડ્રેડ, કે તારો વડો ભાઈ તુંને માતાનું રક્ષણ કરવાનું ફરમાન આપી ગયોછ, ને એને સમજાવજે કે તેણીના પવિત્ર નામ પર કદી એક ડાઘ બી પડવા દેવો નહિ......બસ એટલુંજ, હું માંગુંછ; ને ચાલ, હવે તારા બાલ પર મને એક છેલ્લી કીસ લેવા દે!"

અને તે ઘોડા પર ચઢી બેઠેલો મોટો માણસ તે પોતાની વફાદાર ઘરડી દાયાનાં માથા પર હેતથી વાંકો વળ્યો કે જે બુઢીયા તેને તેની માતા કરતાં વધારે સમજી શકતી હતી!

"પણ તારી પર બી એનો પ્યાર છે! આઇવર!" તે ઘરડી ઓરત રડતાં રડતાં બોલી, "ખરૂંજ...ઓ હું ખરૂંજ કેહુંછ, બેટા! તારી માય તુંને બી ઘણો ચાહેછ!"

"હા, તે મને ચાહેછ! એક થાકેલું માણસ જેમ "છાંવ"ને ચાહે તેમ

મારી માતા મને ચાહે છે! પણ જ્યાં વેર તે તુરમંદ રોશનીનાં પ્યારની તેને થાક ચઢતી નથી ત્યાં વેર તો સદંતર તે છાંવને ભુલીજ જાય છે...પણ હવે ફેરવેલ, નર્સ, અને તારા ડાર્ક છોકરાને વાસ્તે કદી દીલગીર ના થતી! મારે જવુંજ જોઇએ!"

પછી તે જતોજ રહયો અને મોડ્રેડ ત્યાં અંધકારમાંજ આંખો ટંટોસ્તી એકલી ઉભી! જ્યારે તે નાહના ગેટ પર તેણીનું જૈફ માથુ ઢળી પડયું અને એપ્રનમાં ચહેરો છુપાવી તે ગરીબ બુઢીયા, રાત્રીનાં તે અંધકારમાં તેણીનું જૈફ અંતઃકરણ તુટી જાય ત્યાં સુધી રડયાજ કીધી!

## પ્રકરણ ૧૩.

સર આઇવરે તે જંગલમાં કલાકો તક ઘોડો દપટાવ્યા કીધો. તે "ગોરોમાલ્ટ કાસલ" તરફ પાછો ફરી રહયો હતો.

દુન્યા તેને એક મોટાં રેતીનાં રણ મીસાલ લાગતી હતી કે જ્યાં તેને એક પણ સુખનો માર્ગ જડતો નહિ! તે એક આંધળા મીસાલ તેની પ્રેરણા શકિત જ્યાં લઇ જાય ત્યાં દોરવાતો ગયો અને એક નવાજ રાહ પર પડવાને માટે તેને આશાનું એક કીરણ બી દેખાયું નહિ!

તેની ખ્યાલી નજર સામે તે ત્રણ ઓરતોના ચહેરા આવ્યા કરતા; એક જૈફ અને ઇંતેજાર અને સર્વેથી સ્તુતીપાત્ર, પણ જેનું અંતઃકરણ રોશનીને એટલું ચાહતું હતું કે તે અંધકાર તરફ ફરી નહિ શકતું.

તે બીજો ચેહેરો તો ગોયા જીવનનું તત્વ હતું, તેજસ્વી અને ગરમ! કે જેમાં બાપેદાદે ઝનુની લોહી દોડતું રહયું હતું! રાતા હોઠો અને રતાશ પડતા સુનેરી બાલો તેણે જોયા અને તે લીલી આંખો કે જેમાં સદા જુસ્સો

અને ઝનુનજ દેખાતું હતું. અને તે અદ્દભુત અવાજ કે જે ગગડાટમાં ઉચ્ચો ચઢી પાછો નમી પડતો સંભળાતો હતો.

વળી તે તેની ઉચ્ચાઇએથી છેક નીચે ગબડી પડી હતી. તેણીનું મુગટ તેનાં પગો પર મેલાયું હતું અને તેણીની આંખો તે જે ન આપી શકે તેની માગણી કરી રહી હતી! પછી જ્યારે તેણે તે મોટો પ્યાર તુચ્છકાર્યો, ત્યારે? અફસોસ ત્યારે તેની ઇજ્જતની ધુળધાણી થઈ ગઈ! તેણીએ તેનું માનવંત નામ તેનાં કનેથી ઝુંટવી લીધું! બચ્ચીત, કવીન ડેના હારી જાય તેમાંની ન હતી! બીજાંની મરજીને નમે એવી તેણીની ખાસ્યતજ નહિ હતી, એટલે જેઓ તેનાં ફાંટાની સામે થતાં તે સઘળાંને તેણી હીનપસ્તી ને બેજાલતની બેઇજ્જત ધુળમાં રગડાતાં કરી મુકતી!

અને ત્રીજી ફીઓના હતી! તે ફીકકી પ્રીન્સેસ–કે જે તેનાં સઘળાં દુઃખોમાં એક સફેદ ફુલ જેવી પવિત્ર અને મીનોઈ દેખાતી હતી! એક મર્દના આત્માનાં સુખીમાં સુખી સ્વપનાઓ તે આ નાજનીનમાં જોતો થયો! એવા તો પવિત્ર ખ્યાલ તે તેની આસપાસ વણતો હતો કે કોઈ અપવિત્ર હાથો રખે તેમનો સ્પર્ષ કરે એ વિચારે તે કમકમ્યા વીના રહી શકયો નહિ!

ગરીબ નાહની ફીઓના, દીવાની એક નાહની બુઝાતી જોત મીસાલ તે બાપડી જીવવા થકી પણ બીહતી હતી. અરે; તે પોતાનાં બન્ને જોરાવર હાથોમાં તેણીને પકડી લે તો દહેશતનો એક ઓળો બી તેણી પર પડે નહિ.

તે મહેલમાં એકલું, અટુલું, જીવન ગાળતી, તે ગરીબ બાળાનો ખ્યાલ કરતાં આઇવરના અંતઃકરણમાં એક ચમટો તુટયો! રે! તેને એમ એકલી મુકી આવવામાં તેણે શું હીચકારાપણું નહિ બતાવ્યું હતું? અરે! અરે! ફેરવેલનો એક બોલ બી બોલ્યા વગર તે જતો રહયો હતો! તે સુંદર સરોવરને કીનારે તેણી તરફથી સાંભળેલા તે મીઠાં વચનો માટે આભારનો એક–એક હરફ બી તે કાઢી શકયો હતો નહિ!

ભવિષ તેને બહુ ડરામણું લાગું પણ તેણે ઠરાવ કર્યો કે જો એજ તેની સરજત હતી તો બીજા દેશો ભેગું તેને બી તે પવિત્ર યુધ્ધ લડવા જવું અને ધર્મને માટે પોતાની જીંદગીનો ભોગ આપવો કે જેનો મોહ તે વેળાનાં મરદોનાં જીગરમાં એક દીવાન્યત મીસાલ ફેલાઈ રહયો હતો.

હા, તેનો પ્યારો મુલક–બરફ અને અંધકારવાળી તેની ઠંડી જન્મભુંમી! તેના બાપદાદાનો પુરાણો 'ગોરોમાલ્ટ' એ સઘળું તે તજી દેનાર હતો! અને તે શાને માટે? તેના રાજાથી પણ અતી ઘણા ચઢીયાતા એક માલેકની સેવા બજાવવા અને તે પવિત્ર ક્રોસ કે જે દુન્યાથી હાથ ધોઈ બેઠેલાંઓની એકલી ઉમીદ છે તેનો બચાવ કરવા અને તેનું રક્ષણ કરવા તે તે સઘળું તરછોડી જતો હતો!

એવા તેના ખ્યાલો વચ્ચે તે ઘાડાં જંગલમાંનો રસ્તો આસ્તે આસ્તે કાપતો ગયો! તેણે ઉતાવળ કરવીજ શું કામ જોઇએ? તેને મન હવે બધાજ દિવસો સરખા હતા! તેનામાં હવે રહયુંજ શું હતું? તે પોતાવટપણું ગુમાવી બેઠો હતો! કોઇને મન તે કંઈ હતોજ નહિ! પણ તેના દુઃખભર્યા ખ્યાલોમાં ભંગાણ પડયું.

એ શું તે સ્વપનો જોઈ રહયો હતો? કે કોઈ એક ફરેસ્તાનો અવાજ તેને સંભળાયો? 'ફરઝ'માંથી નીકળી રહેલો એ મધુર સરોદ શાનો હતો કે જે એક મીનોઈ શકિત પેરે તેને આકર્ષી રહયો હતો?

તેણે ઘોડો થોભાવી સાંભળ્યા કીધું! જ્યારે તે સુરીલા અવાજમાંથી નીકળી રહેલી ધ્વની એવી તો તેની આસપાસ ફેલાઈ રહેલી લાગી કે તેની આંખો વીંચાઈ ગઈ!

આહ! તે કોઈ માણસનોજ અવાજ હતો! ખુલ્લા, મધુર ખુશાલી પાંથરી રહેલા તે રાગની અસર તે કાળાં ચોપગાં જાનવર પર પણ થયા વગર રહી શકી નહિ! અને તે સુંદર પ્રાણી કાન ઉંચ્ચા કરી પહોળાં કીધેલાં ફીફડાં સાથે સ્થીર ઉભું રહી ગયું.

એ પછી ઝાડોની ઘટામાંથી ડોકાવતાં સર આઇવરની નજરે એક ખાકી ઇનસાન ભાગ્યેજ જોઈ શકે એવો દેખાવ પડયો!

ત્યાં એક વિશાળ વૃક્ષ હેઠળ, સુનેરી શસ્ત્રોવાળો તેનો ભાઈ ઇલડેરીમ બેઠો હતો! તેની તલવારની અણી તેણે જમીનમાં ઉભી ખોસી હતી. અને ઝવાહીરથી મઢાયલી તે મુઠની ઉપર એક રાક્ષસી કદનું ગરૂડ પક્ષી બેઠું હતું. જ્યારે રોશનચહેર તે ગવૈયાની આસપાસ કુલ જહાનનાં પક્ષીઓ, મોટામાં મોટા જંગલી કાગડાઓથી, તે નાહનામાં નાહની એક ચલ્લી તક સર્વે ગોઠવાઈ બેઠાં હતાં!

તે જવાનના હેરતભર્યાં સંગીતની બળવાન અસર હેઠળ હોય તેમ તે પંખેરાંઓ ગોયા તે જગા પર જડજ બની ગયાં હતાં! તેના બન્ને ખભાં પર એકેક જંગલી કબુતર ચઢી બેઠું હતું અને તેની હથેલી પર એક મદુકલું રોબીન ગોઠવાઈ ગયું હતું!

એવાં તો સોનેરી તે ઝુલ્ફાં હતાં! એવા તો પ્રકાશીત તે શસ્ત્રો હતાં, કે નરમ લીલી 'મોસ' પર બેઠેલો તે ઇલડેરીમ આકાશમાંથી ખરી પડેલા એક ચકચકીત તારા જેવોજ લાગતો હતો!

તે ભાઇના સુરીલા કંઠમાંથી નીકળતા શબ્દો સાંભળવા સર આઇવરે પોતાનો ઘોડો વધતો આગળ લીધો અને ત્યારે તેનાં પગલાંનાં અવાજે તે પંખેરાંઓ ચમકયાં. અને તે મોટું ગરૂડ પક્ષી ઉડી જવાની તૈયારી કરતું હોય તેમ પાંખ પહોળી કરી રહયું.

ઇલડેરીમે તે વડા ભાઇને જોયો, અને જોતાં સમેત ખુશાલીથી તેની તરફ હાથ લાંબો કર્યો કે જ્યારે તેનાં ગળાંમાંથી નીકળતું તે મધુર ગાયન આનંદી હલકે, લંબાતુંજ ગયું. અંતે તે પુરૂં કરી ઇલડેરીમે ઉઠીને પોતાની તે સભા બરખાસ્ત કરી અને તેઓ બધાં ફેરવેલ કરતાં હોય તેમ પાંખો ફડકાવી ઉડી ગયાં. તે ગરૂડ પક્ષી એકલુંજ હજી તે તલવારની મુઠ પર ચીટકી બેઠેલું જોવાતું હતું, પણ ઇલડેરીમે તે તલવાર જમીનમાંથી ખેંચી

કાહતાં પોતાના સર આંસપાસ એક રણજીત યોધ્ધાની અદાએ ઘુમાવી, કે તે રાક્ષસી પંખી બી ગુપચુપ ઉડીજ ગયું.

પછી તે તેનાં ભાઈ તરફ ફર્યો, કે જેનાં અંતઃકરણમાં એ તેજસ્વી સ્વરૂપ ફરી જોતાં એક ચમટોજ તુટયો!

"હું ઘણો ખુશી થયો, ભાઈ! આપણે પાછા મલ્યા તે વાસ્તે!" ઇલ-ડેરીમે ખરી ખુશાલીનુંજ કહયું, "કારણ તું જાણેછ, ભાઈ, આય તારા ચહે-રા પરની બધી દલગીરી છતાં મને તારા પર કંઈ અજબ વ્હાલ આવેછ! પણ હું એમ પુછું કે હમણાં જે મારૂં સંગીત ચાલતું'તું તે વિષે તેં શું ધાર્યું? રોજ હું આય જંગલમાં એવા જલસા કરૂંછ ને ત્યારે પ્યારાં પં-ખેરાં, હરણો, ખીસકોલાં એ બધાંજ મારા એ આનંદમાં ભાગ લેવા આવેછ! પણ ખરી ખુશાલીનો અનુભવ તુંને કદી થયોજ નથી, આઇવર મારા ભાઇ?"

"નહિ!" તે બીજાએ ઉદાસીત જવાબ કર્યો, "હું તો જાણે જનમતાં સાથેજ ગમગીનીએ ઘેરાઈ ગીયોછ! મારી આંખોમાં જોતાં આપણી માતા હંમેશ ઉદાસીત બની જતી અને તેથી એકાંત જગાઓમાં ભટકતા એક ઓળા મીસાલ હું એખલો ભમ્યા કીધો. પણ બ્રધર ઇલડેરીમ, તુંને કોઈ દહાડે બી એવી ગમગીન લાગણી થઇજ નથી?"

અને તે બન્ને ભાઇઓ એકબીજાનો હાથ જોરથી પકડી હસી પડયા! પણ તે નાહનાનું હસવું ખરી ખુશાલીનું હતું! જ્યારે તે મોટાનું ખરા શોકનુંજ હતું!

"અને હવે મને કહે, આઇવર! કે તું કાંહ જાયછ?" ઇલડેરીમે જા-ણવા માગ્યું, "આપણી મા આગળ તું જઈ આવ્યો કે? પણ ભાઈ, આજે તું એક હારેલા યોધ્ધા જેવો કેમ દેખાયછ?"

"તેં ખરૂંજ કહયું, ઇલડેરીમ! ફ-તેહ તો હું તારે વાસ્તે છોડી જા-ઉંછ! તારે માટે અને તારાં ખુશાલ સંગીત માટે! પણ જો ભાઈ, હું જે બોલુંછ તે ધ્યાનથી સાંભળ! કીંગ નીઆલની કોર્ટમાં તું જાય ને ત્યાં તું

એક એજમતી એરેટેડ સ્વીટ ડ્રીંક !

# ડયુક

નો

પ્રખ્યાત અદભુત

# એલીક્ષીયર !

## પાદશાહોનું પીણું !

---

આજે આખા મુંબઇમાં મશહુર થઇ ચુકયું છે !

---

તંદરોસ્તી સાથ તાઝગી બક્ષે છે–ટ્રાઇ ઇટ !!

બધા ઇરાનીઓ કનેથી મલશે.

---

ડયુકનાં વીમટો માટે તૈયાર રહો !

પટેટી ટાંકણે–ક્રાઉન કોર્કની બાટલીમાં તેજ ભાવે બાહેર પડશે

એ સુખવાસી લેહેજતી પીણું સર્વોત્તમ છે

(બ્રીટીશ હોટલ લેન–કોટ–મુંબાઈ)

જરૂર જશેજ તો તું ત્યાં લેડી આઇગ્રનનો દીકરો છે એમ કોઇને કહેતો ના, કારણ લેડી આઇગ્રનનું નામ તે લોકો આય દુન્યામાં ગણતાં નથી...!"

"પણુ કાંય?" ઇલ્ડેરીમ વચમાં બોલી ઉઠયો, "મારી માય શું મારે માટે મગરૂર નથી? કોઈ બી બાનુ મારા જેવા એક દીકરાની માતાની અ-દેખાઇજ કરે. અને જો આખી દુન્યાજ મારી પર મોહીત થાયછ, તો મારી એ કીર્તિમાં મને જનમ આપનાર મારી વ્હાલી એ માદરનો બી કાં નહિ હીસ્સો રહેવો જોઇએ?"

સર આઇવરે તે ચોટટે ખુશાલનાં તુફાની ખુબસુરત ચહેરામાં જોયા કીધું.

"સુરજની રોશની લેવા જ્યારે એક ફુલ ઉઘડે ત્યારે તેની પર પડતો પડછાયો તુંને દેખાવાનો નથી!" તેણે આસ્તેથી, ઘણી માયાથી તે નાહના બીરાદરને સમજાવ્યું, "તુંને ફક્ત તેના ઝળકતા રંગોજ દેખાશે, કારણ તું કોઈ ઓળો જોવા સરજાયોજ નથી, મારા નાઘલા! ને તે છતાં બી હું તુંને કેહુંછ કે પુર પ્રકાશમાં બી એક છાંવ તો પડી જવાનીજ! તુંને કદાચ મારૂં બોલેલું હાલ નહિ સમજ પડશે ભાઈ, પણ મારૂં માનજે! કોઇ બી બાકી ઇનસાન સાથે તારા જનમને સબંધ હોય એમ તું કોઇને જાણવા દેતોજ ના! પણ ફક્ત સુરજનું એક કીરણ આય ધર્તી પર ખુશી ખુરમી ફેલાવા આયુંછ એમજ તું એ લોકને તારા વિષે સમજવા દેજે! હું તુંને વીનવીને કેહુંછ. ઇલ્ડેરીમ, કે આપણી માતાનું નામ તું દેતો ના! ગમે તો તું તારા મોટા ભાઇનો એ એક ફાંટોજ સમજી લે, પણ મારૂં દીલ તારી પાસેથી વચન લીધા વગર શાંત પડવાનું નથી! શું સુરજની પેદાશ તરીકે ઓળખાવું ઓછું માનભર્યું છે? મને બરાબર સમજી લે ભઇ! હવે મને આય તારો હાથ વચનમાં આપ, કે તું કોઇ બી દહાડે લેડી આઇગ્રનનું નામ કોર્ટમાં બોલશે નહિ!"

તે ચળકતાં કર્લ્ઝ આસપાસ તલવાર ઘુમાવતો ઇલ્ડેરીમ આગળ આવ્યો! હા, હજી તેની આંખોમાં સઘળી ખુશી ખુશાલીજ હતી! આઇવરે એ જોતાં છુટકારાનો દમ ભર્યો.

"હા, તું ખરો છે!" રૂપેરી ખણખણતા અવાજે ઇલડેરીમ બોલ્યો, "આઇવર! મારા સીધા ગમગીન ભાઇ! હું સુર્યમાંથીજ ઉત્પન્ન થયલો છું! માણસોની વચ્ચે ખુશાલી ફેલાવવાજ હું સીધ્ધો આકાશમાંથી ઉતરી આવ્યો છું! ને જો હું ક્વીન ડેનાની દરબારમાં જઇશ તો ત્યાં કદી એમ નહિ જણાવીશ કે મારી એક નાહની નાજુક ખાકી માતા છે, કારણ એમ જો એ લોક જાણે તો મારી આસપાસની જાદુઇ મોહકતા ઓછી થઇ જાય, વાસ્તે લે, મારો આ૫ હાથ! જો કે તે એક હુલ્લડખોરનો છે, છતાં યાદ રાખજે! મારો કોલ હું મારી જીંદગી તક સાચવશ! ને હવે મને કહેની, મારા ભાઇ?" ઇલડેરીમ તે ભાઇની લગોલગ જતાં બોલ્યો, "તું કાંહ જાયછ? છેક અગીઆરમે કલાકે તો આપણે એક બીજાની હસ્તી જાણી! ને તું હવે એકદમ ચાલી જાયછ તે મને ખરેખર નથી ગમતું! અલબત, રાજાની દરબારમાં હું તારે કહે કદી નહિ આવશ પણ તારી સાથે આય વિશાળ વનમાં તારી બોદુંમાં ફરવાની મને ઘણી હોંશ હતી!"

"નહિ, અફસોસ! હું નથીજ થોભી શકતો!" સર આઇવરે જણાવ્યું, "મારે એક બીજીજ ફરજ બજાવવાની છે. તે પવિત્ર દેશમાં હું એક 'ક્રુઝેડર' તરીકે ભટકયા કરશ, કારણ મારા રાજાની સેવામાં હવે હું વધારે વાર રહી શકતો નથી! પણ તું ત્યાં જાય ત્યારે યાદ રાખજે, ઇલડેરીમ, કે તેના જેવો ભલો માલીક તુંને બીજો કોઇ મળવાનો નથી, અને અને......" આઇવર સ્હેજ અચકી ગયો અને પછી આગળ વધાર્યું! "અને રાજાના મહેલમાંની બાનુઓમાંથી તું એકને જોય કે જે તારા સમ આંખો ધરાવતી એક બીહીકણ રૂપસુંદરી છે, તો તેના તરફ તું એક ભાઇ જેવીજ માયા બતાવજે! તારાં મધુર ગીતડાં તેને ગાઇ સંભળાવજે અને કોઇવાર...કોઇવાર તેની આગળ તે શખ્સની વાત કરતો રહેજે કે જેને દરબાર છોડવાની ફરજ પાડવામાં આવી હતી! નહિ—ઇલડેરીમ! પ્લીઝ, મને કંઇજ સવાલ ના પુછ! એવાં દુઃખો સમજવાનું તારૂં કામજ નથી! ફેરવેલ! તારો આપેલો કોલ

હું દુરદરાઝ રણભુમી પર બી યાદ કર્યા કરશ, ને ત્યાંથી બી તારી પર આશીર્વાદ મોકલતો રહીશ! ફેરવેલ, ઇલડેરીમ! મારા તેજસ્વી ભાઇ! આપણી માતાને સુખી રાખવાનું ભુલતો ના! ખુશી અને સુખી કે જેથી તેના બીજા બેટાની હસ્તી તે વીસરીજ જાય........"

અને એક છેલ્લી વાર તેના ભાઇનો હાથ હલાવી તે સર આઇવર પાછો ઘોડા પર ચઢી બેઠો! અને જલદીજ તે મોટા દરખ્તોમાં અદ્રસ્ય થઇ ગયો.

તે સ્વરૂપવાન નાહનો ભાઇ, ભસમોટા ગુંચવાડામાં તે દોડી જતા કાળા રખ્શને જોતો ઉભોજ રહી ગયો, અને પછી તે બી પોતાને રસ્તે ચાલતો થયો!

## પ્રકરણ ૧૪.

"Ah, was it a song of the mystic morn,
When into their beating hearts the thorn
Should pierce through the red wet
Crumpled roses,
And all the sorrow of love be born?"
Alfred Noyce.

એક મોટા ખડકની બરાબર કોર પર બંધાયલો પુરાણો ગોરોમાઉટ કાસલ અતી ભવ્ય દેખાવ રજુ કરતો હતો! આસપાસનાં તે તુફાની મહાસાગરના પાણીના મોજાઓ સદા તેની પર દુશ્મનો મીસાલ ઉછળતા રહેતા! પણ શાંત, ગંભીર, દમામદાર એક યોધ્ધા જેવો સ્થીર તે કીલ્લો, તેઓ સામે એકલે હાથે કંઈ જમાના થયા ટક્કર ઝીલી રહયો હતો!

તે એક અતી ડરામણો કિનારો હતો! કદી કોઈ એકબી વહાણનું સઢ ત્યાં જોવામાં આવતું નહિ! માછીમારો વકીક તે જગા પર બનતાં સુધી હોડી લઈ જતા નહિ, એટલું બધું ત્યાં ડરામણું, એકાંત અને શોકાતુર હતું!

અને દુન્યાના તે વીસારે પડેલા ખુણામાં મેકડોશવાળાનું પુરાણું પણ ગરીબ ખાનદાન એક જમાનો થયાં પદવી ભોગવતું આવ્યું હતું! તેજ ઠંડા અને અંધારા ટાવરઝમાં લેડી આઇગ્રિન વરસોની વાત પર એક નાહની બ્રાઇડ તરીકે દાખલ થઈ હતી! અરે! ત્યારે તેણીએ પાંજરામાં પુરાયલા એક પક્ષી મીસાલ તે ચાર દીવાલો વચ્ચે વખત પસાર કીધો હતો! તે કાસલનાં એક અંધારા ઓરડામાં આઇવિરનો જન્મ થયો હતો, કે જ્યાં દરીયાના મોજાઓનું તે શોકાતુર ગાયન—એકની એક કીસમનો અવાઝ સાંભળતાં લેડી આઇગ્રિન કાંને આગળાં બેસી દેતી. અરે! આહ! એક માતા તરીકેની ખુશાલી અને મગરૂરી, સમજવાને માટે તે ઘણી નહાની, ઘણી અણસમજ હતી! એટલે તેની ગોદમાં દબાયલાં તે નિર્દોશ કાળાં માથાવાળાં ભુલકાંને તેણી અજાયબાથી ડોળા ફાડીને જોયા કરતી! અને પછી તેના પર વાંકી વળતાં તે નાહની માતા રડી દેતી!

તે વાતને બરાબર તેર વરસ પસાર થયા પછી, તેજ ટાવરમાં એક બીજું બાળક આ દુન્યાની રોશની જોતું થયું—એક બીજો બેટા! પણ તે ગોરો માલ્ટનો વારસ નહિ હતો! અને ત્યારે તે બીજા ભુલકાંની પધરામણી પછી તેજ માતા એટલી સુખી બની ગઇ......એવી સુખી અને આનંદી કે જેવું સુખ અને આનંદ માત્ર સ્વર્ગમાંજ મળી શકે! પણ આઇવિર તે પુરાણાં મકાનને તેના બાપદાદા જેમ ચહાતા આવ્યા હતા તેમજ ચહાતો થયો! છતાંબી લેડી આઇગ્રિન તે કાસલ સદાનો છોડી ગઈ ત્યારથી તે એખલો પડેલો બેટા બી ત્યાં કવચીતજ જવા લાગ્યો!

એ ગોરોમાલ્ટ કાસલની નજદીક, સ્હેજ નીચાણમાં એક પુરાણા ચેપલના ખંડીયેર આવેલાં હતાં. તે ઘણા અસલના જમાનાના હશે, કારણ

હાલ ફકત તેને ફરતી ભાંગીતુટી ચાર દીવાલ અને બે થાંભલા વચ્ચે લટકી રહેલી બારી એટલુંજ માત્ર રહી ગયું હતું! તે ખંડેરોની આસપાસ જમીન પર છુટાછવાયા ક્રોસીઝ, ભાંગીતુટી હાલતમાં જોવાતા હતા! તે બાપડા કંઈ હજારો જીવોની વીસારે પડેલી કબરો પરના નામ વરીક હાલમાં ભુસાઈ ગયા હતા!

પાનખર રૂતુની, તે સહવારે, સુહનુ પડેલું તે ગ્રેવયાર્ડ, તમામ સફેદ "થીઝલઝ"થી ભરાઈ ગયલું એક ભુતખાનાનોજ ખ્યાલ કરાવતું હતું! અને ત્યાં એક ઉંચ્ચા ક્રોસ આગળ એક નાહનો આકાર લાંબો છર થઈ પડેલો જોવાતો હતો! તે સફેદ, અને હવાઈ આકાર તેની આસપાસની વાતાવરણમાં બીલકુલ ભેળાઈજિ ગયલો માલમ પડતો. એ કોણ હશે કે જે ત્યાંના તે કબ્રસ્તાનમાં ખડબચડા પત્થર પર માથું નાખી તમામ લોઠપોઠ પડયું હતુ? તે સફેદ થીઝલઝનાં કાંટાએ તે લાંબા લટકતા બાલ તમામ ભરાઇ ગયા હતા! વળી તે આકારની નજદીક મોતીનાં રંગનું એક સુશોભીત ટટ્ટુ ઉભું હતું જે અતિશય થાકથી હોય તેમ હજી ફીંફડા ઉરાડયા કરતુ જણાતું હતું! અને ત્યારે એવા એક એકાંતમાં શું તે બે ભુલાં પડી ગયાં હશે? તે સુતેલો આકાર ખરેખર ઉંઘમાં પડયો હતો કે બેહોશ બની ગયો હતો!

પણ વળી સાંમેથી હળવાં કદમ ભરી રહેલું એક બીજું જાનવર પણ આવતું દેખાતું હતું. તે એક કાળો ઘોડો હતો અને તેની ઉપર બેસનાર તે કોઇ ખાસ ઉતાવળમાં નહિ હોય તેમ ઘણોજ આસ્તેથી પોતાનો રસ્તો કાપતો જોવાતો હતો. તે ખંડીયરોની ગંભીર ચુપકીદી તોડતું કોઇજ ત્યાંથી પસાર કરવાનું પસંદ કરતુ નહિ, પણ કાળો તે નાઇટ ઘણી વાર ગોરોમાલ્ટ તરફ જતા ત્યાંથીજ પસાર થતો જોવાતો હતો!

નજદીક અને નજદીક તેનો દમામદાર આકાર આગળ આવતોજ ગયો અને ત્યારે તે કાંટાની સેજપર પડેલા તે આકારે નજર ઉંચ્ચી કરી! તો આહ! તે આંખોમાં દુન્યાભરની અજાયબી અને ખુશાલીજ વંચાઇ!

તે ઘોડેસ્વારના મુખમાંથી તે દેખાવ જોતાં એક બેઅટકાવ બુમ નીકળી પડી.

"રીઓના!"

"આઇવર," તે સુતેલો આકાર જે કોઇજ નહિ પણ રીઓના હતી તેણીએ તે સામે આવી ઉભેલા રાઇડર તરફ હાથો લંબાવી ખુશાલી ભેગી અજાયબીની એક ચીસ મારી.

તે ડાર્ક નાઇટ એક કુદકો મારી તેણી નજદીક દોડયો! રે! ખુદા! એ શું બનવાજોગ હતું? સદાની બીહકણ, નબળી રીઓના છેક તેના કાસલની એટલી નજદીક આવીજ કેમ શકે! આઇવરને લાગ્યું કે તે કાંતો સ્વપનો જોતો હતો અથવા તો તેના વિચાર વિચારથી ભમતાં મગજનો એક ધખારો માત્ર હતો! પણ નહિ! તે તેની છેક નજદીક ગયો અને તે નાહના આકાર આગળ ગુંઠણમંડયે બેસી જઇ તેનું માથું પોતાની ગોદમાં મુકયું!

હા, તે રીઓના હતી. તેણીનો દમ મુશ્કેલથી ચાલતો સંભળાતો હતો અને તે સદાના રીકકા ગાલોપર મહોત જેવો રીકાશ જોવાતો હતો!

"રીઓના! તું અહિં કેમ આવી લાગી?" આઇવરે ઉંચ્ચે દમે પુછયું, "તુને તારા બાપને તાંહથી એમ એખલી એ લોકે મોકલીજ કેમ હોશે! હું હમણા આવી નહિ લાગો હતે તો ખુદા ખબર તારૂં શું બી થતે, મારાં બચ્ચાં?"

અને તે મોટા નાઇટે પોતાના હાથ પરના લોખંડી ગોન્ટલેટઝ ઉતારી નાખી તે વ્હાલી છોકરીના ગાલપર માયાથી આંગળાં ફેરવ્યાં!

તે એક બચ્ચાંપેરે ડચકાં તાણી રડવા લાગી, કે જ્યારે તેણીનું તમામ તનબદન ઘણું દયાજનક કીસમે ધ્રુજી રહેલું જોવાતું હતું!

"ઓ આઇવર!" તે રીકકા હોઠોમાંથી મહા મુસીબતે એક નબળો અવાજ નીકળ્યો.

"એઓએ તમુને દુ:ખ દીધુ ! તેઓ ઘણા ખરાબ...ઘણાં ઘાતકી છે...એ લોકે તુંને હીચકારો કહયો...તુંને—મારા હીયરોને ! અને તારી તરફથી હું એક-એક બોલ બી તે વખતે બોલી શકી નહિ ! તો તેં અરે ! ખુદા ! તેં-મારે વાસ્તે શું બી ધારી લીધું હશે?" અને તે તેની ગોદમાં વધતી દબાઇ !

આહા! દુન્યામાં કદી કોઈ લવરઝ એમ મળ્યાં હશે ? કોર્ટમાંથી બેજાલત પામેલો તે નાઇટ માતાને મળી, તુટેલાં જીગરે ગોરોમાલ્ટની છેક લગોલગ આવ્યો ત્યાં સુધી તે આ ધર્તિ પરના દુ:ખીમાં દુ:ખી આત્માઓમાંનો એક હતો! અને તે નાહની પ્રીનસેસ પોતાનાં તે વ્હાલા હીયરો...તેણીનાં પવિત્ર નિર્દોશ ખ્યાલોનાં તે વ્હાલા જવાનના ચાલી ગયા પછી તે બાપીકાં ઘેરમાં ગમખાર નાચાર ફર્યા કીધી! અને અંતે તે જુદાઈ નહિજ સહન થઈ શકવાથી તેણી તે ઘેર ગુપચુપ છોડી ગઈ! ગોરોમાલ્ટ કાસલનો રસ્તો તે બાપડી નાહની કોમળાંગીએ કદી દીઠેલો નહિ, છતાં ધાડાં તે જંગલોમાં, બે રાત અને એક દિવસ રખડી રઝળી ત્યાંના ખેડુતોને તે વાટ વિષે પુછતી, તેણી આગળ વધ્યા કીધી.

અંતે ભુખી પ્યાસી સખત થાકથી તમામ નબળી પડી ગયલી ગરીબ ફીઓના તે કાસલની નજદીકના કબ્રસ્તાનવાળાં ખંડીયેરોમાં બેહોશ બની કલાકો તક પડી રહી ! અને, આહ! પછી તે નીરાશામાં ડુબી ગયલાં બન્ને કમનસીબો પર તે માલીકોના માલીકે રહેમ કરી, અને તેઓ પર તે સુખી મેળાપના ઉત્તમમાં ઉત્તમ આશીર્વાદ ઉતાર્યા!

આઇવરે તે વ્હાલી છોકરીને પોતાની જોરાવર બાથમાં દર મીનીટે મજબુત અને મજબુત પકડતાં ઘણાંએક હીંમતના સખુન કહયા.

"ફીઓના!" તે ઠંડીથી ધુજી રહેલી તે બાળાને પોતાનો મોટો કાળો ક્લોક ઓઢાડતાં તે બોલ્યો, "તું હમણાં તો મારી સાથે ગોરોમાલ્ટ પર

આવ! આય તારા નાજુક બદન પર તેં જે મારે ખાતર ઉઠાવ્યું તે પછી તુંને આરામની ઘણી જરૂર છે...ને તેટલાં તારા બાપના કાસલમાં તુંને પાછી સલામત મુકી આવવાનો હું કંઈ રસ્તો શોધી કાઢું વાસ્તે ચાલ અહિંથી મારાં બચ્ચાં!" અને તેણે તે નાજુક બોજાને પોતાના જોરાવર હાથોમાં ઉંચકી લીધો!

પછી તે કાળા ઘોડા પર તેણીને ગોઠવીને તે પોતે તે ઉપર ચઢી બેઠો. કોરનાક—રીઓનાનું માનીતું "પોની" એક કહ્યાગરાં જાનવર મીસાલ તેઓની પાછળ પાછળ ચાલ્યા કીધું.

ગરીબ રીઓનાનું અંગ તાપથી ખળખળી જતું હતું કે જ્યારે ઉડી જતા હોઠોએ તે ગરીબ બાળા પોતાપર વીતેલી મુસીબતોની કહાણી તે સર નાઇટને કહી સંભળાવતી હતી!

"ઓ આઇવર! તે એ રાત મેં જંગલમાં કેવી કાઢી! ગોરેમાલ્ટનો રસ્તો મને કોઇએ બરાબર બતાવ્યો નહિ, ને હું અંધકારમાં અથડાયાજ કીધી—મારૂં કૉરનાક બી બીચારૂં એક વખત તો પડી ગયું! અલબત, એ બીચારાંનો કંઇજ વાંક નહિ! મેં એને એટલું કોઇ દહાડે રખડાવેલું નહિ, ને પછી આઇવર! અમુને એક બીચારો કોઇ વુડ—કટર મળી ગયો ને તેણે મને રસ્તો બરાબર બતાવ્યો, કારણ ઝળઝળ્યું શરૂ થયું કે હું મારી સાંમે ગોરામાલ્ટનાં વ્હાલાં ટાવરઝ જોવા લાગી...પણ ત્યારે હું એવી થાકીને લુસ થઇ ગયલી, આઇવર, ને મારી છાતીમાં કંઇ એવી પેન મારી આવી કે સીમેટ્રી આવી લાગતાં હું જમીન પર પછડાઇ પડી..." અને તે બાપડી એક સખત ખાંસીની ગુંચથી બોલતી અટકી પડી!

આઇવરે તે ફીકકા ચહેરામાં દહેશતથી જોયું! તે નાજુક છોકરી જે શ્વાસમે ખાંસતાં ખાંસતાં નસોસ પડી જતી હતી તેથી તે તમામ ડર ખાઇ ગયો! દયાળુ ખુદા! તે મીઠી છોકરીની જીંદગી શું કોઇ ખરેખરા મોટા જોખમમાંજ નહિ હતી?

તે તેણીને કાસલમાં લઇ ગયો. તેના વડવાઓનાં તે પ્યારા પનોતા મકાનમાં તે પ્યારો હવાલો લઇ જતાં આઇવરને જે સુખ થયું તે વર્ણવું મુશ્કેલ છે.

"મારી આય પુરાણી દીવાલો વચ્ચે તુને જોવાનું મારૂં મીઠામાં મીઠું સ્વપનુ, અંતે ખરૂંજ પડયુંછ, ફીઓના!" તે ડ્રોબ્રીજ પસાર કરી તેઓ તે કાસલના ભવ્ય પોર્ચમાં આવી પુગાં કે આઇવિરે ઘણાં હેતથી વાંકો વળી કહ્યું! તે માલીકની એકાએક આમદથી નહિં તેટલાં તેની સાથે આવી ચઢેલી તે છોકરીને જોતાં અવાચક બની ગયલાં તે બે નોકરો તેઓને આવકાર આપતાં ઉભાં હતાં.

અંતે સર આઇવિર તે મધુરીને એક નાહનાં બાળકને ઉંચકે તેમ પોતાના જોરાવર હાથોમાં પકડી તે પોખાળ દાદર ચઢી ગયો!

તે તેણીને લેડી આઇગ્રનના ખાલી પડેલા ચેમ્બરમાં લઈ ગયો અને એક બચ્ચાંને પોઢાડે એટલી બધી કાળજીથી આઇવિરે નાહની ફીઓનાને એક ઇઝીચેર પર લેટાડી, કે જ્યાં દુઃખી લેડી આઇગ્રિન કલાકોના કલાકો તક તે ખુલ્લી બારીમાંથી દેખાતાં મહાસાગરનાં ઉછળતાં મોજાં જોતી પડી રહેતી!... અને ત્યાં તે તારૂણીના પગો આગળ ગુંઠણુમંડયે પડીને આઇવરે કહયું.

"ફીઓના! મારાં જીગરમાં તેં જે ખુશાલી ફેલાવીછ તેનું અહેશાન હું કેવી રીતે જાહેર કરી શકું? મારે ખાતર તારાં નાજુક બદન પર તેં જે જે મુસીબતો વેઠી તેનો હું ખ્યાલ કરતાં બી ધ્રુજી જાઉંછ તો મને કહે, ફીઓના મારાં બચ્ચાં! મારા જેવા એક હીણાયલા તજાયલા પર આટલો બધો વિશ્વાસ મુકવાને માટે હું તારો ઉપકાર કયા શબ્દોમાં માનું?"

તેના જવાબમાં ફીઓનાએ વાંકી વળીને તે વ્હાલા જવાનનાં હોઠ પર પોતાના હોઠ મુકયા!

ઉપર ભુરાં આસ્માને તેઓનું એ સુખ જોયું અને તે બે એકલવાયા આત્માનાં જોડાણથી ત્યાં બી ખુશાલીજ ફેલાઈ રહી.

તે સફેદ દર્યાઇ–પક્ષી પહોળી કીધેલી પાંખો સાથે, છેક તેઓની લગોલગ સીર્ફ આનંદમાં ઉડવા લાગ્યાં, જ્યારે નીચે તે ઉછાળા મારી રહેલો મોટો દરીયાવ સદાનું શોકાતુર ગાયન છોડીને મહા હર્ષના પડઘા પાડી રહ્યો!

આહા! તે નાજુક કરમાતું ફુલ પોતાની સઘળી ધાસ્તી, સઘળી નબળાઇ અને તનનું દુઃખ વીસરી જઇ ત્યાં આરામમાં પડી રહયું.

એકજ તે મધુર કલાક તેઓએ સાથે ગુજાર્યો! પવિત્રમાંપવિત્ર અને સુંદરમાં સુંદર તે એકજ કલાક, કે જે મહા દયાળુ ઇશ્વિરે તેઓને માટે બહેસ્તમાંથી સીધ્ધો ઉતાર્યો હતો!

તેના જોરાવર હાથોમાં સુખથી પડી રહી ફીઓના મીઠા, મધુર શબ્દો પટપટયા કરતી હતી. ખચ્ચીત તેણીનો આત્મા એક નાહના પક્ષી જેવો હતો કે જેને પોતાની જોડી મળી ગઇ હતી અને તેણીનું હૃદય એક નાજુક ફુલની કળી સમ હતું કે જેની પાંખડી સુરજની રોશની લેવા આસ્તે આસ્તે ખુલી ગઇ હતી!

એ દરમ્યાન સર આઇવરે તે મીઠી છોકરીની દરેક હાજત પર ધ્યાન પુગાડયું. તેણે સાદો સુતરો ખોરાક તેણી સન્મુખ હાજર કર્યો અને એક તાઝગી બક્ષતાં દીલખુશ પીણાંથી તેણે તે વ્હાલીની તરસ છીપાવી! અને પછી બીનઅનુભવી હાથો વડે તેણે તેણીના ખોળાઇ ગયલા બાલ સરખા કર્યા કે જેમ કરતાં તે સુનેરી ઝુલ્ફાંઓ પર હજારો હેતથી અસંખ્ય કીસીઝ લેતો ગયો! અને ત્યારે બહાર નજર કરતાં તે ફીકકી સુંદરી પુષ્કળ તાજુબ થઇ!

કદી મહાસાગર એટલો ખુબસુરત નહિ જણાયો હતો! આસ્માને એવા ઝલકાટભર્યા રંગ કદી નહિ દેખાડયા હતા, અને કદી, કદી બી તેણીના જીગરે એવી સંપુર્ણ શાંતી જાણી હતી નહિ! તે ફીકકા ગાલો પર એક ગુલાબી રંગ ચઢી આવ્યો, અને તેણીની આંખોમાં ઘેરામાં ઘેરા એક વાયોલેટ ફુલ જેવી રોશની પ્રગટી રહી!

પછી એકાએક તેઓનાં મુખ પર કાળી એક વાદળી ચઢી આવતી જણાઇ અને ત્યારે તે બન્ને પાણીમાં ડુબી જતાં બે જીવો મીસાલ એક બીજાને વળગી પડયાં! અરે! ખરી સ્થીતીનું ભાન તેઓને ત્યારેજ થયું કે જ્યારે તે સત્તાબાજ ઓરતનો ખુબસુરત જુસ્સાદાર ચહેરો એક ઘાતકી સરજત મીસાલ તેઓનાં સુખી ખ્યાલોમાં આડો પડયો.

હા, તે એક બેહોરમત થયલો નાઇટ અને તેણી તે મગરૂર ક્વીન ડે-નાની ન્હાની પરાધિન બેટી હતી! અને ત્યારે ભખી ખાધેલા જેવા ચહેરાએ તે બેઉ એકબીજાને જોઈ રહયાં કે જ્યારે તમામ ખુશાલી તેઓનાં જીગર-માંજ મરણ પામી...કંઈ, કંઇજ તેઓને માટે ત્યારે રહયું હતું નહિ સીવાય કે એક મીઠી યાદ કે જેના ચાલુ પજરણમાં તેઓને જીવવાનું હતું.

"મને કોઈ હક નથી!" અંતે આઇવર બોલ્યો કે જ્યારે તેનો અવાજ પેલી જહાનમાંથી આવતો હોય તેમ સંભળાયો, "મારા આય હાથોમાં તુંને પકડવાની મને કંઈ સત્તા નથી! તારી જીંદગીનો એકેએક દિવસ આશીર્વાદ પામજો, મારી મીઠી છોકરી! ને ખુદા મને માફ કરે જો તુંને અહિં લાવ-વામાં મેં કંઈ ખોટુંજ કીધું હોય તો!...અને ફીઓના, ઓ ફીઓના! એ-કજ ચીજ હું તારી પાસેથી માગી લેઉંછ! એકજ અરજ! કે હું દુરદરાઝ નીકળી જાઉં પછી આય તેં મને આપેલા કલાકની યાદ તારા દીલમાં એક સ્વપના મીસાલ કરતી રહેજે...એક ખ્વાબ કે જે તું બીજા આત્માની જોડે જોડ જોઈ રહી હતી! તું મને સમજેછ કે બીલવેડ? ઓ કદી, કદી બી, તારા જીગરમાં આય મીઠી પળો માટે બેજાલત ના પામતી પણ સઘળી પ-વિત્રમાં પવિત્ર ચીજો સાથેજ તેને સરખાવતી રહેજે!"

"આઇવર!" ફીઓનાએ એક ભયભીત સ્વપ્નું જોઈ ઉઠી હોય તેમ ચીસ પાડી, "મારી આગળથી તું ના જતો! રે! જોની આઇવર? મને જો! હું જીવીજ નથી શકવાની!"

"એકજ વખત...એકજ છેલ્લી વાર હું તુંને મારાં જીગર સાથે દબાવશ, ફી!" તે બહાદુર જોદ્ધાએ કહયું, "ને પછી–પછી સેન્ટ જાઇલ્સની કોનવેન્ટમાં હું તુંને મુકી આઉંછ! એજ બહેતર થશે! તારી માય પર તું પેગામ મોકલી શકશે કે ત્યાંની ભલી નનઝને મળવા તું ગઈ હતી!" અને તેની આંખે અંધારાં આવી જતાં હોય તેમ તે કદાવર શખ્સ ઝોંક ખાઈ ગયો, અને ત્યારે ફીઓનાએ પોતાના નાતવાન હાથોમાં તે વ્હાલા જવાનને પકડી લીધો! આઇવરે એક ડચકું મહા જહેમતે અટકાવી દીધું!

"ફીઓના! ફીઓના! આય દુન્યા આપણે વાસ્તે ઘણી ઘાતકી છે!" તે મહાદુ:ખથી બબડયો! "પણુ ધીરજ રાખ! લીટલ વન! ને જ્યારે મારૂ નામ આય જહાનનાં લોકો હલકું પાડે ત્યારે યાદ કરજે...ઓ યાદ કરજે મારા એન્જલ, કે આય મહાસાગરનાં મોજાંઓના અવાજ સાંભળતાં આપણે બેઉ દુન્યામાં એખલાં હતાં–એખલાં બસ, તું અને હું–એજ!"

અને ફરી એકવાર તે બંન્ને કમનસીબ જીવો સદાને માટે છુટાં પડતાં એકબીજાને બગલગીર થયાં! સરજતનો તે એકજ કલાક તેઓના સુખને માટે નિર્માણ કરેલો પુરો થયો હતો!

તે તેણીને ફરી એકવાર હાથોમાં ઉપાડી લઈ ગયો અને ત્યારે ફીઓના એક ડુબતાં આદમી મીસાલ તેને ચીવટ વળગી રહી હતી! તે કાળા રખ્શ પર પોતાનાં પવિત્ર બોજા સહીત આઇવર ચઢવા જતો હતો, તેવામાં બે સફેદ હાઉન્ડ હાંફલાફાંફલા તે ઘોડા પર દબાઈ પડેલા નાહના આકારને જોઈ ખુશાલીથી કુદતા તેઓ તરફ ધસી આવ્યા. તે વફાદાર પ્યારાં પ્રાણીઓ પોતાના ખવાસ મુજબ તે નાહની શેઠાણીને ગુમ થયલી જોતાં, તેની શોધમાં નીકળેલા અંતે આવી પુગા હતા.

તે કદાવર અસ્પ પરથી વાંકી વળી ફીઓનાએ તે બેઉને પસવાર્યા, ત્યારેજ અંતે તેઓ ધીરજ પામ્યા ને તે ઘોડાએ ચાલુ મુકયું તેની પાછળ પોતે બી ચાલતા થયા!

એ અજબ જેવી વીદાયગીરી જોતાં કાસલનાં તે બેઉ ઘરડાં નોકરોએ શોકાતુર કીસમે માથાં હલાવ્યાં.

"નહિ ! નહિ !" એકે કહયું, "એટલાં ઉદાસ 'લવરઝ' મેં કદી જોયલાં નહિ ! ખરેખર ! તે એ બીચારો આપણો વ્હાલો માલીક જેને ચાહેછ તે એક છોકરી નહિ પણ કોઈ પરી–આત્મા જેવીજ બાપડી હવાઈ ને નાજુક દીસેછ !"

પણ તે બીજો અદ્રશ્ય થતા આકારો જોતાં બંદગીમાં હોય તેમ નમ્યો; અને તે વેળાના ક્રીશ્ચયનોની રસમ મુજબ તેણે પોતાના બન્ને હાથો છાતી પર ક્રોસ રોકા ગોઠવ્યા.

"હું તો ધારૂંછ...," તે પટપટયો, "મને તો લાગેછ, કે મધર મેરી પોતે એને આશીષ આપવા આવેલી ! કાંય તેં નહિ જોયું ? એના–આપણા વ્હાલા માસ્ટરના ચહેરા પર નીશાન પડી ચુકીછ–કે તે કદી પાછો ફરનાર નથી !"

અને ભીની આંખોએ આસ્તેથી તે બેઉ ઘરડાં નોકરોએ તે કીલ્લાના ભારી દરવાજા બંધ કરી દીધા !

વાંચક ડીયર, તું કહેશે જે શું એ રાત ને એક દીવસ રાજાની દીકરી મહેલની બાહેર રહી, બલ્કે ગુમ થઇ ગઇ તો શોધખોળ જેવું થયુંજ નહિ ? ને ગોરોમાલ્ટની સીધ્ધી વાટે તેણી હોવા છતાં તેની ભાળ રાજાનાં માણસો મેળવી શકયાંજ નહિ ? ખરેજ, એ એક વિચારવાજોગજ સવાલ છે. પણ થયું એમ કે કીંગ નીઆલનાં માણસો તે રાજાની બેટીની શોધમાં તેણી કાસલની અતરાફનાંજ જંગલમાં કેથે ભુલી પડી ગઈ હશે એ અનુમાને દોરવાએલાં ત્યાંજ ઢુંઢ મારી રહયાં. કેમકે વારઅવાર તેણી પોતાના માનીતા હાઉન્ડસ સાથે ઘણી વેળા ત્યાં ફસી જતી જણાએલી હતી, તેમ તેઓએ તે જંગલનું ખુણે ખુણું ખુંદારી માર્યું. જ્યારે ગોરોમાલ્ટ કાસલનો તો તેઓને ઝાંખો ખ્યાલ માત્ર બી નહિંજ આવ્યો, એમ કુદરતેજ ખુદ વાહલાં તે બેને એક પવિત્ર મેળાપમાં એકઠાં મલવા ગોયા જોગ કરી આપવા એકમત

થઈ હોએ તેમ કીધું. અને જો કોઇએ તેણીનીભાળ પેહેલી મેળવી હોએ તો તે પેલા શીકારી કુતરાજ હતા, પણ તે વફાદાર પ્રાણીઓએ કદી બી તે પ્યારાં બેના પવિત્ર સાથની ચુગલી કોઈ આગળ કીધીજ નહિં. ને રાજાના માણસો તો તેણીને ઘણા દિવસની જહેમતભરી શોધ પછીજ સેંટ જાઇલ્સની કોનવેન્ટમાંથી મેળવી શકયાં.

## પ્રકરણ ૧૫.

પાનખર રૂતુ પુરી થઇ અને તેની સાથે ધુમસ, ઘેરણઘારણ અને ઉદાસી પણ નાશ પામ્યાં! શિઆળો બી આવ્યો અને ગયો, અને શરૂ થતી વસંત સાથેજ બરફ વરસતું બી અટકી ગયું! ઉત્તરનાં મુલકોમાં છેક અસુરેથી શરૂ થતી વસંત રૂતુ મહિનાઓની નીર્જીવ થઈ પડેલી ધર્તી પર નવાજ જોમ અને જોશ સાથે આવી પુગે છે ત્યારે આદમ જાતને તે વધતીજ આવકારદાયક થઇ પડે એમાં કંઈ શક નહિ!

કીંગ નીઆલના કાસલની આસપાસનાં જંગલોમાં તે નવી વસંત એક આશિર્વાદજ પુરવાર થઇ, કારણ કવીન ડેના, શિઆળા દરમ્યાન એક પાંજરામા પુરેલા વાઘ જેવીજ ઝનુની અને વિકાળ થઇ ગઇ હતી! શિઆળો તેણીને મન એક મોટામાં મોટી જફા હતી! તેની સઘળી મોજમઝાહ અને છુટટાંપણા પર ત્રાપ મારનાર તે તેણીનો કટટામાં કટટો શત્રુ હતો. પણ અંતે, તે ઠંડા સુસ્ત ડરામણા દીવસો બી પુરા થયા અને તે જંગલમાંના કાળાં ઉંચ્ચા ફરના દરખ્ત સીવાય બધી ચીજો વસંતના સાજમાં ખુલી ગઈ! તે લાંબા ખુબસુરત બીચ પર કુમળી પાત્રીઓ ફુટવા લાગી, જ્યારે જમીન પર નવા ઘાસમાંથી ડોકાવી રહેલા પ્રીમરોઝીઝ અને આસ્માની રંગના બ્લુ બેલઝનો તો એક મોટો

દરીયાવજ બની ગયલો જોવાયો! અને કુદરતના એ નવજીવનના રંગરંગીન સોહાસન સાજ પર પક્ષીઓ આનંદનું લલકારતાં ઉડાઉડ કરી રહયાં!

ક્વીન ડેના તે કાસલની ઉંચ્ચી દીવાલ પર તે વસંતનો મહીમા નીહાળતી, અને આસપાસની તરોતાજગી બક્ષતી હવાનો દમ ભરતી સીધ્ધી, ઉંચ્ચી, દમામદાર ઉભી હતી! આહા! અંતે ઝાડપાનના નવા રસ જોડે તેની જીંદગીમાં બી નવો રસ આમેજ થયો!

રાણીનો ડ્રેસ એ વેળા તે નવા ફુટતાં તરૂ જેવોજ લીલો હતો, અને તેણીની કમર આસપાસ 'ઓપાલ્ઝ' જડેલો એક સુંદર સુનેરી ગર્ડલ લટકતો હતો, અને ત્યારે તેની અનુપમ ખુબસુરતી સાથે ખુદ વસંતની દેવી તે પોતેજ લાગતી હતી!

આહ! શીયાળાના તે લાંબા કંટાળેલા મહિનાઓ તેણીએ કેવા કંગાળ પસાર કર્યા હતા! બરફની ચાદરથી ઢંકાઇ ગયલી બારીઓ સામે તે પોતાનું વણવાનું લઇને બેસ્તી! રંગોની મીલાવટ કરવામાં તે બાહોશ હતી અને ઘણીએક સુંદર ડીઝાઇનિસ તેણીએ તે શીઆળા દરમ્યાન પોતાના હુન્નરમંદ હાથો વડે તૈયાર કરી હતી! પણ એ તેના ચટપટયા ખવાસને પેશ પડતું કામ હતું નહિ, એટલે ઘણી અધીરતાથીજ તેણી તે ચરખો અને સોય ફેરવતી જતી હતી કે જ્યારે સઘળો વખત તેણીની નજર તો બારી બહારજ ટીકાયલી રહેતી!

ક્વીન ડેના પોતાની દીકરીઓ અને રસાલામાંની કેટલીક બાનુઓ જોડે સહવારથી સાંહજ ચરખો ફેરવતી બેસતી હતી! પણ તે વણકરોનાં કુંડાળાંમાં તેની એક બેટી કદી નજરે પડતી નહિ! કારણ નાહની પ્રીઓના, કોઇ ભેદી કીસમે દીન પર દીન ગળાતીજ જતી હતી.

ગઈ પાનખર રૂતુથી, હા...સર આઇવર જતો રહેવા પછી તે છોકરી પર ગાલેબ આવેલી એક અજાયબ જેવી દીવાન્યતના સબબે તેણી તે કાસલ છોડી ગઈ હતી!! અંતે મહામહેનતે બડી મુશ્કેલીથીજ તેઓને તે સેન્ટ

બાઇલ્ઝની કોનવેન્ટમાંથી મળી આવી હતી, કે જ્યાં તે ગરીબ બાળા તે જોગણો સાથે બંદગી કરવા નહાસી ગઈ હતી!

તે મહોત જેવો ફીકકો ચહેરો જોતાં, તે મહારાણીનો ગુસ્સો તો સમીજ ગયો પણ તે દિવસથી તે છોકરીનું નાતવાન શરીર કોઈ ધીમા ઝેરથી હોય તેમ સુકાતું, મરતું ચાલ્યું.

ટાવરમાંનો ઉંચ્ચામાં ઉંચ્ચો એક રૂમ તે માતાએ તે પોતાનાં કાહેલી બચ્ચાં માટે તૈયાર કરાવ્યો અને ત્યાં એક અસલી સીસમની ઇઝીચેરપર લેટીને ફીઓના તે બારી બહાર દેખાતો મહાસાગર, ખ્યાલી આંખો વડે કલાકો તક ટીકયા કરતી! તે સોહરાઈ ગયલા ચહેરા પરની મોટી અને મોટી થતી જતી આંખો સદા એકજ સ્વપનું જોતી હતી!–તે મીઠું, મધુર સ્વપનું, કે જે તેણીએ અતી દ્રઢતાથી પોતાનાં નાહના જીગરમાં જાળવી રાખ્યું હતું! રોજ, તેણીની માતા તે ઉંચ્ચી સીહડીઓ ચઢી તે બીમાર બચ્ચાંના ચેમ્બરમાં ફેરો મારી જતી! તેણીના દીલમાં કોઈ નહિ સમજાય એવી નમ્ર લાગણી તે કાહેલી બેટીને માટે ઉભરી આવતી! તે કરમાતાં ફુલ પર નજર કરતાં તે માતા ઘણુંખરૂં સમજી ગઈ હતી.

અરે! અરે! શું નીરાશ બનેલાં માનવી એટલાં જલદી મરતાં જતાં હશે? શું હૃદયો બી એટલાં બધાં વફાદાર નાજુક હશે કે એકજ જોરાવર પ્યારને ખાતર તેઓ આ ફાસમે તુટી જતાં હતાં? અને ત્યારે તે છોકરીના આત્માનો ભેદ જાણવા માટે તે રાણી અદેખાઇથી જળીજ મરતી! તે માતા અદેખી બનતી–કારણ તે બેટી જેવી વફાદારી તેણી ધરાવી શકતી નહિ. વળી ફીઓના કોણને ચાહતી થઇ હતી એ પણ પારખી કાઢતાં તે ચગોરને કશી વીલંબ થઇ નહિં ત્યારે તેણી પુરીજ અંટશની આગમાં બળીને ભસ્મ થઇ જતી......આહ! તેણી કેવાં પોતાના સઘળાં જીગરથી તે બીમાર બચ્ચાંને ધીક્કારતી હતી, કે જે ફરીયાદના એકબી અવાજ વગર તમામ શાંત અનેં ચુપ પડી રહેતું! અફસોસ! કેટલી તે કર્પીણ હતી! એક માતાના

મીઠા વ્હાલભર્યાં નામને એમ લગાડનારી તે કેવી એક કમજાત ઓરત હતી!

"તું આયજ ઓરડામાં કાંય પડી રહેછ?" એક દિવસ ફીઓના પોતાનાં માનીતા હાઉન્ડઝ જોડે પ્યાર કરતી લેટી હતી, તેવામાં તે અજબ જેવી માતા તે ચેમ્બરમાં ધસી આવતાં બોલી!

"મને મહાસાગર ઘણો પ્યારો થઇ પડયોછ!" ફીઓનાએ પોતાની મોટી સીગ્રીન આંખો તે માતા તરફ હીંમતથી ફેરવતાં કહયું "ને અહિંથી હું તે જોઇ શકું છું!" હા, હવે કે જ્યારે તે ગરીબ બાળાના જીવનની દોરી ઘસાઈ ગઈ હતી ત્યારે તેણીની તમામ ધાસ્તી, તમામ દહેશત મરી ગયાં હતાં! હવે! હવે તે અજબ ડહાપણનો ભંડારજ બની ગઇ હતી! તેઓ કે જેઓની આ-શાઓ આ દુન્યામાં રહી નથી તેવાંઓ કશાંથી ડરતાં નથી! અને ફીઓનાની એકબી ઉમેદ હતી નહિ કે જેનો નાશ થઇ શકે! એકબી એવું ભવિષ તેણી માટે હતું નહિ કે જે કોઇબી તેની પાસેથી છીનવી લઇ શકે! પણ નાહન-કડા તે જીગરનાં ઉંડાણમાં તેણીએ તે એકજ યાદ સમાવી રાખી હતી! એકજ તે સ્વપ્નવંત યાદ! કે જે એક મોટા આશીર્વાદ સમાન તેણીના કાહેલી તનને ટકાવી રાખતી હતી!

"દરીયામાં શું જોવાનું બળીયુંછ?" તે માતાએ તણાઇને પુછયું "તારી તરફ તો એકબી વહાણ આવતું જણાતું નથી!"

"વહાણો તો ઘણાંબી સફરે જાયછ, માતા!" તે બીમાર છોકરીએ કોઇ એક નવાંજ મેળવેલા સ્વર્ગીય ડહાપણથી જવાબ કર્યો, "પણ તે બધાં એક વધુ સુખી કીનારા તરફ જાયછ! હા, ખરૂં છે મારી તરફ કોઇ આવતું નથી. પણ મને કંઇ એવુંજ લાગેછ...આય કીનારો છોડી ગયેલાં એક બારકસનો મને ખ્યાલ આવેછ કે જેનો છાપ આય મારા ભેજાપર સચોટ છપાઈ ગયો છે!" અને નાહની ફીઓનીએ પોતાની બન્ને હથેલી કપાળ સાથે દાબી દેતાં પુરૂ કર્યું, "ને માત્ર તે એકજ મારી ખ્યાલી બોટ મારાં જીગર તરફ જરૂર પાછી આવશે!"

"છોકરી !" તે માતા કરડાઇથી વચ્ચે બોલી ઉઠી, "તારૂં ભેજું ખરેખર ઠેકાણે છે કે ? હું તો ધારૂંછ કે એખલી એખલી પડી રહેવાથી તું તારી સમજશકિતજ ગુમાવી બેઠીછ ! હું તુંને નીચે, મોટા હોલમાં હવેથી લઈ જવશ, કે જરા કમ્પનીમાં તારૂં મન વેરાય તો આવા ધખારા છોડી દે !"

"થેંક્યુ મધર !" ફીઆનાએ નબળાઇથી કહયું, "પણ હવે તો બેસવાની મારામાં તાકાતજ નથી ! હું મારા આય એકાંતમાં પુરતી સુખી છેઉં, બાકી હૉલનાં ગડબડ ઘોંઘાટથી તો હું વધતીજ બીમાર થઈ જવશ !...ને હું કંઇ અહીં એખલી નથી ! વહી ગયલા દીવસોની યાદ સદા મારી સાથે રહેછ ! ને જુવોની, મારી સાંબેતું એકેએક ફુલ હું ગણ્યા કરૂંછ...વસંત રૂતુને માટેજ હું થોભીછ, માતા ને પછી..."

"અને પછી ?" તે બેટીની નાજુક હડપચી એક આંગળી વડે ઉંચ્ચી કરી તે માતા તેણીની આંખોના ઉંડાણુમાં જોઇ પુછવા લાગી, "અને પછી શું ? કહે મને, મારાં બચ્ચાં ? એ કઇ રોશની તુંને જીવાડેછ ? તારી આંખમા આંસુ છતાં તું કેમ એવી હસ્તી ને હસ્તી રહી શકેછ... ? ફીઓના ! તુ મારેથી શું છુપાવેછ ? મને લાગેછ કે એ તારૂં સીક્રેટ તારા જીગરમાંથી મારે શોધી કાઢવુંજ જોઇએ !"

"મારૂં કોઇ સીક્રેટ છેજ નહિ !" ફીઓનાએ દૃઢતાથી કહયું, "મારૂં તો ફકત એક મધુર સ્વપનુંજ છે, પણ હું તેને પુગી શકતી નથી ! છતાં હું તેના ને તેનાંજ વિચારમાં જીવશ અને...જ્યારે મારો વખત થશે ત્યારે હું......જવશ."

ક્વીન ઘણું ગુસ્સાથી હસ્તી તે બીમાર બચ્ચાં આગળથી હટી ગઈ !

"અને તું પેલા બાયલા મેકડૉશનો ખ્યાલ કરેછ કે ? તે હિચકારો, કે જે પોતાથી એક નહાના દુશ્મનનો માર ખાઇ બેઠો અને નહાસી ગયો ? પણ તું શું ધારેછ, તે કાંહ ગીયો હશે ?"

# ચાલુ ફેશનને અનુસરતી દરેક ચીજ હમારે
## —ત્યાં હાજર જોશો—

---

**સાડીની પીન**

તરેહવાર ડીઝાઈનની મનપસંદ માંગો તેવી મલશેજી. નંગ ૧ ના ૦ા=, ૦ાા, ૦ાા=, ૧, ૧ા, ૧ાા.

પર્સ ગુંથવા માટે દરેક જાતના દાણા. કાલા, સુનેરી, રૂપેરી, રંગીન વીગેરે મલશેજી. ને પર્સના હેન્ડલ નાની મોટી સાઇઝ, ગોલ અને ચોરસ, રંગબેરંગી, પર્સને મેચ થાય તેવા રંગોમાં મલશેજી.



**આદમજી નુરભાઇની કું.**

—ભરતકામ ગુંથણકામના સાહુસીક વેપારીઓ—

૩૫૫, ઉનવાળા બીલ્ડીંગ, ગ્રાન્ટરોડ, મુંબઈ નં. ૭.



ઠંડીની સીઝન માટે સાલ, મોજાં, બોદી, બોનેટ, ગુંથવા માટે ઉનના રેશમ સાથના અને સાદા બોલની પેટી ખોલવામાં આવી છે. દરેક કલર મલશેજી

---

ફુલ બનાવવાના ડેનીસન ક્રેપ - પેપર હમારે ત્યાં હાજર જોશો.

---

લેડીઝ હેન્ડ બેગ જાતજાતની આવી છે.

---

સદરાની તેનેરીફ લેસવર્ક ગુંથવા માટેના વહીલો સ્ટીલના બનાવેલા આવ્યા છે. કીં. રૂ. ૦ાા થી રૂ. ૨ સુધી. તેનેરીફ બુક નંગ ૧ ના રૂ. ૦ાા.

---

**બહારગામ માલ વી. પી. થી મોકલવામાં આવશે.**
**વધુ વીગત જાણવા માટે હમારૂં પ્રાઇસ લીસ્ટ મંગાવો.**

KEMP'S
*Instantaneous*
*Black Hair Dye.*

ELEGANT AND LASTING.

Guaranteed free from Injurious Ingredients.



PREPARED ONLY BY

*Kemp & Co. Ltd.*

Manufacturing Chemists.
BOMBAY.

**To Keep Your Hair Beautiful**

**USE**

**Emuisified**

**COCO NUT OIL SHAMPOO**

This is superior to all imported preparations bearing the same name being prepared from FRESHLY EXPRESSED COCO NUT OIL and is thus entirely free from rancidity.

It is delicately perfumed and lathers well.

Especially recommended for Ladies.

*Price*:—**Per 6 oz. Bottle Re.—1/-**

# KEMP & Co., Ltd.

**Charni Road,--Bombay.**


The Mark of Quality

"તમે બરાબર જાણોછ, મધર," તે મરતી બાળાએ જવાબ કર્યો, "કે તે હિચકારો હતોજ નહિ...હું નહિ જાણુતી, તે કાંઇ ગીયોછ તે! ને હું એ બી નહિ જાણુતી, કે તમે તેના ગયાથી દલગીર થયાંછ કે ખુશી! પણ એટલું તો હું જાણુંછ—કે તે કોઇ બાયલો હતોજ નહિ! તમે બી તે તો બરાબર જાણોછ, ને તેમજ મારા પીતાબી! જે લોકે એની હોરમત લુટી લીધી, તે બધાંજ એનાં બળ અને બહાદુરી માટે અદેખાં બન્યાં હતાં અને તેથી તેની જગા લેવા એ લોકે તેનો નાશ કરી નાખ્યો..."

અને એ મુજબનું ફીઓના બોલી! ફીઓના તે બીહકણ શાહઝાદી! કે જ્યારે ક્વીન ડેના, તે બચ્ચાંની ઇન્સાફ માગતી આંખો સામે પોતાની આંખો મેળવી શકી નહિં! પણ તે માતાએ કદી નહિ જાણ્યું, કે તેના ગયા પછી ફીઓના બેઉ હાથોમાં ચહેરો છુપાવી, બારીની બેર પર માથું નાંખી અંતઃકરણ તુટી જાય એવું એક રડવું રડી હતી! પછી પોતાના ધ્રુજતાં આંગ પર એક ક્લોક ઓળવી લઈ તે અશક્ત બાળા ઘસડાતી ફસડાતી પોતાના પલંગ નજદીક ગઇ અને તે તકીયા નીચે હજારો હેતથી છુપાવી રાખેલી એક ચીજ ખેંચી કાઢી!

તે એક ગોન્ટલેટ હતો! લોખંડનો બનાવેલો, હાથનો એક પંજો, કે જેવા તે વખતના બહાદુર વીરલાઓ વાપરતા હતા! બંધ કરેલી આંખો સાથે તે ગોન્ટલેટ પર વ્હાલથી હોઠો દબાવી ફીઓના ત્યાં પડી રહી! આહા! સઘળા દીવસોમાંના તે એકજ એકલા દિવસનું તેણી સ્મરણ કરી રહી હતી! સેન્ટ જાઇલ્ઝની કોનવેન્ટ પર તે તેણીને પોતાના જોરાવર હાથોમાં દબાવી લઇ ગયો હતો, તેની તેણીને યાદ થઇ! અરે! અરે! થાકેલું, બીમાર, તાપ અને જીવલેણ તે નહેસ્ત ખાંસીથી ધ્રુજી રહેલું તેણીનું નાજુક બદન તેના હાથોમાં કેવું સલામત હતું! સ્વર્ગીય સુખના તે કલાકોની યાદથી તેણીના દુઃખી જીગરમાં એક અજબ શાંતી ફેલાઈ! આહા! પછી તે સેન્ટ જાઇલ્ઝની લગો-

લગ છેક મધરાતે આવી પહોંચતાં તેણે તેનો ઘોડો અટકાવ્યો હતો અને ત્યાંના તે ભારી પોરટલ્ઝ ખુલે તે પહેલાં એક છેલ્લી વાર તેણે તેણીને પોતાનાં જીગર સાથે દબાવી હતી ! હા, હા, તેણીના હોઠો પર ઘણીએક નરમાશભરી ગરમ કીસીઝ તેણે લીધી હતી ! અને પછી ! રે ! ખુદા ! પછી તેઓને સદા માટે જુદાં પાડતી તે ક્રુર ઘડી આવી પહોંચી તે પહેલાં તે બોલ્યો હતો, "મને ભુલી ના જતી, મારી વ્હાલી" તેણે કહયુ હતુ, કે જ્યારે તેના હોઠો તેણીના ભરાવદાર બાલોમાં છુપાઈ ગયા હતા ! "આય જહાનમાં કદી આપણે પાછાં નહિ મળીએ તોબી, ઓ ! તું મને ભુલી ના જતી! ખુદાનાં તારી પર આશીર્વાદ ઉતરજો ! ને ઓ ફીઓના, બીલવેડ, યાદ રાખજે, મારી અંધારી જીંદગીમાં એખલી એકજ રોશની તે તુંજ છે!" તેટલામાં ત્યાં ઘંટના અવાજથી જાગી ઉઠેલી, ને અચરત થતી એક નન, હસ્તે ચહેરે તે લવરઝની સામે આવી ઉભી!

તે તેણીને અંદર હાથોમાં ઉપાડીનેજ લઈ ગયો, અને ત્યાં લાકડાંના એક બાજટ પર તેણે તેણીને બેસાડી, જે પછી તેની આગળ ગુંઠણ મંડયે પડી તેણીના હાથ પર એક છેલ્લુ ચુંબન લઈ તે વિદાય થયો હતો !

તે લાકડાંના બાજટ પર એકલી પડેલી ફીઓના બીલકુલ અવાચક બેસી રહી પણ પછી વાંકા વળી તેણીએ તે ભારી ગોન્ટલેટ ઉપાડી લીધું કે જેની ઉપર કવીન ડેનાની તેએટીએ ઘણા માનથી પોતાના હોઠ દબાવ્યા હતા.

અને હાલમાં તેજ ફીઓનાનો એક માત્ર ઓળો તે ઉંચ્ચા ટાવર ચેમ્બરમાં એ પોતાનાં તે એકલા પ્યારની ઇધાણીને જુસ્સાદાર ગરમ કીસીઝથી ભરી નાખતી હતી ! સેન્ટ જાઇલ્ઝની તે દયાળુ જોગણો વારંવાર તે બીમાર બચ્ચાંની ખબર લેવા આવતી રહેતી !

અને ત્યારે તેઓ હંમેશ નાહની ફીઓના માટે તેણીનાં માનીતાં સ્નોડ્રોપઝનો એક બંચ તે જંગલમાંથી લાવવાનું યાદ રાખતાં ! હા, ફુલો તેણીની

શાંતી હતી ! અને તે "ચળકતો દેશ" કે જ્યાં તે જલદીજ પહોંચનાર હતી તે તેણીની એકલી આશા હતી !

વસંત રૂતુ શરૂ થતાં તેણીની નાહની નાજુક આંગળીઓ પર એક ઘેરો બ્લુ રંગ ચઢી આવ્યો હતો...જ્યારે બહાર સુંદર પક્ષીઓ નવી શરૂ થતી જીંદગી માટે સ્તુતીનાં ગાયન લલકારી રહ્યાં હતાં, ત્યારે આ દર્યાઈ પરીની એક વધુ મોતેબર દુન્યામાંની નવી શરૂ થતી જીંદગીની માનોઈ મુસાફરીની તૈયારી થઈ રહી હતી !

ઓ તે વખતે સર આઇવર તું ક્યાં હતો ? તે અંધારી દીવાલો વચ્ચે... એખલી તારા પ્યારને ખાતર એક નિર્દોષ કોમળાંગી મરતી જતી હતી ત્યારે સર આઇવર ! સર આઇવર ! તું તેને છોડી જવાની હિંમતજ કેમ કરી શકયો હતો ?

## પ્રકરણ ૧૬.

Ah ! the light dances at the centre of his life, the light strikes at the cords of his love—the sky opens—the wind runs wild, laughter passes over the earth."

TAGORE.

તે વસંત રૂતુમાં ઇલડેરીમ, કીંગ નીઆલની દરબારમાં નવોજુનો થઈ ગયો ! તેનાં કહયા પ્રમાણે તે પોતે, પોતાની રાજીખુશીનુંજ તે શાહી કીલ્લાનો દરવાજો ખખડાવતો ગયો હતો ! કવીન ડેના કે જે ઉંચ્ચા ટાવરમાંથી તે કોઈ બેગાના સોનેરી નાઇટનું તેજસ્વી સ્વરૂપ દુરથીજ જોઇને છક થઈ

ગઈ હતી તેણી તે સંખ્યાબંધ સીહડીઓ સપસપ ઉતરી આવી ! અને તે-ણીના રાજવંશી હાથો વડેજ તે ભાગ્યશાળી જવાન શાહી તે મેહુલનો પેહેલો આવકાર પાંમ્યો.

અને એવી રીતે ઇલડેરીમ તે કાસલમાં ગયો કે જ્યાંથી તેના ભાઇને તે સુર્યવંશી ખુબસુરતીને ખાતરજ ખેજાલત વચ્ચે હાંકી કાઢવામાં આવ્યો હતો!

ઇલડેરીમ પોતાની ફ-તેહનું ઘણું મોટે મોટે હસ્તોજ દાખલ થયો હતો કે જ્યારે તેનો અવાઝ ચાંદીના ઘંટ મીસાલ તે મોટા હોલમાં વાગી રહયો.

તે આવ્યો અને આવ્યો કે તેણે પોતાની ખુબસુરતીનાં જાદુઈ બળથી નાહનાંથી તે મોહટાં સર્વેને એકસરખાં જાદુઈ આંજનમાં આંજીજ નાખ્યાં ! તેઓ સઘળાં તેને ચાહતાં થયાં ! કોઈ તેની અદેખાઈ વટીક કરતું નહિ અને તે બધાજ નાઇટઝ તે નવા આવનારની સર્વોપરી સ્વીકારતા તેની આ-જુબાજુ કુરબાન કુરબાન થતા દોસ્તીના દસ્તમાં લપટાઈ ગયા.

તે ટેબલ પરનો ઘરડો સર એન્ગસ કે જેણે તે સુનેરી દેવને કોહુંજ નહિ આપવાનો ઠરાવ કર્યો હતો તે ઇલડેરીમના રમુજી ટાહુકાટુચકા અને ખુશમીજાજી હસ્વાંથી વહેલ્લોજ તેની તરફ ખેંચાઈ ગયો, જે જોવાનું વધતું રમુજી હતું !

સર સ્ટુમાસ, દરબારનો તે માનીતો પોએટ, તો તે નવા દાખલ થયલા નાઇટની ખુબસુરતી અને બાહોશી જોઈ પોતાની કવિતાઈ શક્તિજ ગુમાવી બેઠો ! તે કે જેનાં લલકાર આસપાસ પોપટીઓજ ખુશાલીનું નાચી રહેતી, તેવા એકની સ્તુતી ગાવા તે બાપડા કવિ પાસે કોઈ શબ્દોજ હતા નહિ ! જૅન ઑફ ધી નૉર્થ જે તે દરબારની ખુબસુરતી ગણાતો હતો તે બાપડો ઇલેડેરીમનું અજબ જેવું સ્વરૂપ જોઈ બીલકુલ ભોંઠોજ પડી ગયો અને તે બી તેને નમતો થયો હતો !

સર ડોનાગન, અને સર મૅનસ, વગેરે વગેરે સઘળા કીંગ નીઆલના નાઇટઝ એકકે અવાજે તે નવા પહરોણાની વખાણનાં બાકાં ફુકતા સંભળાતા હતા !

ઇલ્ડેરીમ કોર્ટમાં આવ્યો તે દિવસથી રાજાની બન્ને બેટીઓ—પ્રીનસેસ મેરીઅન અને પ્રિન્સેસ રોહનાને તો બીજા કોઈ પર નજર કરવાની ફુરસદજ નહિ હતી ! તે નવા નાઇટના ખુશમીજાજી હસવા બોલવાથી તેઓના ચહેરા પર સદા હાસ્યજ ફેલાયલું જોવાતું હતું ! વળી પ્રીન્સ માઇકલ તો તેની પરથી ઓઢાઈ પંથરાઇજ જતો અને તેનો પડયો બોલ ઉપાડી લેવા કદી ચુકતો નહિ !

અને ક્વીન ડેના ? તે ખુબસુરત તુમાખી રાણીનાં જીગરમાં એ વેળા કેવી લાગણી હતી ?

ને તખ્તેનશીન શાહબાનુ, હમેશની તેણીની આદત મુજબ સર્વેથી ઉંચ્ચાંમાં ઉંચ્ચાં આસાન પર બીરાજી, તે તેજસ્વી નાઇટની ખુબસુરતી નીહાળતાં કદી થાકતીજ નહિ ! આહા ! તેની સામેનો તે છોકરો—તેણીને મન સુન્નાનો ઘડાયલો એક ફીગર હતો, કે જેને ફરેસ્તાઓએ ટીપી ઘડી સંપુર્ણ બનાવ્યો હતો ! પણ, હા ! તેના આવ્યા પછી તે હકુમત કરતી રાણીને એક નવોજ અનુભવ થયો તો જો કે પહેલ્લાં તો તેણી કંઈ સમજી શકીજ નહિ !

ઇલડેરીમ તે કોર્ટમાં દાખલ થયો પછી તે રાણી સદાની પોતાની પહેલી પદવી પરથી આસ્તે આસ્તે ખસતીજ ગઈ ! હવે તેણીને કોઈ પહેલ્લી અગત્યતા આપતું જણાતુંજ નહિ ! હવે તે ઇલડેરીમ હતો કે જેનો અવાજ તે હોલમાં સર્વેથી મોટો સંભળાતો હતો ! અને જેનો બોલ સર્વે પહેલો સાંભળવા આતુર હતાં ! રોજીંદા દરબારી રમતગમતના પ્લાન્ઝ ઘડી કાઢનાર બી હવે ઇલડેરીમ હતો કે જેની દરેક ઇચ્છા એક હુકમ મીસાલ પાર પાડવામાં આવતી ! અને એમ કુદરતનાં એક વિચીત્ર ફાંટાને પરિણામે તે નવા મહેમાને યજમાનની જગા લીધી ! સઘળાંજ તે ખુરશેદચહેરને નમતાં થયાં, અને સર્વે મતફેરો તેની મોહક સુંદરતાને લીધે નાશ પામતા હતા ! ક્વીન ડેના વટીક ઇલડેરીમની હુકમ કરતી ઢપ આગળ તમામ નરમ પડી

ગયલી જણાતી અને તેનો એકાએક અવાજ સાંભળતાં તે મગરૂર ઓરત પણ ઓશકથી ચહેરો ફેરવી નાખતી.

તે અજબ જેવી કોમેડી કીંગ નીઆલ ચુંચી આંખે તપાસતો હતો!

આહા! તેઓ સર્વેમાં તેજ એખલો ખામોશ હતો! હા, તેના ખ્યાલો એ વાર તે સીહા જોધ્ધા તરફ ફર્યા હતા......તે મહાન વીરલો, કે જે હજી તેની નજરમાં માન પામેલો હતો!

સર આઇવિર, આ તેના સુનેરી હરીફને હરાવવામાં કેમ પાછળ પડયો હતો તે વિષે હવે તો કોઇ પુછતું સંભળાતુંજ નહિ! કારણ તેઓ સમજી શકયા......તેઓની અકકલમાં એ વાત બંધબેસ્તી થઇ પડી કે દુન્યાની રોશની જેવા તે ખુબસુરત જવાન પર કદી કોઈ, કોઈ, હાથ ઉઠાવી શકેજ નહિ! છતાં તેઓ તે વિદાય થયલા નાઇટને કદી યાદ તો કરતાંજ નહિ! જ્યારે દુન્યા "ધુપ"માં મહાલતી હોય ત્યારે "છાંવ"ની યાદ કોણનેજ થઈ શકે? એ મુજબ મેકડોશનું નામ જો કદી તે સરકલમાં લેવાતું બી તો તે માત્ર ઠઠા મશ્કેરીમાંજ પસાર થઇ જતું! વળી ઇલડેરીમ જેવા તેજસ્વી લાડકવાયાને તો તે પોતાના સીહા ભાઇ માટે વીચાર કરવાનો વખતબી કયાંથીજ મળે?

ફકત એકજ વખત ઇલિડેરીમની નજર સન્મુખ સર આઇવિરનો ગમગીન ચહેરો ખડો થયો—એકજ વખત કે જ્યારે તેઓએ તેની માતા કોણ હતી તે જાણવા માગ્યું!

"દુન્યાની શરૂઆત થઈ ત્યારથી કંઇ ને કંઈ મોજેજાઓ તો બનતાજ રહયાછ!" તે ઇલિડેરીમે ભેદી જવાબ કર્યો, "ને તેમાંનો એક મારો જનમ છે! એ વિષે વાતો ઘણીબી મારા સાંભળવામાં આવીછ; પણ મને જે ખરી લાગેછ તે આયજ, કે આફતાબ એક વખત આય ધર્તી પરની કોઇ એક ઘણીજ ખુબસુરત છોકરીનાં પ્યારમાં પડયો! અને ત્યારે તેણીનું જીગર તે રોશનીનાં ગરમ કીરણોથી બધું ભરાઈ ગયું! અને પછી તે સુરજ પાછો

આવી ગયો કે તેણીને માટે એક આશીર્વાદ સમ મારો જનમ થયો! હવે તમે માનો કે ના માનો, પણ હું ઈલિડેરીમ તો છુંજ કેની? અને હવે તમારાં સરકલમાંનોજ એક હુંબી થઈ રહયોછ તો પછી વધારે શું તમુને જોઇએ?"

અને તે રાસ્કલ મોટી ખુશાલીનું હસી પડયો કે જ્યારે તેઓમાંનો એક પણ તેના એ સુરીલાં હાસ્યમાં જોડાયા વગર રહયો નહિ! બચ્ચીત, તે ક્યાંથી આવ્યો તેની તેઓએ કનવારજ શી કરવાની? તે, કે જેના ઝુલ્ફાઓમાં સુરજનાં કીરણો નાચી રહયાં હતાં! જેની આંખોમાં સુરજની રોશની ચમકતી હતી! જેનાં અંતઃકરણમાં ગાયન અને જેની દરેકે દરેક હીલચાલમાં ખુશાલી જોવાતી હતી તો તેવો સુર્યની પયદાશ નહિ તો બીજું હોઇજ શું શકે?

કહાણી કીસ્સામાં માનવાવાલો તો તે એક ભોલોભાલો જમાનોજ હતોની! ત્યારે એવાં હવાઈ અનુમાનમાં વજન મેળવા ને સચ્ચાઈ માનવા માટે તેઓ શું ખોટા બી હતા? તેથી તેઓના આભારી હૈડાંઓએ તે દાદગર દાવરની જનાબમાં એક શુક્રગુજારીજ સુનાવી.

"શુક્રે ખુદા! એવો એક આશીર્વાદ આ ધર્તી પર મોકલવા માટે તે બારે હકતાલાનું મોટામાં મોટું અહેશાન!"

પણ ફીઓનાએ તે ઉંચ્ચા ટાવર-ચેમ્બરમાં નીચે ચાલી રહેલી, મસ્તી મઝાહના અવાજો સાંભળ્યા ત્યારે તેણીના ફીકકા ગાલો પર ગરમ આસુંઓ ગબડી પડયાં!

* * * *

એક માસ—આખો એક મહિનો સ્વપના જેવો ઝડપી પસાર થઈ ગયો! તે બીચના દરખ્તો સુંદર લીલાં પાંદડાઓથી તમામ ભરાઇ ગયાં હતાં. તે નવા ઉગેલા પાત્રાં એવાં તો પારદર્શક હતાં:—કે સુરજનાં કીરણો તેમાંથી પ્રવેશ કરીને તે ગીચ ઝાડોની અંધારી ઘટાને વટીક ફીકકો સુનેરી પ્રકાશ

આપી રહયાં હતાં! એવા એક ખુશનુમા દિવસે, કવીન ડેના અને તેણીના દરબારીઓ ઘોડેસ્વારીની મોજ ભોગવવા નીકળી પડયાં!

ફક્ત બેજ જણ ઘેરમાં રહયાં; કીંગ નીઆલ અને તેની નાહની મરતી બેટી! તે ચેમ્બરની બારીએથી રાજા તેની ડેનાને રસાલામસાલા સાથે વિદાય થતાં જોઇ રહયો હતો!

રાણી ઘણી મગરૂરીથી તેઓ સર્વેને મોખરે ઘોડો દોડાવતી હતી જ્યારે તેની બાજુમાંજ ઇલિડેરીમનો ઘોડો હતો. સુંદર આસ્માની રંગના ગાઉન અને શીરપર મુકેલા વસંતની કળીઓનાં બનાવેલા મુગટ સાથે, તે એટલી ખુબસુરત અને જવાન દેખાતી કે કોઈ તેણીને તેની દીકરીઓની વડી બહેનજ માની લે!

અને ફ્રીઓના તે રાજવંશી બાપ જોડે ટાવરમાં એખલી પડી! અરે! અરે! તે કેટલી સફેદ દેખાતી હતી!

ખચ્ચીત! તેણીના ચહેરા પર મહોતનો છાપ પડી ચુકયો હતો!

તેના બેઉ વફાદાર હાઉન્ડઝ તે પસાર થતા ઘોડા વગેરેનો રસાલો જોતાં દોડી જવાની અધીરતામાં તણાઇજ ગયલા જોવાતા હતા! પણ તે મરતી બાળા માટેની તેઓની અચુક વફાદારી અને ભકતીભાવથી તેઓ તેણીની ખુરસી આગળથી એક ડગલું ખીસ્યા નહિ!

"લેબ્રોક, યામોલ!" તેણીએ નબળા અવાજે તે બેઉ પ્યારા કુતરાઓને બોલાવ્યા, અને તે બેઉનાં માથા પર અકેક પોતાનો નાતવાન હાથ મુકયો! તેણીની આંખો બંધ હતી અને તે ગરીબ બાળા મહા મુસીબતેજ દમ લઇ શકતી હતી તે જોવાનું ખરેજ ઘણું ખેદકારક હતું!

"મારાં બચ્ચાં," કીંગ નીઆલે હેતથી વાંકો વળતાં પુછયું, "તું શાના ખ્યાલમાં છે?"

"હું ઇલડેરીમનો ખ્યાલ કરૂં છ, ફાધર!" નાહની ફ્રીઓનીએ બંધ આંખો સાથેજ જવાબ કર્યો, "મેં એને કદી જોયો નથી ને તેથી મરવા પહેલાં એને જોવાની મને ઘણી હોંશ છે!"

હા, રીઓના એકજ વાર તેને નજરેનજર જોવા ઇચ્છતી હતી કે જેની કહેવાતી ખુબસુરતી અને મોહકતાથી સર્વે કોઇ એકસરખાં મોહીત થઇ ગયાં હતાં! તે પોતાની ચીવ્વટ વફાદારીથી તેને જોઇને ખાત્રી કરી લેવા માગતી હતી કે તેનો ચાહેલો તે સીહા વીરલો, આ ખુશાલ પંખેરાથી ઘણો વધારે ચઢીયાતો, ઘણો વધતો સોહામણો હતો! હા, તે જીંદગીથી હારી ગયલા તેના ચાહેલા તે જવાનને તેણી તે સર્વોત્તમ માન આપવા તણાઇ રહી હતી!

અરે! અફસોસ! તે ખરેખર મરવાજ સુતી હતી; એ નાહની મીઠી છોકરી, કે જેણે હજી તો પુરા સત્તર ઉનાળા બી જોયા ન હતા! તે નાજુક નાહનું તન ક્ષય રોગની જીવલેણ બીમારીમાં દીનપ્રતીદીન ખવાતુંજ જતું! ગોયા આ જડવાદ જીંદગી જોગવવાનું મંત્ર ધીમે ધીમે તેણીના હાથમાંથી સરતું જતું હતું જ્યારે મીનોઈ માર્ગની મહત્વતાજ તે નાની મુઠ્ઠીઓમાં ટાઇટ જકડાઇ પકડાઇ રહી હતી! ગરીબ તે! સર આઇવરની જુદાઇનું દુઃખ તેણીનું કોમળ અંતઃકરણ ખમી શકે તે કરતાં ઘણું જબુન થઇ પડયું! અને સદાની તે નાજુક પ્રકૃતીની બાળા તન પર અનેક કષ્ટો વેઠીને ગોરો-માલ્ટ કાસલ તક જે દિવસે તેને મળવા ગઈ હતી તે દિવસથીજ તે બીમાર પડી ગઇ હતી! અરે! અરે! એક બી ફર્યાદના સખુન, કે ખુલાસાના એક બી બોલ વગર તે ગરીબ બચ્ચું પોતાના ઓરડાનાં એકાંતમાં તન અને મનની મહા વેદના સહન કરતું પડી રહેતું! કીંગ નીઆલ એખલોજ તે કાસલમાં હતો કે જે પોતાની શાહી જોખમદારીમાંથી ફારેગ થતાં તે બીમાર છોકરી આગળ આવી બેસતો! હા, તે ઘરડો થતો પીતા, તે વ્હાલાં ફરજંદને મરતું છોડી કદી બહારની રમતગમતમાં ભાગ લેવા જતો નહિ કે જ્યારે તે બેદરકાર માતા અને બહેનો કોઈપણ આંકોશ વીના પુર છુટથી ભાગ લેતાં!

કીંગ નીઆલ તે નાહની બેટીની ખાહેશ મુજબ, તેણીને અતી સંભા-

ળપુર્વક ઉંચકાવીને તે કાસલના ખાહીવાળા બગીચામાં લઇ ગયો કે જ્યારે તે પ્લેઝર પાર્ટી પાછી ફરે ત્યારે તેણી ઇલડેરીમને જોઈ શકે!

અને હુંફાળાં ફરઝ અને ગરમ કપડામાં લપેટાઈ ફીઓના તેઓને માટે ખોટી થતાં એક નાહના કોચ પર પડી રહી, ત્યારે તે બહારનાં સુખ-કારક તડકામાં વટીક તે બાપડી નાતવાન ધ્રુજતી જોવાતી હતી!

તેઓ જલદીજ આવી પુગ્યાં! તે માતા, તે બીમાર બેટીને જોતાંજ નારાજ થયલી જણાઈ, પણ તેની બહેનો ઘણી માયાથી મીઠાં ફુલોની ડાળીઓ સાથે તેણી તરફ દોડી આવી!

"આય અમે તારે વાસ્તે તોડી લાયાંછ, ફીઓની!" તે મોટી તેમજ નાહની બન્ને બહેનો, તે બીમારને સુંદર ફુલોના ઢગમાં બધી ઢાંકીજ દેતાં બોલી, કે જ્યારે નાહની ફીઓનાએ તેઓની તે ઉત્તમ બક્ષેસ ફીકકું હસી ઉપકારથી સ્વીકારી! અને એજ અરસામાં ખુદાના તે મોટાં આસ્માન હેઠળ, પક્ષીઓના મીઠા અવાજ વચ્ચે આઇવરના તે નાહના ચેમ્પીઅને ખુબસુરત ઇલડેરીમને પહેલવહેલો જોયો! અને કહેવાને અજબ જેવું છે કે એકલું એક તેજ ફુલ જેવું નાજુક પણ પહાડ જેવું ઓસ્તવાર જીગર તેની અનુપમ સુંદરતાથી જખમાયું નહિં કે તેની અચુક અસરે અસીર થયું નહિં! તેણીની નજર સામે તો ઇલિડેરીમની તેજસ્વી આકૃતીની ઉપર તેજ શ્યામ સુંદરતાની ગમગીન પ્રતીમા છવાઈ રહેલી દીસ્યા કીધી એવામાં ઇલિડેરીમની નજર તે મરતી બીમાર પર પડી! અને તે સાથેજ તેને તેના ભાઇની યાદ થઈ! હા, જે નાજુક ફુલ વિષે તેણે તેને જણાવ્યું હતું તે આજ હોવું જોઇએ! સદાનો ખુશાલ નફકરો ઇલિડેરીમનો આત્મા કહી ન શકાય એવી સ્તુતીવંત લાગણીથી ભરાઈ ગયો! તે દોડયો, અને માથાપરની હેલ્મેટ માનથી ઉતારી તે નાહની પ્રીન્સેસના સફેદ હાથોમાં તાજા તોડેલાં ફુલો મુકી તેણી સન્મુખ ગુહણુ મંડયે પડયો!

"પ્રીનસેસ!" તે ઘણું ધીમેથી તેણીના કાનો પર પડી પોતાની અલં-

કારીક ભાષામાં બોલ્યો, "ઘણા ઘણા મહિનાઓની વાત પર મને એક કાળા નાઇટ સાથે ભેટો થયો હતો! તેણે તારે વાસ્તે આય ફુલો વીણ્યાંછ! અને તે જે બોલેલો તેના પડઘા આય ખુશનુમા હવામાં તારે કાને પડતા હોવાજ જોઇએ! તે કાળા કલોકમાં સજ્જ થયલો એક ખરો બહાદુર અને વફાદાર શખ્સ હતો કે જે પાછું ફરીને જોયા વગર સદાને માટે અહીંથી દુરદરાઝ ચાલીજ ગયો છે!"

મીઠી પ્રીઓનીએ એ સાંભળી તે ઇલડેરીમના સુનેરી ઝુલ્કાંઓ પર પોતાનો ધ્રુજતો હાથ મેલ્યો!

"બેઉ આશીર્વાદ પામેલા છે!" તે પટપટી, "ધુપ અને છાંવ! સુર્યોદય તેમજ સુર્યાસ્ત પછીનું ઝળઝળ્યું! પણ મારૂં જીગર તો તે ડાર્ક શખ્સ પોતા પાછળ જે પડછાયો મુકી ગીયોછ તેમાંજ જીવે છે!"

તે એટલું તો આસ્તેથી બોલી કે તે તેજસ્વી ભાઈ સીવાય કોઈ તેણીને સમજી શકયું નહિ! અને ત્યારે તે ઇલડેરીમની આંખો કદી નહિ દેખાયલી એવી એક કીર્તીમાં ખુલી ગઈ!

## પ્રકરણ ૧૭.

અને એ અરસામાં લેડી આઇઅનનું શું થયું હતું? તેણીનો તે વડો બેટો કયાં ગયો હતો કે જેનો જનમ ઉદાસીથી વધાવી લેવામાં આવ્યો હતો? અરે! તે શુરવીર યોધ્ધો કયાં રઝળતો હતો કે જેનું એકવારનું મોઠું માન પામેલું નામ હાલમાં કીંગ નીઆલની દરબારમાં બીલકુલ વીસરાઇજ ગયું હતું?

વળી તે માવીતર શું કરી રહી હતી! તે નુરમંદ ઇલડેરીમની માતા—કે જે ઇલડેરીમે પોતાની ખુબસુરતી અને ખુશમીજાજથી સર્વેનાં દીલ એક-સરખાં જીતી લીધાં હતાં, અને જે તે ખુબસુરત લીલાં વુડઝમાં ત્યાંના પક્ષી, પતંગીયા અને ફુલોનો વટીક એક હરીફજ બની ગયો હતો, તે ઇલડેરીમની માતા શું કરતી હતી?

તે ઉઘાડી બારીમાંથી દેખાતાં મેદાન તરફ લેડી આઇગ્રનની આંખો વારંવાર ફરતી રહેતી કે જ્યારે તેણીના ઉદયોગી આંગળાંઓ તે સુંદર લીલા સ્કારફ પર નાદર ભરતકામ કરતાં ઘણા ઝડપથી ચાલતાં જોવાતાં હતાં!

તેણીની આંખોમાં એક અજબ જેવી ઇંતેજારીએ ઘેર ઘાલ્યું હતું, જ્યારે તેણીનો નાજુક મુખડો દીન પર દીન સોહરાતોજ જતો હતો!

તેણીનો લાડકો ઇલડેરીમ, તે તુફાની બારકસ એક મહિનો ઉપર થયાં તેને છોડી ગયલો કદી પાછો ફર્યોજ નહિ હતો! અને ત્યારે તે વીહલી પડતી માતા એ જુદાઈ ખમીજ કેમ શકે? તે સદા તેને માટે ખોટી થતી ફીકરમંદ બેસી રહેતી! અરે એ શું બનબાજોગ હતું કે તે વહાલું ફરઝંદ ત્યાંના જંગલમાં કંઈ ભુલું પડી ગયું હતું?

તે 'મુઅર' પર ઉઘડતી બારીની લગોલગ વસંતના પક્ષીઓ તેણીનો એકાંતવાસ તોડતાં ઘણા મીઠા હલકે ગાયન ગાતાં સંભળાતાં હતાં! અરે! અરે! તેઓને થોડીજ માહીતી રહે છે કે આ જગતના દુઃખીયાંઓને માટે તે વસંતનો આનંદી લલકાર કોઈ ખુશાલી લાવી શકતો નથી!

અને ત્યારે તે પોતાનાં બચ્ચાંનો ખ્યાલ કરતાં લેડી આઇગ્રનનાં વિચારો કોઈ વાર તે બીજા તરફ બી દોડતા કે જે તેણીનો આધાર હતો! અરે શા માટે તે તેણીને છોડી ગયો હતો? તે કયારે? ઓ! તે બી કયારે પાછો ફરનાર હતો? ખચ્ચીત! તેના ગયા પછી લેડી આઇગ્રનને લાગતું થયું કે તેનાં જીવનની એક શક્તિજ નાશ પામી હતી! તેણીને કંઈ સમજજ નહિ પડતી! અરે! અરે! તે માતાનું કલેજું જે કીસમની દહેશત અને શંકાથી ધ્રુજી

*For Quality*



Every Watch
Guaranteed 5 Years.



# ZENITH
## WATCHES
## Are Unbeaten

The most important thing to look to in any manufactured product is REPUTATION

**ZENITH PRECISION WATCHES**
have held THE WORLD'S RECORD for many years, and rank to-day with the

***World's Finest Timekeeper.***

*Price "from Rs. 40/- upwards" to "Rs. 36/- upwards."*

**FAVRE LEUBA & Co., Ltd.** 217-219, Hornby Road-
Fort, BOMBAY.

રહેતું તે વેળા તેને બહાદુર આઇવિર સીવાય બીજુ કોણજ હિમત કે દિલાસો આપી શકે?

"સર આઇવિર કાંઇ ગીયો હોશે,મૉડ્રેડ?" તેણી ઘણી વાર વફાદાર મૉડ્રેડને પુછતી સંભળાતી

અને મૉડ્રેડ ચુપજ હતી! તે જનેતા એ કીસમના એકતરફી પ્યારે પોતાનાં બીજાં ફરઝંદને ચાહતી હતી તેથી વફાદાર મૉડ્રેડ તેની જોડે ઘણી ખરી રીસાયલીજ રહેતી!

પણ તે માતા વધતું અને વધતુ કરગરીને તેનો તેજ સવાલ કર્યા કરતી! અને ત્યારે નખાઈ ગયલા ચહેરા અને આંખોમાં પડેલા ખાડા સાથે તે એવું તો દયાજનક ચીત્ર રજુ કરતી કે ઘરડી મૉડ્રેડનો તમામ રોશ હવામાં પીગળીજ જતો! ખચ્ચીત, જે કીસમે હવે તે સીહા બેટાને યાદ કર્યા કરતી તે પરથી તો જણાતું હતું કે તેણીનાં જીગરનાં ઉંડાણમાં બી તે પહેલ્લોજ હતો!

તે બુઢી નર્સ ત્યારે સર આઇવિરની બધી વાતો તે શેઠાણી આગળ કરવા લાગી! અને તે બચ્ચાંની મુગી ફીદાગીરી અને જોરાવર પ્યારની વાતો સમજતાં લેડી આઇગ્રનનાં આંગળાંઓ કામ કરતાં અટકી જતાં અને તેણીનાં હાથોમાંથી તે સુંદર સ્કારફ સરી પડતો હતો! અરે! અરે! તે કેટલી બધી તેનાં પ્રત્યે બેદરકાર બની હતી?

"ઓ શું ખરેખર મારો એ દીકરો મને એટલી બધી ચાહેછ?" તે બેખબર માતા પુછતી હતી, કે જ્યારે તેણીની નજર આગળ તે વીદાય થના બેટાનો ગમગીન આકાર ખડો થયો! "મને ખુશી કરવા શું એ એટલો બધો ઈંતેજાર હતો?"

"તે તમુને કેવાં ચાહેછ અને તમારાં સુખને વાસ્તે એ કેટલો ઇંતેજાર રહેછ તે તમે જાણો નહિ તેટલુંજ સારૂં! માઈ લેડી!" તે વફાદાર બુઢીયાં

કહેતી હતી. "કારણ તમારી બેદરકારીથી એ છોકરો જે કીસમે તમારા પ્યારનો મહોતાજ રહેતો તે તમે જાણો તો શરમાઇજ જાવો !"

લેડી આઇગ્રન એક પણ બચાવનો બોલ બોલ્યા વગર તે ઠપકાનું વાસ્તવિકપણું પોતાનાં મન સાથ કબુલતી હતી અને આઇવિરને આગલે દરવાજે આવી પહોંચેલો જોવાની આશામાં ને આશામાં તણાઇજ તુટતી, કારણ હવે હવે તેણીના ખ્યાલોમાં પેલા આનંદી "ધુપ"ને ચીરીને "છાવ" નો તે એક શાંત પડછાયોજ તેણીના આત્માની નજદીક પહેલો ધાઇ આવતો હતો ! હવેજ તેણીને સમજ પડી કે તેણીના જીગરની ઝલેહ કયાં સમાઇ હતી !

પણ ત્યારે સર આઇવર, પેલો સીહા ગમગીન જોધ્ધો, કયાં, ઓહ ! કયાં હતો તે ?

* * * *

તે કીનારો છોડી જતાં, ઉંચ્ચાં સઢોવાળી એક મોટી મનવાર પર એક શાંત, ગમગીન અને ઉંચ્ચો જવાન ઉભો હતો !

પાનખર રૂતુની તે સહવાર હતી કે જ્યારે તે આખી ડેક હથીયારબંધ માણસોના ટોળેટોળાંથી ભરાઇ ગયલી ! પણ તે બધાંજ તે બેગાનાને અજાયબીથી ટીકયા કરતાં હતાં ! એ કોણ હતો અને કયાંથી આવ્યો હતો ?

તે કોઈ અજબ કીસમનો ભેદી અને મુગોમંતર જણાતો ! અને કોઈ તરફ નજર નહિ કરતાં પોતાના અસબાબને અઢેલી તે કીનારાને જોઇ રહયો હતો ! કાળા કલોકમાં વીંટળાયલો તે આકાર કોઇ મોટા પર્વતના પડછાયામાં ઉભેલાં એક સીધ્ધાં પાઇન જેવોજ ગમગીન અને ઉંચ્ચો દેખાતો હતો !

તેની આસપાસનાં માણસો, ચળકતાં હથીયાર, ભાલા, અને બખ્તરોમાં સજ થયલા જોવાતાં હતાં કે જ્યારે તેઓનાં માથાપર અકેકી કાળી હેલ્મેટ મુકાયલી હતી !

જેમ તે બારકસ ડોલાં ખાતું આગળ વધવા લાગ્યું તેમ તે માણસોની ગુમબરાડા, કીલ્યાણ અને હસાહસ વધતાંજ ગયાં ! અહા ! તે સ્થીર આ-

કાર એકલોજ તે ડેક પર હતો કે જે આસપાસની ધાંધલ કરી રહેલી તે આદમજાતની હૈયાતની કશી પણ દરકાર કર્યા વીના, બોલ્યા, ચાલ્યા કે સાંભળ્યા વીના જેમનો તેમ ખડો હતો ! એ શું કોઈ મુર્ખો હતો કે એમ હીલ્યા ચાલ્યા વગર સ્થંભ જેવો ઉભોજ રહયો હતો ?

દરીયો વધારે અને વધારે ઉછળવા લાગ્યો ! તે વહાણ આગળનું આગળ પાણી કાપતું ચાલ્યું પણ સમી સાંજના તે પડછાયામાં બી તે શખ્સ તે જગાપરથી હટયો નહિ ! હા, તે કીનારો હવે ઘણો દુર–દુર દેખાતો હતો અને તે જવાનની ગમગીન આંખો ફકત એક ખાલી વીસ્તાર તરફ ટીકાયલી હતી—એક ખાલી વીસ્તાર કે જેની ઉપર એમ એકાગ્ર ચીતે જોઇ રહેવાનું તો એકે સાધન મોજુદ જણાતું હતુંજ નહિં ! ત્યારે તે શું જોતો બી હશે ?

## પ્રકરણ ૧૮.

મહાન લોર્ડ જીસસ ક્રાઇસ્ટની પવિત્ર જન્મભુમી પેલેસ્ટાઇન ટર્કોને હાથ ગઈ તે વેળા યુરોપની ખ્રીસ્તી પ્રજામાં ભારે ઉશ્કેરણીભર્યો ખળભળાટ મચી રહયો હતો ! તેઓ સઘળાઃ એકત્ર થઈ ટર્કોને તે દેશમાંથી હાંકી કાઢવા ખુબ મથ્યા અને ટર્કો તેમજ યુરોપ્યન ખ્રીસ્તીઓ વચ્ચે ઘણાંએક ખુનખાર યુધ્ધો થયાં, જે ક્રુડઝને નામે ઇતિહાસમાં મશહુર છે !

તે એક પવિત્ર દીવાન્યત કે ધર્મી ઝનુન આખી યુરોપ્યન પ્રજા પર એવું તો ગાલેબ આવ્યું કે દરેકે દરેક ખ્રીસ્તી યોધ્ધો તે પવિત્ર વધસ્થંભની નીશાની માટે લડવામાં પોતાનાં આત્માનું કલ્યાણ થયલું માનવા લાગ્યો. મોટી સંખ્યામાં લશ્કરી મનવારો પેલેસ્ટાઇન તરફ સફર કરતી થઈ. દેશીદેશનાં બહાદુર બળીયાઓ, તેઓના પાદશાહ શાહઝાદા, ઉમરાવો અને ધમ-

ગુરૂની બાંહેધરી હેઠળ તે ખુનખાર લડાઇમાં પોતાનો હીસ્સો આપવા જવા લાગ્યા અને ખુદાના પવિત્ર નામ હેઠળ અસંખ્ય બેમુલા જીવોનો કચ્ચરઘાણ થતો ગયો ! પણ તેનો શું મુન્નકો હતો ? એક ક્રુઝેડર તરીકે જોડાવું એ તો દરેક સાચ્ચા ખ્રીસ્તી યોધ્ધાનો ધર્મ હતો !

ઇ. સ. ૧૦..ની તે ક્રુઝેડના જમાનામાં પવિત્ર પેલેસ્ટાઇનની તે રણભુમી પર રાત પડી ચુકી હતી; છતાં ચંદ્રમાનાં ઠંડાં તેજમાં ત્યાંનો તે દીલ ચાક કરી નાખતો દેખાવ પ્રગટ જોઈ શકાતો હતો ! પત્થરનાં બાંધેલા તે સુંદર સફેદ રસ્તાઓ પર ઘાયલ થયલાંઓ તેમજ મરણ પામેલાંનો એક મોટો ઢગજ ત્યાં પડયો હતો ! જ્યારે તાજા નીકળેલાં લાલ લોહીની એક મોટી નદી ત્યાં વહેતી જોવાતી હતી ! અફસોસ, કચકંઇનાં વ્હાલા બાપ, ભાઈ, ભર્થાર આશક અને બેટાઓની દુરદરાઝનાં તે જંગે મયદાનમાં ક્રુર દુશ્મનોએ કતલ કરી નાખી હતી. તે દિવસનું યુધ્ધ એક ખરૂંજ ઝનુની અને ખુનખાર પુરવાર થયું હતુ ! વળી આદમીઓના શબ સાથે ઘોડાઓના મુડદાં ઘણી નાતરસ રીતે ત્યાં એક બીજાની ઉપર ફેંકાયાં હતાં ! કેટલાંક મરતાં માનવીઓ જીંદગી સાથે એક છેલ્લી લડત કરતાં તે આકાશ તરફ મુંગી ફર્યાદની નજર ફેંકી રહયાં હતાં પણ અફસોસ તેઓને ત્યાંથી કંઈ પણ જવાબ મળતો સંભળાયો નહિ !

તે મુડદાંઓના જબરદસ્ત ઢગલાની વચમાં એક શખ્સ આંખો વીંચી પડી રહયો હતો ! તેનો કાળો કલોક તમામ ફાટી ગયો હતો ! જ્યારે તેની એક બાજુથી મરડાઈ ગયલી ઢાલની નીચેથી છાતી પરનો એક ઉંડો ઘા દેખાતો હતો ! આસ્તે આસ્તે તે જખમમાંથી ધીમી લોહીની ધાર નીકળવા લાગી.

તે શખ્સના ચહેરા પર મહાતાબના કીરણો સીધ્ધાં પડતાં હોવાથી તેની ખુબસુરતી બરાબર જોઈ શકાતી !

તે એક ઘણો 'નોબલ' ચહેરો હતો ! ભાગ્યેજ તે રણભુમી પર એકે એવી સોહામણી ઘટઆકાર મુખાકૃતી મળી શકે !

તે યોધ્ધાના એક હાથમાં તેના છેક જીગરની લગોલગ તલવાર પકડાયલી હતી જ્યારે માથાં પરથી ગબડી ગયલી તેની હેલ્મેટ તેનાથી સ્હેજ દુર પડેલી હતી! તેણે પોતાનું ઉંઘાડું શીર તેના શત્રુની ગરદન પર ટેકાવ્યું હતું કે જે તેની નીચે એક મુડદું થઈ પડેલો હતો.

તે ઘાયલ થયલો નાઇટ સ્થીર પડી રહયો કે જ્યારે તેની આસપાસ મરતાં આદમીઓની અસહય વેદનાની ચુમો તે રાત્રીની ગરમ હવામાં બધે ફેલાઈ રહી હતી! તેના દરેકે દરેક અવ્યવોમાં ધ્રુજરીજ પસાર થતી લાગતી હતી. ઘણી હળવેથી તેની આંખો અંતે ખુલી ગઈ ખરી પણ તે શું જોતો હતો તેનું તેને ભાન હતું નહિ! તેની આસપાસનો તે સીતમનાક દર્દમંદ અવાઝ તેનાં પોતાનાં ઘુમતાં મગજનાં હોકાઓમાં ઉમેરો માત્ર કરી રહયો હતો!

તેણે આસ્તેથી કોર વાળી અને તેનો દુ:ખતો હાથ લાંબો કર્યો કે જે તેનાં ઘોડાનાં ઠંડાં શબને અથડયો!

એક ઉંડા નીસાસા સહીત તેણે આજુબાજુ નજર કરી! એ શું થવું હતું? એ કેવું ભયંકર સ્વપનું તે જોતો હતો? તે અહિં કેમ આવ્યો હતો? એ કેવી રીતની તેને વેદના થતી હતી કે જેથી તેનું જોર તમામ તુટી ગયું હોય તેમ તે એક નાહનાં બીહઘેલાં બાળક મીસાલ ત્યાં ધ્રુજતો પડયો હતો?

તે જખમી શખ્સે ઉભું થવાની એક જીવતોડ કોશેષ કરી! તો, ઓ! તે પીલતન જેવું આંગ આમતેમ ડોલાં ખાવા લાગ્યું! તેની આંખે અંધારાં આવી ગયાં અને આહા! તે સુકકાટસ મારી ગયલા તેના તરસ્યા હોઠો તેનું પોતાનુંજ ખુન ચાખવા લાગ્યા!

એમ છતાં તે પોતાની તલવારનો ટેકો લઇ ખડો થયો, કે જે તેની તલવાર હજી સાબુત હતી! હા, એજ તે તલવાર હતી કે જે તે ગઈ ગુજરીનાં સુખી, માનવંત દિવસોમાં મગરૂરીથી લટકાવીને ફરતો હતો!

જમીન પર તુટી પડેલા તે અસ્પ પર તેની નજર પડતાંજ તેની આંખો-માંથી ગરમ આંસુ ટપકવા લાગ્યાં! કંઇ પણ વિચાર કરવા માટે, કોઇ પણ ચીજ સમજવા માટે તે ઘણો નબળો હતો; છતાં તેણે જાણ્યું કે તે પ્યારો રફીક મરણ પામ્યો હતો!

તેનું તે કીંમતી પ્રાણી, તેનો તે ખુબસુરત, ઉમદા ઘોડો કે જે તેને આ દેશવટામાં એક મીત્ર કરતાં વધુ પ્રીય હતો! તે અફસોસ, તે આજે તમામ એક નકામી લોઠ બની પડયો હતો!

તલવારની મુઠ સાથ પોતાનું ઘુમતું દીમાગ દબાવી તે ક્રુઝેડર ગુંઠણ મંડયે બેસી રહયો! તેના આખા તનબદનમાં થતી તે ભારે વેદનાને સબબે તેની પર એક બેખુદી ગાલેબ આવી અને તેની આંખો વીંચાઈ ગઇ છતાં તેના કાન પર તે મરતાં આદમીઓની કારમી ચીસોનો અવાજ પડયાજ કરતો! અરે! શું ધર્તી પોતે શોહર ઉઠાવી રહી હતી! કે તે ભયંકર જગામાં અજલનો ફરેસ્તો ભમતો હતો અને તેથી તે ચત્તાપાટ પડેલા સફેદ પુની તે ચહેરાઓ, મોટા ભયના પુકારો મારી રહયા હતા? નહિ! અરે નહિ! તે પીડાતાં કમનસીબોને તો તેઓના દુ:ખમાં રીહાઇ આપનારી એક આશાનો સંદેશોજ મળવો જોઇએ! ખચ્ચીત! એમ થવુંજ જોઇએ! કારણ, શું તેઓ તે પવિત્ર ક્રોસનાં નામેજ યુધ્ધ કરવા નહિ આવ્યા હતા?

તે અર્ધ બેફામ બનેલા ક્રુઝેડરનાં મગજમાં એક ખ્યાલ આવ્યો!

ચંદ્રમા ઉંચ્ચો અને ઉંચ્ચો ચઢતો ગયો અને તે તરછોડાયલા લડવૈયાની તાજુબ થયલી નજર સામે ઓચીંતો, એક સ્વપ્નવંત, નહિ વર્ણવી શકાય, એવો આકાર રજુ થયો!

તે પવિત્ર નગર! જેરૂસલેમ! જેરૂસલેમ! ખુબસુરત, દમામદાર સફેદ સંગેમરમરનું તે એક સ્વપ્ન જેવું સુંદર શહેર, તેની આંખો સામે વચન અને આશા આપતું ખડું થયું! અફસોસ! તેની પવિત્ર દીવાલોમાં તે કદી દાખલ થઇ શકનાર નહિ હતો કારણ હજી તેઓનું લશકર જેરૂસલેમથી ઘણું

દુર, દુર પડેલું હતું. અલબત, ઘણાં તે નગરને પહોંચી શકશે પણ તેની આંખોએ તો ફક્ત તે કિર્તી કલ્પનામાંજ નિહાળવાની હતી!

તે જખમી થયલાના હાથમાંથી તલવાર પડી ગઈ અને તેના બેઉ પહોળા કરેલા હાથો તે "ગીઝન"ને પોતાના કળતાં જીગર સાથે દબાવી દેવા માગતા હોય તે કીસમે લંબાયા!

તેનાં હોઠોમાંથી અતી નીરાશાજનક એક બુમ નીકળી પડી અને તેના જખમમાંથી નીકળેલી એક લોહીની નદી તેની સામેના તે અદભુત દેખાવ તરફ વહેતી થઇ! થોડા વખત પર તેણે જોયલાં તે સ્વપ્નની તેને યાદ થઇ અને ત્યારે તેને લાગ્યું કે તેનું પોતાનું તેમજ સર્વે હારેલા યોધ્ધાઓનું ખુન એકઠું થઇ તે પવિત્ર મંદિર તરફ વહેતું ચાલ્યું હતું!

પણ તેની આંખે અંધારાં આવી ગયાં અને ફરી એક વાર તેની પર બેહોશી ગાલેબ આવી! તે છતાં તેના ખ્યાલોમાં એક પ્રકાશીત વધસ્થંભ નજરે પડયો કે જેની લંબાઇ છેક તે ઉંચ્ચા આકાશ તક લંબાયલી જોવાતી હતી! તે પવિત્ર નગરી પરથી ઉંચ્ચે અને ઉંચ્ચે લંબાતો તે ક્રોસ છેક બહેસ્ત તક પુગી ગયો અને ત્યાંથી તે પ્રકાશ એટલો ફેલાઇ ગયો કે તેની રોશની છેક તે ક્રુઝેડરનાં તુટેલાં અંતઃકરણમાં દાખલ થઈ અને તેને નવી જીંદગી મળતી હોય એમ લાગ્યું!

ખચ્ચીત! એવો એક તેજ પ્રકાશ કોઇ આદમ જાત જોઇ શકે નહિ! એટલે તે બહાદુર મર્દ બચ્ચો, પણ તમ્મર ખાઇને જમીનપર ઉંધે મસ્તક તુટી પડયો!

## પ્રકરણ ૧૯.

"Let life be beautiful like summer flowers,
And death like autumn leaves,"
TAGORE.

પાનખર ૠતુની તે સહવાર પડી !

તે દીને પ્રીનસેસ ફીઓના અને સર આઇવિરે તેઓનાં સ્વર્ગીય સુખનો જે એકજ પવિત્ર કલાક ગોરોમાલ્ટ કાસલમાં સાથે ગુજારેલો તેને બરોબર એક વરસ પુરૂં થયું હતું.

નાહની ફીઓની તે સહવારે તેઓને તે બારી નજદીક મળી આવી કે જ્યાં તે હંમેશ મહાસાગરને ટીકતી એક મોટી "ઓક–ચેર"માં પડી રહેતી. કદી તે ફીકકા ચહેરા પર એવો ફીકાશ ચઢી આવ્યો હશે નહિ ! તમામ થાકીને લુસ થઈ ગઈ હોય તેમ આંખો બંધ કરી તેણીએ તે બારીની બેર પર ધડ નાખી દીધું હતું ! લેબ્રોક અને પેમોલ તેની પાસેજ હતા ! તે બેઉ વફાદાર હાઉન્ડઝ તેણીનાં ખોળામાં માથુ મુકી પુંછડી હીલાવતા ઉભા; પણ તેઓની જીંદગી દરમ્યાન આ પહેલ્લીજવાર તે નાતવાન હાથો તેઓને પંપાળ્યા વગર જેમના તેમ સ્થીર રહયા !

બસ ! ખલાસ ! સઘળી નીરાશા, સર્વે દુઃખ, સર્વે સંતાપ અને દહેશતનો છેડો આવ્યો ! નાહનાં તે હૃદયે એવો એક મોટો, એવો એક જોરાવર પ્યાર ઉઠાવ્યો હતો કે તેના બોજા હેઠળ તે નાજુકતારી તુટી ગયું અને ત્યારે ઘણોજ નાહનો નબલો માત્ર અવાજ થયો ! હા, ફીઓનાનો નિર્દોશ આત્મા આ ધર્તી ઘણી શાંતિથીજ છોડી ગયો !

તેઓએ તે નાહની પ્રીન્સેસને એક ફુલનાં ઢગલા મીસાલ ત્યાંથી ઉપાડી તેણીના પલંગ પર મુકી પણ તેમ કરતાં તેના માથાં તળેથી એક ગોન્ટલેટ

મળી આવ્યો! કઠણ! કાળો! લોખંડી! તે એક નાઇટનો ગોન્ટલેટ હતો; કે જેની હથેલી પર કોતરેલા એક જંગ કરતાં ગરૂડ પક્ષીની આકૃતીનો છાપ તે બીચારી મરનારનાં ગાલ પર આબાદ પડી રહેલો જણાતો હતો. આહા! હા! તે મીઠી 'ટોકન' એક છેલ્લી વાર દબાવીનેજ તે મહોતને શરણ થઇ હતી.

કવીન ડેનાનેજ તે ગોન્ટલેટ પહેલ્લા મળી આવ્યો અને ઝડપથી તેણીએ તે પોતાના ગાઉનનાં 'ફોલ્ડઝ'માં છુપાવી દીધો. જે પછી તેણી તેજ બારી બાહેર તેજ મહાસાગરને દુર દુર તક જોતી ઉભી રહી! તે પાણીની સપાટી પર એક બી વહાણ ફરતું જણાતું હતું નહિ! એક બી હોડી તે કીનારા તરફ આવતી દેખાઈ નહિ! ઘણો વાર તે મહાસાગરની એકાંતતા જોતી તે માતા ઉભી રહી અને પછી તેણીએ પાછળ ફરી જોયું!

તે કોચ પર લેટાડેલા તે નાહના, શાંત આકાર સીવાય તે ચેમ્બર બીલકુલ ખાલી હતો! એવી ગંભીર ચુપકીદી ત્યાં ફેલાયલી હતી કે વખત પણ ગોયા પોતાનો દમ રૂંધી થોભી ગયો!

તે નાહના બીછાણા તરફ બેઉ વાચા વીનાનાં નિમકહલાલ પ્રાણી શોકાતુર નજરે જોઇ રહયાં હતાં! જ્યારે સદાની શાંતિમાં સુતેલી તે મીઠી છોકરીનાં માથાં આગળ ત્રણ મોટી મીણબત્તીઓ સળગાવી મુકેલી જોવાતી હતી!

તે માતાએ વાંકી વળી તે ફુલગુલ્જાર થયલી બેટીનો નમ્ર, શાંત મીઠો, સુફેદ, મુખડો એકકી ટગરે જોયા કીધો! અને પછી તે વેરવીખેર થયલાં સુનેરી બ્રાઉન ઝુલ્ફાંઓ, તેણીએ પોતાને હાથે સરખાં કરી, તે નાહના ચહેરા આસપાસ એક 'વેલ' મીસાલ ગોઠવ્યાં!

આહા! આત્મીક દુન્યા સાથનો ત્યાં એક અજબ સંદેશો ચાલી રહયો હતો! ડેના ધી કવીનનાં હોઠો સીધ્ધી એક લાઇનમાં ચપ્પટ બીડાયલા હતા! હા, અંતે! અંતે બી તેણીએ તે બેટીનું સીક્રેટ શોહધી કાઢયું હતું! તેનો પુરાવો—તે ભારી ગોન્ટલેટ હજી તેણીના આંગળાઓમાંજ ટાઇટ પકડાયલો હતો! એ તેને કયાંથી મળ્યું હશે? તેનાં પ્યારની એ 'ટોકન' તેણીએ કેટલુંક

થયું સાંતી રાખી હશે? ખચ્ચીત, ત્યારે તેણીનું તે સ્પપ્ન ઘણુંજ મીઠ્ઠું, ઘણુંજ પવિત્ર હોવું જોઇએ! કોઈ મીઠી પળો તેઓએ સાથે બેશક ગુજારી હશે! નહિ તો એ ચીજ અહિં આવવાજ કેમ પામે? અરે! તે સીવાય આ બનાવ બનીજ કેમ શકે? પણ એ સ્વપ્નું હતું શું? આહા! હા! ખચ્ચીત, ફરેસ્તાઓની સંઘમાં જઇ પહોંચેલી તે નાહની છોકરીએ તે ખજાનો ખરીજ વફાદારીથી જાળવ્યો હતો! અને હવે? હવે કદી કદી બી તે હોઠો એ તેણીનો ભરમ કહેવા ખુલી શકવાના નથી કે જે સાચવવાજ તે જીવી અને આખર બી થઈ ગઈ હતી! નીરાંત કર. ઓ વ્હાલા જીવ! તારા પવિત્ર આત્માને શાંતી હોજો! ખચ્ચીત તારૂં એ મધુર સ્વપ્નું, એ તારાં દર્દે જીગરની વાત તેઓ કોઈ જાણવા પામ્યાં નથી!

તે મોટી ખુરસી પર પડેલો ફરનો એક કલોક તે માતા ઉંચકી લાવી અને પછી તે સ્થીર પડેલા આકારને તે ઓઢાડી દીધો. જે પછી તેણીએ તે બન્ને હાથો તે બંધ પડેલાં 'હાર્ટ' પર ગોઠવ્યા અને તેની નીચે તે કાળો ગોન્ટલેટ સંભાળથી છુપાવી મુકયો. અરે! તે નાહના હાથો બીલકુલ એક કબુતરીની તુટેલી પાંખ જેવા સુફેદ અને પતલા હતા છતાં તે માતાને લાગ્યું કે મોહતમાં બી તેઓ તે પોતાના હકદાર ખજાનાને ઘણા મજબુતીથી છુપાવી રાખવા માગતા હતા! અને તે ગોન્ટલેટ પર કોઇ બીજાંની નજર પડી શકે નહિ તેમ કવીન ડેનાએ બરાબર તે બરફ જેવા હાથોમાં સંતાડી દીધું! ખચ્ચીત, કોઈ એક સ્વર્ગીય શકિતએજ તે માતાને એ પોતાનાં મહા દુ:ખ પામેલાં બચ્ચાં તરફની એક છેલ્લી ફરજ અદા કરવા દોરવી હશે! અને તે તેણીએ સંપુર્ણ રીતે બજાવી!

કાસલના ચેપલમાં તેઓએ તે નાહની પ્રીન્સેસનું ઠંડું શબ સદાને માટે ઉતારી દીધું અને તેણીની કબર આગળ સેન્ટ જાઇલ્ઝની જોગણોએ પવિત્ર ભકિતનું એક કીર્તન ગાયું!

તે અંધારા દેવળમાં સળગાવેલી ઘણીએક મીણબત્તીના ઉજાસમાં કેટલાંક રડતી આંખો સાથે, તો કેટલાંક એક પણ આંસુ વગરની સુકકી ટસ થયલી આંખે તે ગંભીર, ગમખાર દેખાવ જોતાં ખડાં હતાં!

કીંગ નીઆલ, હાથોમાં ચહેરો છુપાવી તે વ્હાલાં ફરજંદની ઉંઘાડી ઘોર આગળ ગુંઠણમંડયે પડયો! આહ! તે પીતાનું કલ્પાંત દીલ છેદીભેદી નાખનારૂ હતું! અરે! તેને કંઈ સમજજ નહિ પડી! તેની નાહની ફીઓની એટલી વહેલ્લી કાં કબરમાં સુતી હતી? તે ખીલતી કળી એટલી જલદી કરમાઇ જવાનો બાયસજ શું હશે? બચ્ચીત તેનાં જેવું દયાળુ જીગર ધરાવનાર તે પીદરને માટે એ ફટકો જબુન થઈ પડયો હતો!

તેની બોર્ડીમાં ઇલિડેરીમ અવાચક બની ગયલો તે કબર તરફ જોતો ઉભો હતો! આહા! શું જીંદગીનાં આનંદનો ત્યારે આવોજ અંજામ હતો? ખુબસુરત ચીજો, ચાહતાં જીગરો, મીઠા હલકો એ બધું આખર શું આવી એક જગામા—ખાકની અંદરનાં એક ભીણાં અંધારા દરમાં સદાને માટે દટાઈ જવાનું હતું? પણ ઇલેડેરીમ તેઓમાંનો એક હતો કે જેઓ શોક કરવા માટે સરજાયાં નથી, અને મીઠી ફીઓનીનાં શાંતિભર્યાં પણ દુઃખદાયક મહોત પછી તેની આજુબાજુની તે ગમગીની તેને માટે એટલી તો કઠણ થઇ પડી કે તે કોર્ટ છોડી ઘણાએક મહિના બહારનો બહારજ ભટકયો!

એ રીતે આ દોરંગી દુન્યામાં "ધુપ" પછી "છાંવ" અને "છાંવ" પછી "ધુપ" પડયાજ કરતી રહી છે પણ વરસો તો વહયાંજ જાય છે!

મર્હુમાં મલેલાંઓ વીસારે પડે છે અને પાછળ રહેલાંઓને આંસુ સુકાવીને ખુશી ખુશાલીમાં ભાગ લેવોજ પડે છે! શું મીથ્યા શોકમાં વખત ગાળવા માટે જીંદગી ઘણી ટુંકી નથી?

પણ લેબ્રોક અને ગ્રેમોલ, જ્યારે બી તે ચેપલના દરવાજા ભુલથી ઉંઘાડા રહી જતા ત્યારે ફીઓનાની કબર પર જઇ બેસતા!

* * + *

વસંતના પક્ષીઓ સાથે ઇલડેરીમ બી તે મોટા રાજાના કાસલમાં પાછો આવ્યો અને ફરી એક વાર ત્યાં ખુશી, ખુશાલી અને રમતગમતનાં અવાજ સંભળાતા થયા!

કીંગ નીઆલ તેની મહારાણીનો ચહેરો તપાસતાં ઘણો ફીકરમંદ બની જતો! તે એખલોજ તેની પરનો એ ફેરફાર જોઇ શકતો હતો!

હા, વાંચનાર! એ ઘણું આશ્ચર્યકારક હતું કે કવીન ડેનાની હીલચાલમાં આગલુ જોમ રહયું હતું નહિ! તેનાં અવાજમાં હવે એક કંટાળાનીજ ભેળ સંભળાતી હતી! અને તે આંખોનો ચળકાટ વારંવાર વીંચાઇ જતાં પાપણોથી હવે ઘણો ઓછો થઇ ગયલો જોવાતો હતો!

તે વધુ વાર હવે "સ્પોર્ટસ"માં ભાગ લેતી નહિ! અથવા તેના માનીતા શીકારમાં કોઇ રસ લઈ શકતી નહિ! પણ જ્યારે બી કાસલમાંની તે મોટી પાર્ટી "ચેઝ" પર જતી ત્યારે કવીન ડેના ખાડીવાળા તે બાગમાં એખલી બેસી રહેતી!

એ શું થયું હતું? કવીન ડેના શું પોતાની તે બહેશ્તમુકામ પામેલી બેટીનો એટલો ગમ કરતી હતી! યા તે બચ્ચાં તરફની તેણીની સખ્તાઇ અને બેદરકારી માટે તેણીનાં જીગરમાં પસ્તાવાનો ડંખ લાગતો હતો તેથી તે એટલી બદલાઈ ગઇ હતી!

નહિ! તે તો તે ચેઝ પરથી પાછાં ફરતાં ઇલિડેરીમ કોણુની બાજુમાં હતો તે જોવાની ઉશ્કેરણીમાં તે પાળ પર બેસી રહેતી! અને ત્યારે હંમેશ એમજ બનતું કે તે સુનેરી ઝુલ્ફાં ધરાવતો, તેજસ્વી જવાન તેણીનાંજ બાલો અને આંખો ધરાવતી તેની બેટી રોહનાનીજ બાજુમાં ઘોડો દોડાવતો પાછો ફરતો હતો!

પ્રીન્સેસ રોહના, તે માતાનો અવાઝ ઢપછપ ધરાવતી તેણીની તે બેટી શું તેના પોતા કરતાં વધુ ખુબસુરત હતી કે ઇલિડેરીમ તેની રાણીની કંઇ પણ દરકાર કર્યા વીના તે શાહઝાદીનીજ સેવામાં સદા ટટણખાર જોવાતો હતો?

હા, તે કાંટાવાળા રાતા ગુલાબો વચ્ચે એકલી પડેલી તે ક્વીન ડેના તેની સામેનું પોતાની તે જવાનીનું 'વીઝન' જોતી ત્યારે તેણીનો આત્મા કડવાસથી ભરાઈ જતો!

અરે! શું તેની પોતાની ખુબસુરતી ઝાંખી પડી હતી? તેણીની આંખોમાંનું તેજ કમી થયું હતું? તેનો હલક શું નરમાશભર્યો અને મીઠો હજી બી નહિ થઈ શકતો હતો કે ઇલડેરીમ તેણી જેવા એક તમામ બાહારે મસ્તમાં ખીલી રહેલાં ફુલને છોડી એક હજી ખુલવાની તેવી કળી પરજ ભમ્યા કરતો હતો? હા, હવે તેનાં મીઠા લલકાર હંમેશ રોહનાનાંજ કાનોમાં રેડાતા અને તેનું આકર્ષીત હસવું સદા ક્વીન ડેનાની તે નાહનામાં નાહની બેટીને માટેજ જોવાતું હતું!

હા, વાંચનાર એમજ છે! દરેક ઓરત પોતાની કરમાતી જવાનીનો ખ્યાલ કરતાં દુઃખી થાય છે પણ એક ખુબસુરત ઓરત તો તે સાથે અદેખી બી બની શકે છે!

ઉનાળાના એક ચળકતા દિવસે ક્વીન ડેનાએ તે ખુબસુરત નાહનું 'કપલ' પોતાની છેક લગોલગથી પસાર થતાં જોયું; પણ તે એમાંના એકે બી તે રાતા ગુલાબવાળી બેઠક પર બીરાજેલી તે માતા તરફ નજર કરી નહિ! બે નાહના બાળકો મીસાલ તેઓ તે જંગલમાં ભટકવા ગયાં હતાં અને બે 'લવર્ઝ' મીસાલ, હાથમાં હાથ ભેરવી તેઓ પાછાં ફર્યાં હતાં! અને ત્યારે? આહ! ક્વીન ડેનાની અદેખી આંખો તેઓના હોઠ પર રમી રહેલી તે કીસીઝ બરાબર જોઈ શકી!

પ્રીન્સેસ રોહનાનાં રાતા સુનેરી વાળો પર સુંદર ઘેરા રાતા રંગના ગુલાબોની એક 'રીથ' મુકાયલી હતી! જ્યારે તેણીનાં બેઉ ઘાટમદાર હાથો તમામ ફુલોથી ભરાઈ ને ઢંકાઈ ગયા હતા. તેણી એવાં તો હલકાં ફુલ જેવા

કદમે ચાલતી જોવાતી કે ક્વીન ડેનાને લાગ્યું કે તેણીનું પોતાનું "હાર્ટ"જ ગોચા ત્યાં તેણીના પગો તળે દબાતું જઈ પડયું હતું.

અને ઇલડેરીમ? ઓ! તે તો આ ધર્તી પર એક દેવતાઈ અવતાર હતો! સુંદર ઝળકતાં પીછામાં મઢાયલું તે એક પંખેરૂં હતું, કે જે તે ઉત્તરના ઠંડા અંધારા મુલકને થોડી વાર રોશની આપવા ઉડી આવ્યું હતું! આહા! રોહનાનાં કાનમાં પ્યારના મીઠા વચનો રેડતો તે રાણી તરફ જોવાની એક તુંભા પણ બતાવ્યા વીના તે ત્યાંથી પસારજ થઈ ગયો!

ખચ્ચીત ક્વીન ડેનાની હાજરીથી તે બંન્ને ખુબસુરત "લવર્ઝ" તમામ બીનવાકેફ હતાં!

તે મહારાણીએ આસપાસ નજર કરી તો ત્યાં સર્વે તેને ખાલીજ દેખાયું! ખ્યાલી! બહોળો તે વિસ્તાર રેતીનાં એક રણ જેવો ઉજ્જડ તેની નજર સામે ખડો થયો.

તે ખાડીની પાળીપર રાતા ગુલાબોના ઝુમખે ઝુમખા ચઢી રહયા હતા પણ તે પર કાંટા એટલા બધા હતા કે તે ગુલાબની એકે એક પાત્રી ખરી પડે પછી બી તે જેવા ને તેવાજ ખુંચ્યા કરવાના હોય તે કીસમે તે ફુલોની સુંદરતા ઢાંકી દેતા હતા!

તે મગરૂર શાહબાનુએ તે ખુશનુમા તડકામાં ઝળકી રહેલા સોડમદાર ફુલો નહિ, પણ પોતાની આસપાસ બધા કાંટાનીજ એક વાડ જોઇ! હા! અંતે મીથ્યા અભીમાન આસ્તે આસ્તે ટળી જતાં તેણીને ખરાપણાનું ભાન થતું હતું.

તે ક્વીન ડેનાએ પોતાની સામેનો તે પત્થરનો બનાવેલો 'પાથ' જોયો કે જ્યાંથી રાત્રી જેવા અંધારા ક્લોકમાં લપેટાયલો એક આકાર સદાને માટે ચાલી ગયો હતો! તે તુમાખી રાણીની નજરે એક મરતા માણસનો ચહેરો પડયો કે જેણે આ ધર્તી પર ઇજ્જતને સર્વેથી પ્યારી ગણી હતી!

આહા ! તે બહાદુર વીરલાનું માનવંત નામ છીન્ન છીન્ન કરી નાખનાર તે ઓરત અંતે પોતાના કર્તુકનો નતીજો જોવા લાગી !

અને ત્યારે, ઓહ ! તે ક્વીન ડેનાનું રાતા સુનેરી બાલવાળું માથું શરમમાં ઝુકી ગયું અને તેણીએ પોતાનો ચહેરો હાથોમાં છુપાવી દીધો ! શું એ ખરેખરજ તેના અંતઃકરણનો ડંખ હતો ? અરે અરે ! શું તે અભીમાની ઓરત સમજતી થઇ ગઈ હતી કે તેની 'જવાની દીવાની' એક વસંત મીસાલ ઝડપી પસાર થઈ ગઇ હતી અને તેણીએ પોતાની મધ્યાવસ્થા અને ઘડપણને માટે કોઈ એક બી તૈયારી નહિ કરી રાખી હતી ?

## પ્રકરણ ૨૦.

"Unto the end this and no more."

અરે ! અંધારી તે રાતે સુસવાટ મારતો ઉત્તરનો પવન, એ કોણનું દુ:ખ રડી રહયો છે ? રૂના પુમડાં મીસાલ વરસતું તે બરફ અરે ! રે ! શા સારૂ નિસાસા મારી રહ્યું છે ?

નાહનાં તે સફેદ મકાનમાં એવડી મોટી ગમગીન ચુપકીદીએ કેમ વાસો કર્યો હશે, તે આપણે જોઇ લઇએ !

એક ઝાંખા ચેરાગની રોશનીમાં તે બેઉ એખલી અટુલી ઓરતો શિઆળાની તે ડરામણી રાતે હાથમાં કામ લઇને બેઠી ! તે લેડી આઇવ્રિન અને તેણીની ઘરડી પરડી નર્સ મોડ્રેડ બેઉ બીલકુલ મુગાંમંતર હતાં, પણ તેઓનાં ઉદયોગી આંગળાં પુર ઝડપથી પોતપોતાનાં કામપર ચાલતાં જોવાતાં હતાં !

ઇન્નડેરીમનો તે સ્કારફ તો ઘણા દિવસનો પુરો થયો હતો કે જે તે

પોતાની નાહની પણ મજબુત કમ્મર આસપાસ વીંટાળીને કોર્ટમાં ફરતો હતો. અને રોહનાની આંગળીઓ તેનાં ટેસલ્ઝ સાથે રમત કરતી હતી!

લેડી આઇચન હમણાં જે કામ લઇને બેઠી હતી તે એક કાળો 'મેન્ટલ' હતો જેની પર તે રાતાં લોહી જેવાં લાલ રેશમે એક વિચીત્ર "ડીઝાઇન" કાઢી રહી હતી! કાંટાના બનાવેલા મુગટ સાથે જંગ ચલાવી રહેલાં એક ગરૂડ પક્ષીની તે આકૃતી હતી! સર આઇવિર તે બહાદુર નાઇટ બેટાના મુદ્રાલેખનું તે પીકચર હતું કે જે તેની માતા તે કાળા કલોક પર પોતાને હાથે ભરી તે પાછો ફરે ત્યારે ભેટ કરવા ચાહતી હતી!

ઇલડેરીમ તો હવે ત્યાં કવચીતજ, ઘણો કવચીત તે માતાને મળવા આવતો! તેનો મીઠો લલકાર તો ભાગ્યેજ હવે તે જનેતાને કાને પડતો અને તેથી તેણીના ખ્યાલો કદી નહિ દોડેલા તેટલા બધા હાલ તે મોટા દીકરા તરફ દોડતા થયા! ઇલિડેરીમ તે નાધલો ડાર્લીંગ તો કોર્ટની મોજમઝાહમાં ચકચુર બની ગયો હશે અને તેથી માતાને મળવાની ફુરસદ નહિ પામતો હોય એ બનવાજોગ હતું! અને તેણીનો વ્હાલો, હેતવંતો આઇવિર કેમ તે માયને કેટલો કેટલો વખત થયાં એખલી છોડી ગયો હતો?

ડોળા તાણી તાણીને તે એકલવાઈ ઓરત રોજ તે મુઅર તરફ જોયા કરતી, પણ નહિ. તેને સદા નીરાશાજ મળતી! તે માનીતો, જાણીતો, વ્હાલો, દમામદાર આકાર જેને જોવાની આશામાં તે ટીંગઇ રહી હતી તે કદી તે તરફ આવતોજ નહિ! ગરીબ લેડી આઇચનના બાલો એ અરસામાં તમામ પાકી ગયા હતા અને તેણીના સોહરાઈ સુકાઇ ગયલા ચહેરા પરની આંખો વધુજ ઉંડી અને ફીકરમંદ બની ગઈ હતી!

તે એક તુફાની પવનની રાત હતી. બાહેર બરફ જોરમાં વરસી રહ્યું હતું. તેવામાં એકાએક તે બન્ને અબળાઓને કાને કોઈ આગલો દરવાજો ઠોકતું હોય એવો એક અવાજ આવ્યો! પણ નહિ! એવી એક તુફાની રૂતુમાં કોણ તેઓનો એકાંતવાસ તોડતું ત્યાં આવવાનું હતું? ફરી એકવાર

સુસવાટા મારતા પવનની સાથેજ તે ખખડાટ સંભળાયો અને ત્યારે તેઓ બન્ને ચોંક્યાં!

લેડી આઇગ્રન અને મોફ્રેડ દહેશતથી ધ્રુજી રહયાં. રાતના તે કઢંગે વખતે એ બે એખલી અટુલી અબળાઓ શી રીતે કોઇ અજાણાને આશરો આપી શકે તેની વમાસણ કરતાં તેઓ થોભ્યાં.

"તું જા, મોફ્રેડ," લેડી આઇગ્રને ધીમેથી તે દાયાના કાનપર પડી કહ્યું, "ને જો તો ખરી, કોણ છે? કદાચ કોઈ બીચારો તુફાનમાં સપડાઇ જવાથી આશરો માગતો આવ્યો હશે; તો તેનેથી આપણે એટલું બીહવું નહિ જોઇએ." અને તે નાહની બાનુએ ખુદાની મદદ ચાહતાં "ક્રોસ" ની ઇધાંણ કરી.

બુઠી મોફ્રેડ ખભાં આસપાસ એક શૅાલ નાખી તે આગલો દરવાજો ઉઘાડવા ગઈ.

તે એક હિંમતવાન ઓરત હતી અને તે મલેકાનો હુકમ મળેલો હોવાથી તેણીએ તે અંધારી રાતના તુફાન વચ્ચે બી પોરપખાલ તે બારણું ખોલી નાખ્યું.

"કોણ છેઓ?" તેણીએ તે પવનના સુસવાટા વચ્ચે ઘાંટો પાડી પુછ્યું, "ને અહિં આય અમારા ઉંબર પર તમે શું લઈ આયાછ? બોલો!"

અને લેડી આઇગ્રન બી અંધારામાં તંટોસતી ત્યાં આવી લાગી!

પછી તે કોઇએ જવાબ કર્યો અને તે શબ્દો કીસમતનાં એક કાતીલ ચોકા મીસાલ તે ડરામણી રાતે ઘણા ક્રુર સંભળાયા!

"સર આઇવર મેકડૉશ જખમી થએલો એની માતાને ઘેર આવી પુગો છે! તે અહિં આય ઉંબર પરજ પડેલો છે; અને એના નામથી અમો અંદર દાખલ થવા માગીએ છીએ, કારણ એ પોતે તો એક અવાજ બી કાઢવા બીલકુલ અશક્ત છે......"

એક કારમી ચીસ તે રાત્રીનાં અંધકારમાં ફેલાઈ રહી અને તે માતા ભોંય પર પછડાઇજ પડવાની હોય તેમ સાંધે સાંધામાં ઢીલી થઈ ગયલી તે

દરૂવાજાને અઢેલી ઉભી! દર મીનીટે બરફ વધતુંજ ગયું! ઉંબર પર પછડાઈ પડેલો તે સ્થીર પહરોણો કે જે બરાબર બે વરસ અને ચાર મહિને તેનાં ચ્હાહેલાં તે મકાને પાછો ફર્યો હતો, તે તો તે સફેદ બરફની ચાદરમાં બધો ઢંકાઈજિ ગયો હતો.

તેની સાથે આવેલા તે માણસો એ પછી ગુપચુપ તે બેહોશ આકારને ઉંચકીને અંદર લઈ આવ્યા. એક બી હરફ ઓચર્યા વગર લેડી આઇગ્રિને બાજુમાંના એક ચેમ્બર તરફ આંગળી કરી અને ત્યાં તેણીનાં પોતાનાં નાહનાં બીછાણાં પર તેઓએ તેને મુક્યો!

"મરી ગીયોછ?" તે માતાએ ગુંગળાતે દમે બીલકુલ ખોખરૂં પુછયું.

"નહિ, મરી નથી ગયો" કોઇએ જવાબ કર્યો! અને ત્યારે તે માતા આઇવિરના કાળા કલોકનાં ફોલ્ડઝમાં ચહેરો છુપાવતી ગુંઠણ મંડયે પડી.

મૉડ્રેડ એ અરસામાં બાહેર ઉભી ઉભી તે માણસો સાથે વાત કર્યા કરતી હતી! ઓ! તે કેમ આય હેબતી ગયલી માતા આગળ દોડી આવી તેને, મદદ કરતી નથી? ગરીબ લેડી આઇગ્રિન તે ઘાયલ થયલા બેટાના ચેહરા તરફ જોતાં બી ડરતી હોય તે કાસમે તે બીછાણા નજદીક દબાઈ બેઠી હતી! અંતે તે પ્યારા ગળાંમાંથી એક નબળો અવાજ સાંભળતાં તેણી ચમકી ખડી થઈ અને પોતાની સઘળી હિંમત એકઠી કરી લઈ તે દીકરા પર વાંકી વળી!

ઓ ખુદા! તે મહોત જેવો ફીકકો, પતલો, સોહરાયલો ચહેરો, શું ખરેખર આઇવરનોજ હતો? એકવારનો તેણીનો તે જોરેમંદ, સીહા બેટો કદી બી આય હોઇ શકે? ખચ્ચીત! તે કંઇ ભયંકર સ્વપનુંજ જોતી હોવી જોઇએ! તેણીએ રડવા ચાહયું પણ તે દુખ્યારાં ગળામાં કાંચકાજ બંધાઇ ગઇ હતી! અને ત્યારે ફકત તે બેટાની મોટી ખુલ્લી "ગ્રે" આંખોમાં ટીકતી તે બેસી રહી.

દાંતના ડાકટર

# ડા૦ જેહાંગીર કાપડીયા.

ડી. ડી. એસ. (અમેરીકા.)

મેલાપ સવારે ૯ થી સાંજના ૭ સુધી.

ઓ૯: ઓરીએન્ટલ બેંક બીલ્ડીંગ,

૬૫, એસપ્લેનેડ રોડ,

ફલોરા-ફાઉન્ટન, ટ્રામના શેડની સામે, કોટ,

મુંબઈ.

એકાએક તેણીનાં હાથ પર એક ઠંડો હાથ મેલાયો! અને લેડી આઇગ્રને એક જીગરતોડ ડચકાં સાથે તે બેટાના લાંબા છર પડેલા આકાર પર નખાવી દીધું. તેણીનું સર તે સખ્ત અને ઠંડા બદન પર મેલાયું ત્યારે તાજાં નીકળેલાં ગરમ લોહીથી તે કમનસીબ માતા બધી ખરડાઇ ગઇ.

"મધર!" તે ભાગ્યેજ સમજી શકાય એવો સ્વર હતો અને છતાં એક ફરેસ્તો આ જગત પર વાંકો વળી પુકારી રહયો હોય એમજ તે સમજાયો. લેડી આઇગ્રને તે કદાવર આંગના બેટાનું માથું હળવેથી ઉંચકી પોતાની છાતી પર ટેકાવ્યું! ગરીબ આઇવરને માટે તે મગર ઘણું અગવડકર્તા થઇ પડયું અને તેને થતી અસહય વેદનાને લીધે તે તે માતાના નબળા હાથોમાંથી સરી પડયો.

લેડી આઇગ્રિન એ ખમી શકી નહિ! શું તે મરી ગયો હતો? અરે! તેનો જોરાવર સોહવામણો બેટો શું ખરેખરજ ગુજરી ગયો હતો? રે! ખુદા એ તેની પર શો ગજબ!

પણ નહિ, તે ફીકકા હોઠો હીલતા જોઇ તે માતા ધીરજ પામી અને તે બેટાના ગાલ સાથ પોતાનો ગાલ દબાવી તેને સાંભળવાની કોશેષ કરવા લાગી.

"તમુને મલ્યા વગર—મારો જાન નહિ નીકલીયો" તે ધ્રુજતો દયાજનક, અતી ધીમો સાહદ નીકળ્યો, "તમુને જોયા વગર...ને ફીઓનાને...ફીઓના મારી મીઠી...તે હીંયા છે? ઓ માતા...તે ક્રોસ...ચલકતો ક્રોસ! જેરૂસલેમ...ઓહ મારાં જીગરમાં..." અને તે ચુપ થઇ ગયો!

"તમારૂં નામ...સલામત છે" તે મરતો બીમાર વળી પાછો બબડતો સંભળાયો "માતા...એ લોકો કંઇ જાણતાં નથી. કોર્ટમાં મને હીચકારો... કહયો...પણ ફીઓનીએ નહિ...ડેના...તે મગરૂર સ્રણીએ...રાતા સુનેરી બાલો...ઓ માય, જુવો તે બળેછ...ને ઇલડેરીમ...ઇલિડેરીમ...સુરજમાંથી ઉત્પન્ન થએલો...ઇલડેરીમ..."

તે છાતીમાં એક મહા દુઃખનો ગુંગળાટ થઇ રહયો અને તે આંખો ફાટી ફાટી ફરવા લાગી. એક પળ તે પીલતન જેવા જવાને ઉઠવાની એક જીવતોડ કોશેષ કરી અને પછી તે માતા તરફ એક છેલ્લી આર્જુમાં હોય તેમ હાથો લંબાવ્યા.

"કીસ મી મધર! ઓ માતા એક છેલ્લીજ વખત?" અને મહા દુઃખનો કકળાટ કરતાં લેડી આઇગ્રને પોતાના નાહના હાથો તે મોટા જોરાવર બેટાની આસપાસ વીંટાળ્યા! અરે! અરે! એક છેલ્લી તાણતોડ કરતાં આઇવરે તે નાજુક માતાને બધી પોતાનાં શરીર પર ઘસડી લીધી. અને પછી?

આહા! હા! તે ફીકકો ચહેરો, તે તરસ્યા હોઠો, તે ગુંચવાયલા ચેસ્ટનટ ઝુલ્ફાં અને તે મરતી આંખ્યો પર તે માતાએ ગરમ, જુસ્સાદાર પ્યારની અસંખ્ય ચુમીઓ લીધી. કદી કોઇ દિવસ તેણીએ તેના માનીતા સુનેરી ઝુલ્ફાં ધરાવતા ઇલડેરીમને પણ એ કીસમે ચુમ્યો હશે નહિ!

અરે! રે! તે ગરીબ લેડીને લાગ્યું કે ગઇગુજરીમાં તેણીએ તે વડા બેટાને જેવો જોઇએ તેવો પ્યાર આપ્યોજ નહિ હતો; અને તેથી તે મીઠી જુસ્સાદાર કીસીઝ વડે તે પોતાનાં આગલાં પાપો ધોઈ નાખવા ચાહતી હતી; મૅાડ્રેડ તે રૂમમાં આવી લાગી! તેણીએ જાણ્યું કે તે નાઇટનાં બચવાની એક બી ઉમેદ હતી નહિ માટેજ તેણીએ તે મા—બેટાને એખલાં છોડયાં હતાં, કે તેઓની તે છેલ્લી પવિત્ર મુલાકાત કોઇ બીજું જોઈ શકે નહિ! અને તે બુઢીયાએ અંદર આવતાંજ જોયું કે સર આઇવર સેવટના આરામમાં પોઢયો હતો!

આ દુન્યાના દુઃખ, વેદના, કૃરતા, અપમાન એ સર્વે સર્વેમાંથી તેનો આત્મા મોકળો થઇ ચુકો હતો! હા, તે આત્મા ઘણો દુર છેક તેને જોયલા તે ઉંચ્ચા ક્રોસ તક ઉડી ગયો! તે 'હોલી સીટી' કે જ્યાં તે દાખલ નહિ થઈ શકયો હતો ત્યાં તેનો એ આત્મા સદાની શાંતીમાં પોંહચી ગયો!

મૉડ્રેડે તે સંપુર્ણ આરામ પામેલા જવાનનાં ચહેરામાં નજર ફેંકી! તે જૈફ આંખ્યોમાં આંસુ આવ્યાં કે નહિ તે તો પવિત્ર ખુદાનેજ ખબર પણ એટલુંજ તે સમજી શકી કે તેના ચાહેલા તે બહાદુર હીયરોનો અવાઝ તેણીના કાને ફરી કદી પડનાર નથી.

"મરી ગીયો—મરી ગીયો!" લેડી આઇગ્રને તે બેટાના જીવ વીનાના ખોળીયાંપર તુટી પડતાં શોહર ઉઠાવ્યો, "બોલની? ઓ દીકરા—એક છેલ્લી વખત! તારી માયને ખાતર ઓ! આઇવિર તારી આંખ ઉઘાડ ની! ઓ ખુદા! મારે એ બધું કાંય ખમવું જોઇએ? ઓ! કેવું ઘાતકી! કેવું દયા-હીણુ! મેં શું એવાં તે પાપ કીધાં કે છેક મારી જવાનીથીજ નહિ ઘટતી સજાઓ મને ભોગવવી પડેછ!"

હા, તે માતાનો આત્મા બંડ ઉઠાવી રહયો હતો તે ખુદ તેણીના પેદા કરનાર તે મહાન પીતાની સામે થતી હતી! ગરીબ, કમનસીબ, દુઃખી લેડી આઇગ્રનનો એમાં કોઈ વાંક કાઢી શકશે નહિ! આઇવર તેણીનો આધાર, તેણીનો દીલાસો, અરે સર્વસ્વ હતું કે જે અફસોસ, ઘણું ઘણું અસુરે છેક તે મહોતનાં ડરામણા કલાકમાંજ તે જાણવા પામી!

તે કમબખ્ત માતા, કલાકો તક માહેતમ કરતી ત્યાંજ પડી રહી. તેણીની આંખ્યો તમામ કોરી હતી! અરે! અરે! તેણીનાં જીગર પર ઓચીંતો તુટી પડેલો તે અસહય પહાડસમ બોજો સ્હેજબી કમી કરવા એક આંસુનું ટીપું-બી તેની વ્હારે આવ્યું નહિ!

અંતે મૉડ્રેડે નજદીક જઈ તે રૂદન કરતી માતાના ખભાંપર એક હાથ મુકયો. "મુગી રહે, લેડી આઇગ્રન!" તે ઘરડી, ઘરડી મૉડ્રેડ બોલી, કે જ્યારે તેણીનો અવાજ થથરાવનારોજ સમજાયો. "શાંત પડ! હવે એ બધું શા ખપનું? ખુદાની સામે ના થા, ગરીબ બેટી! તે મહાનામી સાહેબ જે કરે તે બરહકજ સમજવું. તેની ઇચ્છા તારી પર આય દુઃખ પાડવાની હોય તો તારે એ મુંગે મહોડે સહન કરવું, મામુ ખુદા કંઈ ઘાતકી નથી કે તુંને

અણઘટતી સજા કરે!" અને તે કરડી બુઢીયાએ બંદગીમાં હોય તેમ પોતાના બેઉ હાથો જોડીયા!

"હવે હું જે કહેવા માગુછ, તે સાંભળી લેવો માઇ લેડી!" થોડી વાર રહી તેણીએ કહ્યું. "સર આઇવરને જે આદમીઓ લઇ આવ્યા તે લોકે મને બધી ખરી બીનાથી વાકેફ કીધીછ ને તે તમુને જાણવાનો હક છે માટે મને સમજો!"

અને તે નાચાર બનેલી માતા એકબી વાંધો ઉઠાવ્યા વગર એકબી હરફ બોલ્યા વગર છાતી પર શીર ઝુકાવી દઈ ખામોશ બેઠી.

"બ્લિડેરીમની શોધમાં કીંગ નીઆલે આઇવિરને મોકલેલો તે તો તું જાણે-છની?" મૉડ્રેડે શરૂ કર્યું. "કેવો હર્ષભર તે તારા આશીષ લેવા આવેલો તે તુંને યાદ છેની?......ને આઇવર જ્યારે તારો તે ભેદ જાણવા પામ્યો ત્યારે તારે ખાતર! લેડી આઇગ્રિન!—તેની માતાને ખાતર, તે પોતાનાં હરીફ પર જીત મેળવી શકયો નહિ ને તે તેને દરબારમાં લીધા વગર ગયો!...અને ત્યારે એ લોક હસવા લાગાં એ આપણાં હીયરોને, કાંય કે તે પોતાની માતાનું નામ પવિત્ર રાખવા માંગતો હતો! ને કવીન ડેના તેને ચાહતી થઈ હતી–હા, બધાં હવે એમ બોલેછ ને તે બદકારે તારા એ બેટાને ખેજાલત વચ્ચે કોર્ટ-માંથી હાંકી કાઢયો, કાંયકે બહાદુર આઇવિરે તે મહારાણીની પાપી વાસના તુચ્કારી કાઢી હતી. તે ખારીલીની ઉશ્કેરણીથી તે બધાંએ કોર્ટમાં એ દીક-રાને "ડીચકારો" કહયો અને ત્યારે એવાં અપમાનો એ તારે લીધે સાંખી ગયો ખરો પણ તે ત્યાંથી નીકલી જતો રહયો! એ તારો બેટો, લેડી આ-ઇગ્રન- એક ક્રુઝેડમાં ભાગ લેવા હોલી લેન્ડ તરફ ગયો! ને તેની સાથે આવેલા આય આદમીઓ કહેછ—તે લોક કહેછ કે એ બહાદુર બેટો એક શેર મીસાલ લડયો પણ અફસોસ જેરૂસલેમ—તેનાં જીગરનાં એ સ્વપનાનું શહેર! તેની છેક લગોલગ એ આવી પહોંચ્યો ત્યારેજ એ મરણતોલ જખમી થયો. મહિનાઓ તક એ મહોત જીવત વચ્ચે ડોળા ખાતો પડી રહયો. એની

સારવારમાં રહેલાં તે બધાં અજબ અજબ થાયછ કે એ જીવવા પામ્યોજ કેમ હશે......પણ બસ, તે આયજ ફીનારે પાછો આવવા માગતો હતો. તેણે એ લોકને કહ્યું કે તેની માતાને જોયા વગર તેનો જાન નીકળીજ નથી શકવાનો. આખો વખત તાપની ઝુંમમાં તે એકજ લવારો બકારો કર્યા કરતો હતો—ઘેર પહોંચવાનો અને તેની માતાને મળવાનો! તેની સારવારમાં રહેલાં તે ભલાં લોકોને એની ઘણી દયા આવી ને તેથી આઇવર બેટાને લઈ તેઓ અહિં આવવા નીકળ્યાં! રસ્તામાં અલબત જખમ પાછો ફાટી જવાથી તે વધતોજ બીમાર પડી ગીયો! ને ત્યારે તે મરવા ભાગી બીહધો હા, માયને મલ્યા વગર મારો એ બહાદુર વીરલો મરવા માગતોજ નહિ હતો. એ લોકો એને શિયાળાનાં બધા તુફાન બરફ વરસાદમાં બી ઘેરે તો લઈ આવવા પામ્યા...ને...ને એના મોટા પ્યારને ખાતર ખુદાએ એને જીવાડયો ને ઓ કમનસીબ માતા—તારાજ હાથોમાં અંતે એ મરી ગીયો!"

"મરી ગીયો! મરી ગીયો," મોડ્રેડનાં છેલ્લા બોલોનાં પડઘા મીસાલ તે માતાએ પાછો કકલાટ કરતાં કહયું, "મારો દીકરો! મારો પહેલ્લો જન્મેલો! મરી ગીયો!"

"એનો ચહેરો જો," તે બુઢીયાએ નરમાશથી તેણીને પટાવી, "ને તે પરથી થોડી બી શાંતી તારાં દુઃખી દીલને મલ્યા વગર રહી શકવાની નથી!"

અને તે બુઢીયાનો હાથ પકડી લેડી આઇગ્રન તે બહેસ્ત પામેલા બેટાનો ચહેરો જોવા વાંકી વળી કે જેણે તેણીનું નામ જાળવવા—તેણીની ઇજ્જત બચાવવા પોતાનો જાન આપ્યો હતો!

કદાપી, તે એક ફોકટનુંજ બળિદાણ હતું! એક વ્યર્થ સ્વભોગ! બનવાજોગ હતું કે આ જગતનાં લોકો એ તેનું પગલું કેવા પ્રકારનું ગણાશે તે વિષે તે સ્વપ્નવંત જવાન કંઈ સમજી શકયો ન હતો!

"અંત પર્યંત આ અને વધુ કંઈ નહિ," હવે સમજ પડી વ્હાલાં મીત્ર ? આ તેનો અંત હતો બીજું કંઈ નહિ ! તે હોઠો પોતાનો ભરમ ફોડયા વગર સદાને માટે બંધ થયા હતા ! હા, તે જાણતો હતો કે ઇજ્જત નામના શબ્દની કીંમત લોકો ઘણી ઉંચ્ચી આંકે છે; તો તેના ખવાસ મુજબ; શાંતિથી એક બી ફર્યાદનો હરફ કાઢયા વીના તે જવાન મહોતને શરણુ થયો હતો ! તો દુન્યા શું તેનું એ કર્તવ્ય મુર્ખ ઠરાવશે ?

તે ખુબસુરત, શાંત મુખાકૃતી નીહાળતાં તે માતાને એકાએક ભાન આવ્યું કે તે સીહા નાઇટ પાસે તેની તલવાર હતી નહિ ! એમ કેમ ? શું તે તુટી ગઈ હતી ? કે કંઈ ગુમાઈ ગઇ હશે ? ખુદાને ખબર ; તેની પર પડેલી જફા, તેણે સહન કરેલું તે અસહ્ય દુઃખ કદી બી ચપ્પટ બીડાયલા તે હોઠો તો હવે કહી શકવાનાજ નથી !

લેડી આઇચન ઉઠી અને તે પલંગની આગળની દીવાલ પર લટકતી એક સુનેરી તલવાર લાવીને તેણીએ તે સદાની શાંતીમાં સુતેલા જોધ્ધાનાં કાળાં કફન પર મુકી દીધી ! એ તેણીના એકવારનાં તે આશકની તલવાર હતી—ઇલડેરીમના પીતાની.

ખચ્ચીત ! એ પ્રમાણે ચાલતું આવ્યું છે અને ચાલ્યા કરશે કે એકને માટે બહેસ્તની ખુશાલી તે બીજાનું જીવતું દોજખ થઇ પડે છે. તે બે ચાહતા આત્મા—આઇવિર અને ફીઓના મીનોઈ જેહાનનાં અમ્મર સુખમાં જોડાયા ! ત્યારે તે માતા આ ધર્તી પર એકલી રવડી ગઇ !

સફેદ વાળ કાળા કરવા માટે

# બાદશાહી હેરડાઈ

આ હેરડાઇથી ફકત પાંચજ મીનીટમાં વાળ કુદરતી કાળા વાળ જેવાજ થઈ જાય છે, લાલ યા ભુરા રંગના યા સખ્ત વાળ થતા નથી.

કીંમત માત્ર રૂ ૧) પોસ્ટેજ ૭ આના.

# બાદશાહી બ્યુટી વોટર.

ચહેરા ઉપર લગાડવાથી ચહેરાની ખુબસુરતી ખીલી આવે છે. જુવાનીમાં થતા ખીલ એકદમ મટાડે છે, સ્યામ ચહેરાને ગુલાબી બનાવે છે, ચહેરા ઉપર લગાડવાથી તેની ખુશબો કલાકના કલાક સુધી રહે છે.

કીંમત બાટલીનો રૂ. ૧) પોસ્ટેજ ૭ આના

# બાદશાહી સાબુ.

વાળ કાઢવા માટે વર્ષો થયાં જગપ્રસિધ્ધ છે, દરેક કોમમાં તેનો અસાધારણ વપરાશ થઇ પડયો છે. અને સર્વને તેનાથી સંપુર્ણ સંતોષ મળે છે. એક વખત વાપરવા હમારી ખાસ ભલામણ છે. દરેક ઠેકાણે વેચાય છે.

કીંમત ત્રણ ગોટીના બાકસનો રૂ. ૧) પોસ્ટેજ ચાર આના.

**સી. સી. મહાજન એન્ડ કું.**

શેખ મેમણ સ્ટ્રીટ, ગણેશવાડીના નાકે,

મુંબઈ નં. ૨.

# પ્રકરણ ૨૧.

તે ક્રીસમસ ઇવ હતી.

ક્વીન ડેનાના માનીતા જજમાનોથી તે રાતે તે શાહી હોલ બધો ભરાઈ ગયો! તે ગંજાવર દીવાલો "એવર ગ્રીન"થી ખુબ આરાસ્તે કરવામાં આવી હતી અને ભભુકદાર મશાલોની રોશનીમાં તે દીવાનખાનું બધું ઝગઝગી રહયું હતું.

તે ઉંચ્ચામાં ઉંચ્ચા આસન પર સરેસ્તા મુજબ બીરાજનાર અલબત, ક્વીન ડેના હતી! જ્યારે ઇલડેરીમ ખુલ્લા બુલંદ અવાજે તે રાતના પહરોણાંઓને પોતાની અલંકારીક ઝબાનથી ખુબ રીઝવી રહયો હતો!

પણ તે તોરવંત શાહબાનુ હાલ તેનાં શબ્દો પર બીલકુલ ધ્યાન આપતી જણાઈ નહિ કારણ તેણીનાં ખ્યાલો દુર દુર હતા. પ્રીન્સેસ મેરીઅન અને પ્રીન્સેસ રોહના તે વારનાં દરબારી રેવાજ મુજબ પાસે પાસે બેઠાં હતાં પણ તેઓની બાજુમાંજ એક ત્રીજી બેઠક ખાલી પડી હતી. તે ફીઓનાની હતી.

તે માતાની નજર વારંવાર ત્યાં ચીટકી રહેતી. હા. તે કસબી બ્રાઉન વાળોના જથ્થાથી ઝુંકી ગયલાં સર સાથે તેણીની તે નાજુક વચલી બેટી હંમેશ ત્યાંજ બેસતી હતી! દર્યાઇ બ્લુ આંખ્યો અને સ્વેત બરફ સમ ચહેરો ધરાવતો તે હવાઇ આકાર ત્યાં કોઇની શોધમાં ફરતો હોય એમ ક્વીન ડેનાને લાગ્યું અને તેણીએ આંખો વીંચી દીધી!

ફીઓનાનાં તે હવાઈ આકારની બોદુંમાં પછી તે માતાએ એક બીજો ઉંચ્ચો કદાવર 'ફીગર' જોયો. મક્કમ ચહેરો અને ગ્રે આંખ્યો ધરાવતો તે સીહા નાઇટ તેણીને કંઈ પ્રશ્ન પુછવા માગતો હોય એમ દેખાયું અને ત્યારે તેણીનાં જીગરમાં કોઇએ કટારી ભોકી દીધી હોય એવી તેણીને વેદના થઇ.

ઓ! તેને તે શું જવાબ આપશે? હા, શીઓના તો મરણ પામી હતી અને તે મરતાં બચ્ચાં પ્રત્યે તેણીએ એક માતાની નરમાશ અંતે બી નહિજ બતાવી હતી!

તે શાહી ભર્થાર તેણીની બાજુમાં હતો! પણ અફસોસ! અફસોસ! તે કપાત્ર ભાર્જાને કદી બી તેના પ્યાર, માયા કે સલ્લાહ વગીકની દરકાર હતી નહિ. તે મુલકમાં સર્વે કોઈ તે માયાળુ માલીકની દાદ ચાહતાં જતાં પણ જેનો તેની પર સર્વેથી વધુ અને જોરાવર હક હતો તેજ તેની તુંભા કરતી નહિ.

ક્વીન ડેનાએ આસપાસ નજર કરી! ખરૂંજ હતું કે કોઇને તેની દરકાર હવે રહી નહિ હતી. તે કરડો અવાઝ સમજવા હવે કોઇ આતુર જણાતું નહિ! હા, તે રાજ કરતી રાણી આજે તેણીનાં એ માનીતા સરકલમાં તમામ એકલવાઇ પડી ગઇ હતી.

કીંગ નીઆલ તે શાહી મહોરદારના ચહેરા પરનો ફેરફાર ઘણાં દર્દમંદ દીલે તપાસ્તો બેઠો હતો. અચાનક તે બંન્નેની નજર એક થઇ અને ત્યારે તેની પર ટીકાયલી તે મોટી માયાળુ આંખો જોતાંજ ક્વીન ડેનાની પોતાની આંખમાં આંસુ ધસી આવ્યાં.

આહ! પણ તે શાહબાનુ એવી કોઇ નબળાઇ બતાવનાર નહિ હતી! તેણીની નાઉમેદી તે બીજાંને જાણવા દેનાર ન હતી પણ સર્વેથી વધુ તે લોર્ડ અને માસ્ટરે તો કદી જાણવુંજ નહિ જોઇએ કે તેણીનાં જીગરમાં એક દલગીરીનો છાંટો બી હતો!

રાજાની નજર પોતા પર ટીકાયલી જોતાં તેણી પોતાની બેઠકમાં કંઇક મગરૂરીથી તડી બેઠી અને તે સર્વે મહેમાનો તરફ એક હકુમત કરતી નજર ફેંકી! અલબત! ફરી એકવાર તે પોતાની સત્તા ત્યાં બેસાડવા માગતી હતી તેમજ પોતાના નાઝોનખરે તે સર્વેને આંજીજ નાખવા માગતી હતી!

"ઇલડેરીમ!" ખુલ્લાં એક રણશીંગડા જેવો તે અવાઝ સંભળાયો, "મેજબાની પછીના કલાક હંમેશ અમારે વાસ્તે ઘણા સુસ્ત થઈ પડેછ!

આવી એક ઠંડી ને અંધારી રાત તો કંઇ જોશીલાય રમતગમતમાં પસાર થવી જોઇએ કે જેથી નસોમાં લોહી દોડતું રહે અને આંગમાં ગરમી આવે! સમજેછ કે અમુને તું ઇલડેરીમ ? આપણુ બંન્નેની સમશેર આજે રાતે અજમાવવી જોઇએ ! તુને ગમશે કની ? તારી રાણી સાથે યુદ્ધમાં ઉતરવા ?"

સઘળાંએ તેણીની એ ફરમાશ ખુશાલીથી વધાવીજ લીધી. મધરાતે બાર વાગા તક શરૂ થતા તે 'ક્રીસમસ ડે'ને આવકાર દેવા તેઓને થોભવાનુ હતું તો એવા એક ઉશ્કેરણીભર્યાં નકલી યુદ્ધની રમત જોતાં બેસવાનો ખ્યાલ તેઓને ઘણો પ્રીય થઇ પડયો.

"પાક પરવરદેગારની ઘણી ગંભીર ભુલ થઈ હોતે," તે ઇલડેરીમે રૂપેરી ખણખણતા અવાઝે કહયું, "જો તેણે ક્વીન ડેનાને એક પુરૂષનો અવતાર આપ્યો હતે તો ! કારણ જગત એવી એક અદભુત નારી જોવા પામતેજ નહિ કે જે..."

પણ ક્વીન ડેનાએ તે બટકબોલાને અટકાવ્યો !

"તું જાણેછ તો ખરો, ઇલડેરીમ !" તેણીએ મુરબ્બીગીરીથી તેની તરફ જોઈ હસ્તાં કહયું, "કે યુધ્ધમાં કોઈ બી લડવૈયાની બરાબરી કરી શકું એવું હું બળ ધરાઉંછ !"

"હું એમજ કહેવા જતો'તો નામદાર રાણી !" તે તુરમંદ જવાને ચેષ્ટાથી તેણીને નમતાં કહયું," તેટલાં તમે મને અટકાવ્યો ! હું બોલવા જતોતો કે પુરૂષોમાં લડાઇનો જુસ્સો ઉશ્કેરનાર અમારી પ્રીય ક્વીન ડેના છે ! તે છતાં બી લડાઇ પછીનો આરામ પમાડનાર બી તેજ છે !" ને લાડ-ઘેલાએ બેધડક મત આપ્યું.

"કદાચ તું ખરૂં બી કહેતો હોય !" ક્વીન ડેનાએ તોરથી જવાબ કર્યો, "પણ સુર્યની અંદર પેસીને કોઇએ જોયુંછ કે તેનાં ભીતરમાં શું છુપાયલું છે ? પણ બસ હવે એ વાત પડતી મેલી આપણે આપણી રમત શરૂ કરીએ !"

તેણીની આંહેશ મુજબ પ્રીન્સ માઇકલ દોડીને તે માતાની સમશેર લઈ આવ્યો.

તે એક ખરેખરો કલ્પીત દેખાવ થઇ પડયો! એવરગ્રીનની તોરણોથી દીપી રહેલો તે મોટો હોલ, ભભુકદાર બળતી મશાલો, ત્યાં એકઠો થયલો તે રંગરંગીન જમેલો, આતુર ચહેરા અને તે સર્વેનાં મધ્યાનમાં લાંબા રાતા ગાઉન અને માથા પર ઝગઝગીત મુગટ સાથે ઝપ્પાઝપ્પી કરી રહેલી તે અબળા અને પવિત્ર સેન્ટ જોર્જ કરતાં પણ વધુ તેજસ્વી તે યુવક એ સર્વે, કોઇએક બીજી દુન્યાનોજ ખ્યાલ કરાવતું.

દરેકની નજર ત્યાં ચોટકીજ રહી. બન્ને એવાં ઉશ્કેરાઈ ગયાં હતાં કે તે એક નકલી યુધ્ધ હતું એમ તો તેઓ વીસરીજ ગયાં અને તે ઝપ્પા-ઝપ્પી ખરેખર ઘણી ગરમ થવા માંડી! કીંગ નીઆલ તેઓ બંન્નેને શીકર-મંદ આંખે જોતો ઉભો હતો અને તે એક ચમકારા મારી રહેલી તલવારોની વચ્ચે પોતાનો એક સાબુત ફટકો લગાવી તેઓને જુદાં પાડવા જતો હતો તેટલામાં તો...યા ખુદા! એ કેવો અવાઝ તેઓને કાને અથડયો?

દુર કોઈ મોહતનું શોકાતુર ગાયન ગાતું તેઓ તરફ આવતું હોય એમ લાગ્યું! વધતું અને વધતું નઝદીક તે ગાયનરૂપી રૂદન સંભળાવા લાગ્યું! અંતે રાત્રીના ઓળા મીસાલ બે બેની હારમાં ધીમા કદમ ભરી રહેલું એક ગમનાક સરઘસ તે હૉલમાં દાખલ થયું! તે સર્વે કાળા ઝબ્ભામાં સજ થ-એલા મંકઝ હતા! તેઓના હાથમાં કાળા કફનમાં લપેટાયલો એક ભારે આકાર હતો કે જે તેઓએ અતી માનથી નીચે જમીન પર ઉતાર્યો.

તે જજમાનો બાજુ થઈ ગયા અને બન્ને તે હરીફોએ સમશેર નમાવી દીધી! સર્વે કોઈ સ્તબ્ધ બની ઉભાં! એવામાં બાહેરના તે અંધકારમાંથી કોઇએક નાજુક આકાર તે ઝગઝગીત હોલની અંદર સરભોગ ચાલી આવ્યો. તમામ શોકનાં કાળાં વસ્ત્રોમાં સજ થયલી તે એક બાનુ હતી કે જે એક ખડતલ બુદ્દીયાના હાથનો ટેકો લઇ ચાલતી જોવાતી હતી.

હાથમાં સળગાવેલી મીણબત્તીઓ સાથે તે પવિત્ર સન્યાસીઓ જમીન પર પડેલા તે કાળા આકાર આસપાસ એ સીધ્ધી હારમાં ઉભા રહી ગયા.

કીંગ નીઆલ કાળા પોશાકમાં લપેટાયલી તે બાનુ તરફ ગયો કે જેના ચહેરા પર એક જાડો કાળો બુરખો ઉતારેલો હતો.

"અમારી કોઈ સલ્લાહ કે મદદની તમોને જરૂર છે બાનુ?" સ્ત્રી જાતી તરફ સદા માનથી જોનાર તે શાહે તે કોઇ ત્રાહિતને મોટા અદબથી પુછ્યું. જવાબમાં તેણીએ તે બરફથી ભરાઇ ગયલી વેલ ઉંચકી પોતાનો ચહેરો તે "કોર્ટ" સન્મુખ ખુલ્લો કર્યો!

"લેડી આઇગ્રન!" તે મંડળીમાંનું લગભગ એકેએક સાથેજ મોટી તાજુબીમાં પુકારી રહ્યું.

ઓ! તે શું મુવેલામાંથી પાછી આવી હતી? બચ્ચીત, દરબારમાં તો તે સર્વેને મન ધણુંકની મરણ પામી ચુકી હતી તો તે અત્યારે ત્યાં હોયજ કેમ? ધ્રુજતી, લખલખતી, ઉડી ઉડી જતા હોઠો અને અંતરનાં આંસુથી આંધળી બની ગયલી આંખો સાથે તે ખરેજ લેડી આઇગ્રનજ તેઓ વચ્ચે આવી ઉભી હતી!

ઇલડેરીમ તેની તરફ ધસ્યો પણ બીજીજ પળે કોઇ એક ખ્યાલ થતાં તે પોતાની જગાપરજ ચીટકી ઉભો! તે બાનુ તેની તરફ એક નજર વટીક બી ફેંકયા વગર સીધ્ધી તે મંકઝની હારમાંથી રસ્તો કાપતી જમીન પર પડેલા તે કાળા આકાર નજદીક ગઇ! અતી નરમાશથી તેણીએ તે પરનું તે કાળું કફન ઉઠાવ્યું અને ત્યાંની રોશનીમાં સર્વેને તે મરણ પામેલા સુફેદ દીદારનાં દર્શન કરાવ્યાં!

એક મોટા ધસારા સમેત તે સઘળાં તેણીની આસપાસ ફરી વળ્યાં અને તે સ્થીર આકારને સેઝદો કરતાં હોય તેમ વાંકા વળ્યાં!

"સર આઇવર! સર આઇવર!" ત્યાં હોહોકાર મચી રહયો.

"હા!" ઉંડી ગમખ્વારીમાં તે અબળાએ અંતે પોતાની ઝબાન ખોલી

કહયું, "સર આઇવર પાછો આવોછ કે જેનું તમે તમારા ઘાતકી શબ્દો વડે ખુન કીધુંછ!"

અને એક સ્હેજ બી ડર વિના તેણી તેઓ તરફ ચેલેન્જ ફેંકતી ઢપે જોઇ રહી! શું તે ખરેખર લેડી આઇરિનજ હતી?

## પ્રકરણ ૨૨.

"Light beyond light--and then still more light,
But in the very centre of centres......A tear..."
M. R.

હે વાંચનાર, હવે આ કીસ્સો લંબાવવાની શી જરૂર છે? દર્દે જીગરની વાત ફરી ફરી કરવાની શું અગત્ય છે?

ખચ્ચીત છે! અને ઘણી છે! અંધારા ભેદભરમોમાં અજવાળુ નાખવાનું છે, જગતને સચ્ચાઇ જાહેર કરવાની છે!

ચાલો ત્યારે, સુણી લઇએ!

તે ક્રીસમસ ઇવિના ઘંટો વાગવા જોઇએ અને સઘળાં અંતઃકરણોમાં ખુશાખુશાલી ફેલાઇ રહેવી જોઇએ, ત્યારે! સર આઇવર બીલકુલ જડ બની ગયલા ચહેરા સાથે ખામોશ અને બેપરવાહ તે જમીન પર ચત્તોપાટ પડયો હતો! તેના હાથો તે છાતીપર ક્રોસરોકા ગોઠવાયલા હતા અને તેના જીગરના લગોલગ હીરાજડીત મુઠની એક તલવાર તે નિર્જીવ આંગળાંઓમાં પકડાવેલી હતી.

શાંતિ! શાંતિ! તેઓ તેને ક્રુર શબ્દો કે હાંસીથી હવે વીંધી શકવાના નથી, કે તે સદાને માટે મુગા બનેલા હોઠોમાંથી તેનો ભેદભરમ બોલાવી શકવાનાં નથી!

"આ તેનો અંત અને વધુ કંઇ નહિ," ખચ્ચીત એમજ હતું, આ તેનો અંત હતો બીજું કંઇ નહિ—તે એકજ ચીજ, તે એમુલ ખજાનો, મીઠી તે માતાની ઇઝતનું રક્ષણ કરતાં આ તેનો અંત આવ્યો હતો!

અને ક્વીન ડેના શું એ માટે એકલી જવાબદાર હતી? ઑટમની તે ચોક્કસ સહવારે, તે વ્હાલા જવાનની હોરમતના ફુર્ચેફુર્ચા કરી નાખનાર અને તેને ત્યાંથી ચાલી જવાની ફર્જ પાડનાર તો એજ ફીતુરી અબળા હતી!

તે શરીફ આદમી તેણીના જુસ્સાની સામે થયો હતો એટલાજ માટે તે ખારીલીએ તેને ભર દરબારમાં હલકો પાડયો હતો અને તેને આ ફેજે પહોંચાડી તે વિધુર માતાને સદા પોતાના બહાદુર બેટા માટે રડતી ટવળતી કરી મેલી હતી. પણ એટલુંજ કયાં બસ હતું? મહા દયાળુ ઇશ્વિરની તે કમનસીબ લેડી આઇવ્રિન પર એ તો મહેરજ થઈ કે તે પોતાનાં બીજાં બચ્ચાંને તે ઝનુની ઓરતના ફટકાથી બચાવી લેવા કટોકટ સમયે આવી પહોંચી! કારણ ક્વીન ડેના તેની મરજીની વિરૂધ્ધ જનારાંને કે તેણી પર સર્વોપરી ભોગવનાર કોઇ કોઇને છોડે એવી હતીજ નહિ! પછી ભલેને તે તેનું પોતાનું લોહી, માંસ કે અંગ બી હોય!

તે ઝનુની ઓરતની નાહનામાં નાહની ઇચ્છા આજ તક સર્વ કોઇ હુકમ મુજબ બજાવતાં રહયાં હતાં! તેણીનેજ બધો વખત પહેલ્લું સ્થાન આપવામાં આવતું હતું તો આ કોઇ ભોંયમાંથી ફુટી નીકળેલા એક કોઈ ત્રાહીત છોકરાને પોતાની સામે થતો જોઇ તે ખારીલી કેવાં કર્પિણ વેરમાં બદલો લેતે તે સ્હેજે કલ્પી શકાશે. રાતાં લોહી જેવા સુર્ખ રેબનાં ફોલ્ડઝમાં તલવાર સંભાળથી છુપાવી દઇ તે ઉભી હતી! એ ક્વીન ડેના! સર આઇવિરનો ચહેરો જોવા તે વાંકી વળી અને ત્યારે અને ત્યારેજ તે અભાગણીએ જાણ્યું કે તે તેને કેવા પ્યારથી પુંજતી હતી!

અરે! એકજ વખત તે સદાની બંધ પડેલી આંખો તેના તરફ ખુલે, અને ઉદાર સાકીનો માત્ર એકજ હરફ તે ચપ્પટ બીડાઇ ગયલા હોઠોમાંથી

નીકળે તોજ ફક્ત તોજ તે ઓરતે વિચાર્યું કે તેણીનાં વ્યર્થ પશ્ચાતાપ અને તેનાં અતઃકરણમાં થતી વેદનાને સહેજ રીહાઈ મળી શકે!

સર્વે કોઇની નજર હાલ તે રાણી પરથી તે જૈફ થતી નાજુક બાનુ પર ફેરવાયલી હતી! રે તે શું કહેવા ચાહતી હતી?

ક્વીન ડેના અને તે માતા એક બીજાં પ્રત્યે મુગી ખામોશીમાં ઘુરકતાં ઉભાં. લેડી આઇગ્રન એ પછી કંઈ ચોક્કસ ઠરાવથી હોય તેમ આગળ આવી! કોઇ એક અદ્દભુત શકિત, કોઇ અણદીઠ બળના પરિણામે સદાની તે નાજુક બીહકણ નાર, આજે બીલકુલ શાંત અને દમામદાર દેખાતી હતી!

"હું શા માટે આવીછ," તેણીએ શરૂ કર્યું. "તે તમો જાણોછ? મારાં મુગે મહોડેનાં બચ્ચાંને ઇન્સાફ અપાવવા! તેની ગયલી ઇઝત પાછી મેળવવા હું અહિં આવીછ! કે જે તેણે મારે લીધે ગુમાવી હતી!"

"એને લીધે! એની માતાને લીધે!" તે ટોળામાં કચકચ થઇ રહી.

"હા, મારે લીધે! હું—તેની માય આ દુન્યામાં તેને બધાંથી વ્હાલી હતી ને મારી ઇઝતને તે પોતાની કરતાં ઘણી વધારે ચાહતો. તો જુવો, સાંભળો! મારો બેટો એક કેવો સેન્ટ બની ગીયોછ તેની વાત તમુને કેહું તે સમજો! બરાબર સુણો, ને મારાં બચ્ચાંને પુરેપુરો ઇન્સાફ અપાવવા પાક ખુદા મને શબ્દોથી નવાજે!"

ઓહ! એ શું ખરેખર લેડી આઇગ્રિન હતી? અને એ શું તેનો પોતાનો અવાઝ તે મોટી મંડળી સન્મુખ એટલો મોટો અને ઠરાવવંતો સમજાતો હતો? ઓ! શું ખચ્ચીત, તે આઇવિરની નાહની નાજુક માતા હતી કે જે તેઓ સમક્ષ દેવળમાંની કોઈ પવિત્ર દેવી હોય તેમ તે સચ્ચાઇ જાહેર કરતી ખડી હતી?

તે વડા બેટાના શબ પર વાંકી વળી તેનાં ઠંડા કપાળ પર એક હાથ મુકી તે માવીતરે તે નાના બેટા પર પહેલવહેલી એક નજર ફેંકી, અને

પછી તેના તરફ એક આંગળી કરી! ઇલડેરીમ એ વેળા રોહનાની બાજુમાં હતો કે જે બીહધેલી અદ્દાથી તેનો હાથ ઝાલી ઉભી હતી.

"જુવો! તમારી સામેનો આ સુનેરી નાઇટ! અરે! જુવો! જુવો! તમારા એ ડાર્લીંગને બરાબર ધ્યાનથી જુવો! અને અરે! તમારા કાનો ખોલી સુણો, કે **એ મારો દીકરો છે** હા, એ મારો એકરાર હું બાપોકાર જાહેર કરૂં છ! હું એની માય છેઉં! તમે બધાં બરાબર સમજ્યાં? સર માલ્કમ મેકડૉશનાં મરણ પછી ઘણે વરસે એ મારાં ફરઝંદનો જન્મ થયો! સુર્યમાંથી ઉત્પન્ન થએલો એણે જે તમુને જણાવ્યું છે, તે ખરૂંજ છે! ત્યાં વગર એવું નુર તેના ચહેરા પર ચમકેજ શાનું? એવું ખોરેહ તેની આસપાસ આવેજ કયાંથી? બુલંદ સીતારાઓની ઇચ્છાથીજ તે આપણા ધુમસ અને બરફવાળા ઉદાસ અંધારા મુલકમાં રોશનીના એક કીમીયાં મીસાલ પેદા થયો! પણ મેં મારા દીકરા આઇવરથી એ મારૂં પાપ છુપાવ્યું ને મારા આય સની ડાર્લીંગને તેનાથી સંતાડી સંતાડીને ઉધાર્યો!" અને પછી લેડી આઇયને પોતાની સઘળી હકીકત તે કોર્ટને કહી સંભળાવી કે જે લંબાણ કરવાની અત્રે કોઇ જરૂર નથી કારણ આઇવર સન્મુખ કરેલો તે એકરાર આપણે જાણી ચુકયાં છીએ. ઇલડેરીમનો પીતા પુર્વેનાં ચળકતા કોઇ એક પ્રદેશનો આર્યવંશી શાહઝાદો હતો, કે જે અનાયસે નોર્થ ઇંગ્લન્ડ જેવા પહાડી, ઠંડા, અંધારા મુલકમાં આવી ચઢયો હતો. દરિયાઇ હોનારતનું તે પરિણામ એમ આવ્યું કે તે મહાસાગરના ડરામણા કોસ્ટા પરના અંધારાભીંત "ગોરોમાલ્ટ કાસલ"માં તેને આશરો લેવો પડયો અને ત્યાં જે બનવાકાળ લેડી આઇગ્નનનાં તકદીરમાં નિર્માણ થયું હતું તે બની ગયું!

"અને એક દિવસે, ઓ! મારા દયાળુ શાહ!" તેણીએ ધ્રુજતે સાહદે આગળ ચલાવ્યું, "તારા વિશ્વાસુ નાઇટ સર આઇવર મેકડૉશને તેં ઇલડેરીમને પકડી લાવવા મોકલ્યો! તકદીરે તેઓને મારે બારણેજ પહેલવહેલ્લા મેળવ્યા! તે બેઉએ એકમેક પર પોતપોતાની તલવાર ઉગામી. તે બેઉ

ભાઇઓએ–મારા બન્ને દીકરાઓએ! પણ કુદરત એ ઝબુન ગુનોહ સાંખી શકી નહિ હશે તેથીજ હું તેઓ વચ્ચે જઇ લાગી! મેં તેઓને અટકાવ્યા! હા! તે દહાડે મારા તે મોટા દીકરાનું જીગર મેં ભાંગીને ભુકો કરી નાખ્યું! અરે! ત્યારે મારો એ ભરમ જાણ્યા પછી તે ઇલડેરીમને કોર્ટમાં લીધા વગરજ પાછો ગયો! તો ત્યાં ઓ ખુદા! કૃર તાણાજાણીથી મારો એ દીકરો વીંધ્રઇજ ગયો! અરે! તેને જીંદગીથી ઉખેડી નાખ્યો! તેનું સત્યાનાશ વાળી દીધું તે કે જે શુરાતનનાં એક બીજા રૂપ મીસાલ લડવૈયાઓમાં માન પામેલો હતો!"

લેડી આઇચીન થોભી ગઈ, અને પછી એકાએક શીકાર પર ત્રાપ મારતાં એક બાઝપક્ષી મીસાલ તે ક્વીન ડેના પર ધસી! અરે! તે શું કંઇ ગાંડી થઇ ગઇ હતી? દુઃખે દીવાની બની ગઇ હતી કે તે તાજદાર બાનુ તરફ તુચ્છ-કારની એક આંગળી ટાંકી એવી ઝનુની વિક્રાળ ફાસમે તેની સામે થતી હતી?

"ને તેં ઓ, કર્પિણ બદકાર! કે જેને અહિં બધાં ક્વીન ડેનાને નામે બોલાવેછ તે તેંજ મારા દીકરાનું માન પામેલું નામ છીન્નછીન્ન કરી નાખ્યું! તારીજ ઉસ્કેરણીથી મારા તે બહાદુર બેટાનો એ લોકે તુચ્છકાર કીધો ને પવિત્ર ક્રાઇસ્ટની એકવાર જેમ સતાવણી થઇ હતી તે મીસાલ મારા તે મુગે મહોડેના ખમીરે અમીર છોકરાને સતાવવામાં આવ્યો! ને તે આય ફેજે પહોંચ્યો! પણ યાદ રાખજે, ક્વીન ડેના એક માયની કકળતી આંતરડીના શ્રાપ તુંને કદી લાગ્યા વગર રહેવાના નથી! ખુદા તુંને તારાં કર્તુકોની સજા બતાવે ને તારા પાછલા દિવસોમા તું સદાની રડતી ટવળતી હાય સોસારા મારતી જીવજે ને ખુદા તુંને મારી આય—"

પણ આંખોમાં ધગધગતા અગ્ની જેવાજ ચમકારા સાથ તે તાજદાર પહાડી ઓરત તે નાજુક નારનો અવાજ દબાવી દેતી અને તેણીને પોતાનાં જોરાવર દોરદમામથી ઢાંકી દેતી સીધ્ધી, ઉંચ્ચી રોબવંત ખડી થઈ!

"ચુપ કર!" તેણીએ ગગડાટ કર્યો, "મુગી મર! ઓ કમબખ્ત ઓ-રત 'પહેલે તારી આંખોમાંનો ભારવટીયો કાઢ ને પછીજ બીજાંની આંખ-

માંનું તણખલું જો,' સમજી? તારાં તે પાપ શું ઓછાં છે? તું તે કેઈ મોટી પાક પરહેજગાર છે? તારા શરમભર્યા ગુનાહનો એકરાર કરીને તું અહિં કયે મોહડે ઉભી રહી શકેછ એજ મારી તો અજાયબી છે! નીકળ અહિંથી મુઈ બેશરમ! તારાજ કહેવા મુજબ તેં શું ઓછું તારા એ દીકરાને દુ:ખ દીધુંછ! ઓ! મેં તો તેના પગો પર મારૂં સર્વસ્વ મુકી દેવાની માંગણી કીધી જ્યારે તેં–તેં તો તારે બારણેથી એને દીલાસો દીધા વગર, સધ્યારો આપ્યા વગરજ તેને દુરદરાઝ હડસેલી મુકયો! તો માય તરીકેની તારી અદરકદર તે વખતે કાંહ ગીએલી?"

આહ! તે ઉશ્કેરણીની મારી પોતે પોતાને ભુલી ગઈ અને અંતે દુન્યા સન્મુખ તેનો ભરમ ફુટી ગયો! તે બંન્ને ઓરતોને આસપાસનું કશું ભાન રહયુંજ નહિ!

"ઓ હું શું જાણું?" ગરીબ લેડી આઇગ્રન મહાદુ:ખથી ચીચવાઈ, "અરે મને શું ખબર કે એ તો ચાલ્યો ચાલ્યો છેક ત્યાં વેર જવાનો હતો? પણ બોલની! મારા એ દીકરાની આંખોમાં હું કયારે જોવશ? અરે! એનો અવાજ મારે કાને હવે ક્યારે પડશે? પણ તેને તો તેં લીધો તો લીધો," તે માતાએ કલ્પાંત જારી રાખતાં સ્હેજ નરમ પડી જઈ ઉમેર્યું, "મારા ઇલડેરીમને તો મારી આગળ આવવા દે! તેને બી મારી નજરોથી તેંજ દુર રાખ્યોછ કની? અરે! મારા એકપુરાને તો પાછો આપ!"

પણ હવે કીંગ નીઆલ કે જેની આંખો તે વિધવા માતા પર ગુજરતી જફાનો ખ્યાલ કરતાં આંસુથી ભરાઇ ગઈ હતી તે તેણીની નજદીક ગયો.

"લેડી આઇગ્રન!" તે તખ્તેનશીન શાહ પોતાનાં તે વફાદાર બહાદુર નાઇટની માતાનો હાથ નરમાશથી પકડતાં ઘણાં દર્દમંદ અવાજે બોલ્યો, "તમારા બેટાને થએલા સર્વે ગેરઇન્સાફ વાસ્તે હું મારી માગું છું! એ મારો શુરવીર નાઇટ હતો એટલુંજ નહિ પણ મારા પોતાના બેટા જેવોજ તે મને પ્યારો હતો! જુવો! મારા બધા નાઇટઝ પશેમાન બની ગયા છે! પણ

ખચ્ચીત, આજથી તેઓનાં જીગરમાં સર આઇવરની યાદ, ફરજ અને વફાદારીની એક પ્રતિમા મીસાલ સદા કાયમ રહેશે!"

આહા! હા! એકે એક તે જોધ્ધાની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં જ્યારે બહાદુરોમાંનાં તે અતી ઘણા બહાદુરનાં પવિત્ર આત્માને શાંતિ ચાહતાં તેઓનાં હોઠો બંદગીમાં હીલતા જણાયા!

અને ત્યારે એક હ્રદયભેદક ડચકાં સાથે ક્વીન ડેના તે સુતેલા જોધ્ધા આગળ પોતાના ગુનાહોની તોઝેશ કરતી ગુંઠણભંડયે પડી! આહા! હા! તે નોબલ મુખાકૃતીમાં તેણીએ પોતાને માટે એક પણ ઠપકો, એક પણ સજા જોઈ નહિ! દયા! મારી અને દયાજ તે કમબખ્ત કમતાલેની ઓરતે તે મરણ પામેલા ચહેરામાં વાંચી લીધી! અને ત્યારે ક્વીન ડેનાને લાગ્યું કે આ જુઠી જગતનાં હાંદેસાઓથી મુક્ત થવા માટે સ્વર્ગ જેવું એક કોઈ પવિત્ર ધામ છે ખરૂં કે જેને બાર તે પ્યારો આત્મા જઈ પહોંચ્યો હતો.

એ દેખાવ નીહાળતાં ગરીબડી રાંક લેડી આઇગ્રિને વિચાર્યું કે કોઈ એક ક્ષમા અને શાંતિનો ફરેસ્તોજ તે શાહી હોલમાં સમજુતી કરાવતો ભમી રહ્યો હતો!

એકાએક તે ગંજાવર દીવાલો વચ્ચે પેલી દુન્યામાંથી આવતા પવિત્ર પડઘા જેવો એક નાદ વાગી રહ્યો!

મધરાત પસાર થઈ ગઈ હતી! ક્રીસમસ ડે શરૂ થયો હતો! કાસલમાંના તે મંકઝો તે ખુશાલીને આવકાર દેતા ભક્તિનું એક ગાયન ગાઇ રહયા હતા! તે એક જાણીતું 'ક્રીસમસ કેરોલ' હતું કે જે આપણા દેશના ખ્રીસ્તીઓ આજે બી નીચે મુજબ લલકારે છે:—

"જય! તું આનંદી નાતાલ, જય! પ્રભુના જન્મકાળ,
હર્ખજે ગેરૂસલેમ! ખ્રીસ્ત જનમ્યો બેથલીહેમ!

તે એક ગંભીર રાગણી હતી! એક પવિત્ર સુર કે જેનો ધ્વની તે મોટા હોલમાં હાજર રહેલાં દરેકેદરેક જીગરમાં આ દુઃખી જગતમાં મળેલા

પ્યારના એક સંદેશા મીસાલ ફેલાઈ રહી! આ જુદી જગત, કે જ્યાં નિર્દોષો અન્યાય ખમે છે અને ઉમદાઓમાં ઉમદા વહેલાં મરે છે આ જગત કે જ્યાં ક્રુર વચનો વારંવાર સંભળાય છે અને કોમળ હૃદયો પળેપળ છુંદાય છે! અને શાંતી ક્યાંએ જડતી નથી!

ઇલડેરીમ રોશનીનાં એક પુતળાં મીસાલ આસપાસનો દેખાવ નિહાળતો ખડો હતો! ખુબસુરત તેની મુખાકૃતી પર પડતાં તે કસબી ઝુલ્ફાંઓ એક નુરમંદ ખોરેહ રજુ કરતાં હતાં કે જેવું એક વારના તે મહાન ઇરાની શાહ જમશીદના ચહેરા પર ઝળકતું હતું!

તેણે પોતાની ડોક પાછળ નાખી દીધી! અને આહ! તે સુરીલાં ગળાંમાંથી એવી તો એક મધુર જોરાવર રાગણી નીકળી કે જેથી તે મંકઝના પવિત્ર પડઘા દબાઇજ ગયા! તેઓ દરેકનો આત્મા તે ઉંચ્ચે ઉંચ્ચે ખેંચાતા સ્વર સાથેજ ગોયા ઉપર ઉપર ચઢતો ગયો! હા, અને ત્યારેજ તેઓને લાગ્યું કે ઇશ્વિરની બનાવેલી આ સુંદર જગતમાં ખુશાલી બી ખચ્ચીતજ છે!

સર્વેની આંખો તેઓની આત્મીક લાગણીઓનો સુર ખેંચી રહેલા તે તેજસ્વી જવાન પર ઠરી રહી! તેઓમાંનાં એકે પોતાનું સર ઉંચ્ચુ કીધું અને ત્યારે તે ફીકકો ચહેરો શુક્ર ગુઝારીની એક રોશનીમાં ઝલકી રહેલો જોવાયો!

બેઉ તે હાથો બંદગીમાં જોડાયા અને એકજ તે અદભુત પળ દરમ્યાન તેણીએ પોતાને થયલા તે સર્વે અપમાનો માફ કર્યાં. દરેકે દરેક તુચ્છકારનો ક્રુર શબ્દ તે વીસરી ગઇ! એવી એક ખુદાઈ ઘડીમાં તે એકજ બીના યાદ રાખી શકી! ઇલિડેરીમ! ઇલડેરીમ જીવતો છે કે જે ઇલડેરીમ અંધારામાં એક તારા મીસાલ દુઃખીયાંઓને તે "રોશન માર્ગ" તરફ દોરવી લઇ જાય છે.

જીંદગી એક કરમાતાં કુસુમ મીસાલ ખચ્ચીત કરમાઈ જશે, અને મહોત તો બુલંદ રોશનીઓમાંની તે અતી બુલંદ રોશનીમાં દાખલ થવાનો એક દરવાજો છે. તો લેડી આઇયિને ખ્યાલ કર્યો કે એક પડછાયા સમ થઇ પડેલું

તેણીનું પોતાનું એકલવાયું જીવન હવે કેટલુંક લંબાવાનું હતું? તો પછી શા માટે પોતાના સ્વાર્થને ખાતર "તમામ શણગાર અને સુખાકારીવાલાં બહેસ્ત" માં જઈ પહોંચેલા તે આત્માની શાંતિમાં ખલલ કરવી? અંધકાર કરતાં રોશની બળવાન છે. દુઃખ કરતાં ઉમેદ જોરાવર છે! હા, હા, ધિક્કાર કરતાં પ્યાર મજબુત છે! અને મહોત કરતાં અમ્મરગી ચઢીયાતી છે!

તેથી તેઓ સઘળાં તે ઇલડેરીમનાં સ્વરમાં વાગી રહેલો તે ખુબસુરતી, પ્યાર, જીવન, આશા અને ક્ષમાનો સંદેશો સાંભળતાં ઉભાં! એકજ તે પડઘો તેઓ સર્વેનાં આત્મામાં પડી રહયો હતો, "દાદાર અહુરમઝદની ખુશનુદી થજો. બુલંદ રોશનીઓમાંની તે અતી બુલંદ રોશની તુંને નમાજ હોજો દાદાર અહુરમઝદની ખુશનુદી થજો!" પણ મૉડ્રેડ તે ગુંઠણ મંડયે પડેલા તે રાતા આકાર તરફ તુચ્છકારનુંજ જોઈ રહી! પોતાનાં ચાહેલા તે બહાલા છોકરાનાં ઠંડા શબ આગળ ક્વીન ડેના શરમથી નમાવેલાં મસ્તક સાથે પડી હતી.

અરે! ગરીબ વફાદાર મોડ્રેડને લાગ્યું કે તે બદકાર જીવતી રહેવીજ કાં જોઇએ? વળી તે સદાની શાંતિમાં પહોડેલા જોદ્ધાની બાજુમાં રહેવાનો તેને હકજ શું હતો?

ગરીબ, ગરીબ મોડ્રેડનું જીવન સદા પડછાયામાંજ પુરૂં થયું હતું! જુઠ્ઠી આ જગતના કાયદા તે ભોલી ભાલી કદી સમજી શકી નહિ! તેણી તે રાણી તરફ ઘણાં ગુસ્સાથીજ જોઈ રહી. બનવાજોગ હતું કે તે વફાદાર દાયા એક પળના હેવાન્યત ઝનુનથી કંઇક જોવા સરખુંજ કરી બેસતે પણ એવામાં એક ખુલ્લો બુલંદ અવાઝ તે હોલમાં પ્રગટ સંભળાયો.

"તારાં પાપોની તોજેશ બરાબર કરી લે, ડેના!" સઘળાંની ભારે અજાયબી વચ્ચે કીંગ નીઆલ તે શાહી મોહરદાર તરફ જોઈ ઘણા ગમખ્વાર તોપણ કરડા અવાજે બોલતો હતો, "એ દીલે દીલાવરની મારી તો હવે

તું કદી મેળવી શકવાનીજ નથી પણ એનાં ચહેરા પર પ્રગટી રહેલું પવિત્ર સન્યાસીપણું જોઇને તું હજી બી કંઈ સબક શીખે તો બહેતર અને નહિ તો ખચ્ચીતજ તું મારી બાજુમાં મારાં તખ્ત પર બેસવાને લાયક નથી !"

સર આઇવરની બાજુમાં પડેલી તે રાણી ઉઠી ઉભી થઈ. તેણીનાં હાથ કીંગ નીઆલ તરફ લંબાયા જ્યારે એક કારમી ચીસ તે ઝાહેલ ઓરતના મુખમાંથી નીકળી પડી ! એ પછી બાલ પીખતી કપડાં ચાક કરતી તે એક દીવાનીનીજ અદાથી કીલ્યાણ કરતી તેઓ સર્વે પર ધસવા લાગી !

સૌ કોઈ બે ઘડી આગમચ એક નકલી યુદ્ધ જોઈ વાહવાહ કરતાં ખુશાલ હતાં તે આ ખરૂંજ હેબતનાક પરિણામ જોઇને અવાચક ગોયા શકિત હિન થઈ પડયાં.

તે એક ખરેખરી 'ટ્રેજેડી' હતી! એક વારની તે તુમાખી રોબવંત ક્વીન ડેના મગઝથી બેમગઝ બની ગયલી તે સુંદર લાંબા રાતા સુનેરી બાલો પીખી નાખતી, તે લાંબા રાતા ક્લોકનાં ચીરેચે ચીરીયાં ઉરાડી મુકતી ઘડીમાં હસ્તી તો ઘડીમાં રડીને ચીચ્યારી પાડતી જોવાનું જેટલું હૃદયભેદક તેટલુંજ ચાનકરૂપી હતું.

તે એકજ કલાકમાં બની ગયલા ઉપરાસાપરી ઉશ્કેરણીભર્યા બનાવોથી તે શાહબાનુ પોતાની મગજ શકિતજ ગુમાવી બેઠી ! લેડી આઇચને તેણીને ભર દરબારમાં કીધેલું તે ખુલ્લું અપમાન, તે ઉપરથી વધી પડેલી તે બન્ને ઓરતો વચ્ચેની સખ્ત શબ્દોની લડાઇ, આઇવરનું મોહત, અને સેવટ તે શાહી કોર્ટમાં ફુટી ગયલો પોતાનાં તે જીગરનો ભરમ એ સવેથી તે ગરૂરી રાણીનાં હોશકોશ તો લેવાઇજ ગયા હતા; તેટલાં કીંગ નીઆલનેં મહોડેથી તે ઠપકાના શબ્દો સાંભળતાં તો તે તમામ વિચાર શકિતજ ખોહી બેઠી! અરે! રે! જે સદા મગરૂરીમાં સર ખેંચી ઉચ્ચામાં ઉચ્ચા આસાન પર બીરાજનાર તે આજે છેક પગો હેઠળની ખાકમાં રગદાઈ ગઈ હતી! તો, એવી એક પોતાની ખરી સ્થિતિનું ભાન કરતા પાગલ બની જાય તેમાં શી નવાઈ!

આહા! આખરે ને અંતે બી ત્યારે ક્વીન ડેના, પોતાને સૌથી ઉચ્ચે ઉપારેની ગણુતી તે તુમાખી શાહબાનું, આઇવર માટેના પ્યારનેજ ખાતર આ ફેજે પોંહચી હતી! એ શું કુદરત તરફની વ્યાજબીજ શિક્ષા ન હતી?

કીંગ નીઆલના હુકમથી તે દિવાની રાણીને પરહેજ કરી મહેલનાં અંદરનાં ભાગમાં એ પછી જલદીજ લઇ જવામાં આવી!

તે પવિત્ર રાત્રે ને તે શરૂ થતા ક્રીસમસ ડે ના કલાકે તે મહેલ પર જે ગજબ અચાનક હુમલા મીસાલ તુટી પડયો તેમાંથી સાવધ થતાં તે સર્વેની લાગણીએ ઘણોક વખત લીધો અને અહીં હવે આ ગમનાક સીહા સફા પર આપણે પણ પડદો ઉતારીશું.

બુઢી મૉડ્ડ, તે વફાદારીનું પુતળું થોડાજ દિવસ ઝુરપંજરમાં એ પછી જીવી પણ લેડી આઇગ્રન જીવી ત્યાં તક એ કારમો કલાક વીસરી જઈ શકી નહિ! અને તેણીનાં પાછલા દિવસો તે કેમ પુરા કરતી હતી તે તો આપણે પહેલ્લાં પ્રકરણમાં વિસ્તારે વાંચી આવ્યાં છીએ.

અજબ જેવું તો એ કે તે વડો, સાંવલો અને ગમગીન બેટો જે બીજા અને નાહના રોશનચહેરનાં પ્રકાશ અને ખુશનુદી આગળ રાત્રીનાં અંધકાર જેવો તેણીને મન હતો તે તેણીની જીંદગીમાંથી ચાલી ગયા પછી તો તે જીવન બીલકુલ અંધારૂ અને સુનકારજ થઇ પડયું! અને તેથી રોજ પુરાણા તે નોર્મન ચર્ચમાં સર આઇવર મૅકડોશની કબર પર બનાવેલી તે લોખંડી આકૃતીનાં દર્શન કરવા તે માતા જતી અને ત્યાં પછડાઇ મુગી ભક્તિ અને પશ્ચાતાપના વિલાપમાં કલાકો તક દબાઇ રહેતી એજ તેણીની બાકી રહેલી જીંદગીનું મુખ્ય અને રોજીંદુ કાર્ય થઇ પડયું.

કીંગ નીઆલે પોતાની પરણેતર માટે એજ અનુમાન ખેંચ્યું કે પોતાની હલકી વાસનાના ભર દરબારમાં થઈ ગએલા એકરારની ખેજાલત, પ્યારની હાર અને આઇવરનો સદાનો વિયોગ એ સામટી લાગણીની જાલેમ જકડમાં અસીર બની ગયલી તે ઝનુની જુસ્સાદાર ઓરત દિવાની થઇ ગઈ હતી. પણ ગરીબ તે ભર્થાર! તેણીનું વધતું પાપ તો તેની ભોલી નજરોથી

ઢંકાએલુંજ રહયું, અને ક્વીન ડેના માટે એટલું બી નસીબવંતજ થયું. ઇલડેરીમ સંબંધનો તેણીનાં જીગરનો નવીન ઉછાળો કોઈ જુલ્મી દોરની વધતીજ ખાનાખરાબી પેશ કરે તે આગમચ દયાળુ ખુદાએ તે ગુનેહગાર પર રહેમ કરી તેણીને વધતાં પાપો કરતી અટકાવી અને તેણીથી ઇજા પામનારાઓનો સવખતે બચાવ કીધો, પણ તેણીનો કીસ્સો તો કંઇ કાળો સુધી તેઓથી ભુલાયો ભુસરાયો નહિજ! અને એ રીતે એક પળ આગમચજ લેડી આઇ-અને દીધેલા શ્રાપ તેણીને ગોયા આબાદજ ફળ્યા.

સર્વેના તે પ્યારા, દીલાવર સર આઇવરના મરણને એક અંદાજાસર અરસો વિત્યા બાદ સર ઇલિડેરીમ અને પ્રીનસેસ રોહનાની સાઝવારી થઇ! અને તે શાદીરામશનીમાં કીંગ નીઆલની દરબાર તે પછીથી પાછી હસતી રમતી બની ગઈ!

અને વ્હાલા વાંચક, એ રીતે અત્રે તો "ધુપ" અને "છાંવ", ખુલ્લો તેજસ્વી ચળકાટ અને ભુરો પડછાયો, ખુશી અને ગમી એ બે વચ્ચેનું ભયંકર યુદ્ધ ખતમ થયું; પણ રોઝે અવ્વલથી ચાલતો આવેલો એ ઝઘડો કે જેમાં જીંદગી અને જગતના જોડાણનું મહત્વ એટલું સાબુત છે કે આ દુન્યામાં તો રોઝે કયામત સુધી તે ચાલ્યાજ કરશે! બન્ને વગર દુન્યામાં રહેવાતું કે જીવાતું નથી! બન્ને એકસરખાં જરૂરી છે! દિવસની રોશની અને રાતના અંધકારમાં આપણે દમ ભર્યે છીએ તો કહે વાંચનાર, ધુપ છાંવની આ દોરંગી દુન્યામાં વધારે સારૂં શું? કોઇજ નહિ! તે કીર્તારની સરજીત તમામ પેદાશ એક સરખી પવિત્ર ને પ્રકાશીત છે અને રહેશે!



# ડાવેજર લેડી કોપીંગટન.

ઇંગ્રેજી સંસારની એક વાર્તા.

લખનારઃ—**દીલબર.**

## પ્રકરણ ૧.

"આય પેલી ડાવેજર લેડી કોપીંગટન અહીં રહેછ. કહેછ કે ઘણી દેખાવલી છોકરી છે. મેં તો નજરે હજી સુધી જોઈ બી નથી. એ પેલા બુઢા ઉમરાવને વગર શકે તેના ખેતાબ અને મબલખ દોલત માટેજ પરણી હશે. એનો સાવકો દીકરો અને તેની બાયડી એ ડાવેજર કરતાં ત્રીસ વર્ષ ઉમરમાં મોટાં છે અને વળી કંઈ પણ બચ્ચાંકચ્ચાંવાળા ન હોવાથી એ ડાવેજરનાંજ છ વર્ષનાં નાનાં છોકરાંને ઉમરાવપદ ઉપર આવવાનો મજાનો ચાન્સ છે. હાલના લોર્ડ કોપીંગટનને એ જરા થઇને ગમતું નથી. એ માટે એ ઘણો દીલગીર છે. એના બાપ પાછા પરણ્યા ત્યારે એણે તેવણ સાથ સખત ઝઘડો વટીક કર્યો હતો એવું મને યાદ છે. અને લોકોના બોલવા પ્રમાણે તો તે બુઢા ઉમરાવના મરણ પછી એ બાઈ પોતાના નાહના દીકરાને લઇને તુરતજ ઘર છોડી ગઇ હતી અને આ દાવર હાઉસમાં આવીને ત્યાર પછીની રહેલી છે. બિચારી કેટલી જુવાન ને કેટલી કમનસીબ! મને તો એની ઘણી દયા આવેછ. હા, પણ, ત્રેવર ડીઅર, પછી તું શું કેહતો'તો?"

"તે તો હું ભુલીજ ગયો," ત્રેવર હસીને બોલ્યો, "હા, યાદ આવ્યું. હું રાઇફલ રેન્ઝને માટે કંઇ કેહવા જતો હતો. પણ, મમ્મા ડીઅર, જવા દો તે વાત, તમે લેડી કોપીંગટનનીજ વાત આગળ ચલાવો. મને એમાં ઘણો રસ પડેછ."

"પણ તું હસેછ શાનો તેની મને નથી સમજ પડતી," મીસીસ ડેનજરફીલ્ડે વાંધો ઉઠાવતાં કહયું, "પણ પેલહેમ રાઇફલ રેન્જ માટે તું શું જાણવા માંગતો'તો? હાલના લોર્ડ કોપીંગટનના નામ ઉપરથી એને એ નામ આપવામાં આવેલું છે. એ એનો સ્થાપક છે. એ એક ખાનગી કલબ છે પણ તેમાં તુંને દાખલ કરવામાં આવશે."

"એમ." કેપટન ડેનજરફીલ્ડે હજી મોઘમમાં હસતાં જણાવ્યું, "પણ મારી ભલામણ કોણ કરશે? તમે, પપ્પા કે આપણો થોમસ?"

"તું તારી મશકેરી મુકવાનોજ નથી. શું?" મીસીસ ડેનજરફીલ્ડે જરા ગુસ્સે થતાં પણ ગુંચવાડા સહીત કહયું, "તુંને દાખલ થવામાં મુશકેલી શા વાસ્તે પડવી જોઇએ તે હું સમજી શકતી નથી. તારા પપા લોર્ડ કોપીંગટન ઉપર લખશે. કહેછ કે એ ઘણો લાયકીવાળો અને સભ્ય માણસ છે."

"તેમ હોવોજ જોઇએ," કેપટન ડેનજરફીલ્ડે કબુલ્યું, "સભ્ય અને લાયકીવાળો બન્ને. ડાવેજરનું પણ તેને માટે એજ મત હશે. હલ્લો થોમસ, કેમ ગાડી ઉભી કેમ રાખી?"

"માસ્તર ટ્રેવર રસ્તા ઉપર જુઓની એક નાનો ચેકુસ બરાબર વચમાં ઉભો રહયોછ તે ખીસવાજ ના પાડેછ."

કેપટન ડેનજરફીલ્ડે ગાડીમાંથી બાહર ડોકાવ્યું તો એક અતી ખુબસુરત નાનું ભુલકું તેઓની ગાડીના ઘોડાના લગભગ નાક આગળ આવી ઉભું હતું.

થાકથી તે હાંફતું હતું પરંતુ ઘોડાનો કે ગાડીમાં કચડાઇ જવાનો ભય તે નાનાં બાલુડાંને બીલકુલ લાગતો ન હતો.

કેપટન ડેનજરફીલ્ડ તે ગાડીમાંથી ઉતરીને તે બાળક આગળ ગયો.

"હલ્લો યુ રાસકલ," તે પોકાર્યો, "શું છે. ઘોડાગાડીની છેક નજદીકમાં જવામાં જોખમ છે તે તું જાણતો નથી શુ? ખસી જા."

પણ પેલા નાના બાળકે બજીદાઇથી હઠી જવા ના પાડી. તેણે પોતાની કાળી ભમ્મર ચશમો ઉઠાવીને ડેનજરફીલ્ડ ભણી જોયું.

"હું ઘોડાઓથી જરાબી બીહતો નથી." તે બાળકે ધીમેથી જવાબ કર્યો, "પ્લીઝ, હું તમારા કોચમેન પાસ બેસીને મારા ઘેરના દરવાજા સુધી જવા માંગુછ."

"એમ છે? તો ત્યારે આ લેડીની તારે રજા લેવી જોઇશે. આ ગાડી મારી નથી."

"હું રોલો કોપીંગટન છું." તે બાળકે કંઈ તુમાખથી પોતાનું નામ ભપકામાં કહયું. જાણે તે નામમાં બધો ખુલાસો સમાઈ જતો હોય એમ તે સમજતો હોય એવો તેનો હાવભાવ હતો. કેપટન ડેનજરફીલ્ડ તે નાનાં બાળકને પોતાની માતા આગળ ઉંચકી લઇ ગયો. મીસીસ ડેનજરફીલ્ડ તે બાળકની ખુબસુરતીથી છક અને ખુશી થઈ ગયાં.

"ડાવેજર લેડી કોપીંગટનનો એ છોકરો હોવો જોઇએ," તેવણ બોલ્યા, "તું શું કહેછ, ડીઅર, તારે કોચબોક્ષ ઉપર બેસવું છ? વાય, સરટનલી યુ મે."

"ચાલ ત્યારે બેસી જા," કેપટન ડેનજરફીલ્ડે તેને ઉંચકીને કોચબોક્ષ ઉપર ગોઠવી દેતાં કહયું, "પણ જોજે સમાલીને બેસજે, ગબડી ના પડતો."

"અરે ગબડી શાનો પડે મને બરાબર બેસ્તાં આવડેછ ને વળી હાંકતાંબી."

તે ગાડી હવે આગળ ચાલી અને થોડાજ વારમાં તેઓ આગળથી એક ડોગકાર્ટ ધસારાબંધ સામી પસાર થઇ ગઈ. તેમાં એક ઉમ્મરે પુગેલો જેવો ગૃહસ્થ બેઠેલો હતો કે જેણે બહુ કરડાઇથી તે કોચબોક્ષ ઉપર બેઠેલા નાના રોલો કોપીંગટન ભણી જોયું. તે ડોગકાર્ટના પસાર થઇ જવા પછી નાનો રોલો ગાડીમાં બેઠેલાઓ તરફ ફર્યો અને પોતાનાં નાના ચહેરા ઉપર

ઘણાં ખીજવાટનાં દેખાવ સાથ બોલ્યો, "એ ગયો તે મારો ભાઇ. હું એને ધિકકારૂં છ. મારાં મમ્માંબી એને ધિકકારેછ. જ્યારે હોયછ ત્યારે એ લોકો લડાયછ."

મીસીસ ડેનજરફીલ્ડ અચરત થઈ ગયલાં દીસ્યાં.

"મારાં મમ્માં ઘણાં બાહદુર છે જો," નાના રેલોએ આગળ ચલાવ્યું, "એ ગમે તેટલો ગુસ્સે થાયછ પણ મમી ડીઅર તો હસ્યાજ કરેછ. મમ્મા એનું ખુબ પાકવેછ. એને ગુસ્સાથી ઘેલોજ કરી મુકેછ. એ ગુસ્સે થાયછ ત્યારે ઘણો ફની લાગેછ. એ મને મારીકુટીને ઇસ્કોલમાં મોકલવા માંગેછ. પણ દસ વર્ષનો થયા વગર હું નથી જવાનો, મારા મમ્માં બી એમજ કહેછ. મારાં મમ્મા—ઓ પ્લીઝ મને એકદમ નિચે ઉતારો, લેટ મી ડાઉન, મારાં મમ્માંજ આવેછ." થોમસે ગાડી ઉભી રાખી દીધી અને કેપટન ડેનજરફીલ્ડે તે નાનાં ભુલકાંને નિચે ઉતાર્યું. નાનો રેલો પોતાની મા પાસ જલદી દોડી જવા માટે બહુજ તતરવીખો પડયો હતો છતાં તે ગાડીના દરવાજા આગળ પ્રથમ આવ્યો.

"ગુડબાઇ, તમે અમને મળવા કોઇ દિવસ જરૂર આવજો. આવશોની? અને આય ઘોડાઓને બી જરૂર લાવજો." અને એટલું કહી નાનો રેલો પોતાની માના આવતા આકાર ભણી ધસારાબંધ દોડયો. તે વ્હાલસોઇ મા પણ પોતાના વ્હાલા બેટાને સામેથી દોડતો આવતો જોઇને પોતે પણ ખુશાથી પ્રફુલ્લીત બનેલી તે પોતાની દુનીયાની દોલતને ભેટવા સાંમી દોડવા લાગી અને નજદીક આવતાં તે નાનાં બચ્ચાંને પોતાના પેટ પાસામાં દાબી ચાંપીને ભચડી મુકયો. તે બન્નેની ખુશાલી અનહદ અને અનેરી હતી. કેપટન ડેનજરફીલ્ડ તે દેખાવ જોઇને મનથી ઘણો અચરત તેમજ આનંદી થયો. તે એક ઘણો નજીવો બનાવ હતો છતાં માતાની પ્યારની બલહારીના એક અવનવા નમુના તરીકે તે તેના મગજમાં છપાઈ ગયો.

---

## પ્રકરણ ૨.

કેપટન ટ્રેવર ડેનજરફીલ્ડને બધા ઉડીયા વા લાગતા હતા. તેને બહુજ એકલવાયુ લાગતું હતું. તેનો વખત નીઠતાં નીઠતો ન હતો. હિન્દુસ્થાન ખાતે લશકરી નોકરી બજાવીને તે છેક પાંચ વર્ષે એક અઠવાડયું થયુંનોજ ઇગ્લાંડ ખાતે પોતાના બાપને મકાને એક ટુંક રજા ભોગવવા આવ્યો હતો. લશકરી નોકરીની ધાંધલ પછીની આ શાંત ગામડેની જીંદગી તેને બીલકુલ અનુકુળ આવતી નહિ હતી. અહીં તો તે સવારે સકાળેથી ઉઠતો, પાંચ છ માઇલ ખેતરોમાં ફરી આવતો, જો કે તે તેને ગમતું હતું છતાં તે એક ઘોડા ઉપર સવાર થઇને એથી બમણા માઇલો ગેલપ કરી આવવાનું જ્યાદા પસંદ કરતે કેમકે તે હિન્દુસ્તાનમાં તે મુજબ ટેવાયલો હતો. પછી તે નાસ્તો લેતો અને તે બાદ પોતાના વૃધ્ધ પિતાની સાથ બાગમાં તેને મદદ કરવા ઉતરતો. પોતાના બાગની રખેવાલીમાં અને પાસબાનીમાં પોતાના પિતાજીને હદ વિનાની ઉલટ લેતાં જોઇને તેને ઘણી રમુજ ઉપજતી.

પછી બપોરે જમવાનો સમય થતો અને જમીને તેના પિતા તો રાએ-તાનો વિસામો લેવા પોતાના બીછાનામાં જતા. આજે તેની માતાએ કોપીંગ-ટન પાર્કમાં પોતાની સાથે ફરવા આવવાનું તેને આમંત્રણ કર્યું, "માઇ ડીઅર, એ બધી જગ્યાઓ ફેરવાઇ ગયલી છે. તું એ નવેસરની બદલાઈ ચુકેલી જગાઓ જોઇને છક થઈ જશે."

અને તેમ તેએ ગાડીમાં સવાર થઇને ઘર બાહર નિકળ્યાં. રસ્તામાં તેઓને રોલો કોપીંગટનનો ભેટો થયો અને તેની વ્હાલી માતાએ ડાવેજર લેડી કોપીંગટન માટે જે વાતો કરી તે સિવાય કશાં બીજાંથી કેપટન ડેનજરફીલ્ડ આકર્ષાઈ શકયો નહિ. તે બન્ને મા દીકરા ટી ટાઇમે ઘરે પાછાં

ફર્યાં અને પાછો ટ્રેવર આ ૭ મહિનાની તેની આ લાંબી રજા આવા કબર જેવા એકાંતવાસમાં કેમ વીતશે તે માટે મુન્જાવા લાગ્યો. ડીનરનો વખત થતાં તે ડીનર લેવા ઉતર્યો, અને પીરસાયલું સાદું પણ સ્વાદીષ્ટ ખાણું તેણે ગુપચુપ ખાધું. તે જાણતો હતો કે આમજ તેને બાકીના બધા દિવસો કાહડવાના હતા અને ખચ્ચીતજ તે તેના જેવા ચટપટીયા જીવ માટે તો ભયાનક આફતરૂપ હતા. જમી લીધા પછી તેના માતપિતા હંમેશાં પાના રમવા બેસતાં અને કલાક બે કલાક એમ તે બેઉ બુઢાંઓ પોતાને સોહોવારી લેતાં. આ વખતે તમામ એકલો પડેલો કેપટન ડેનજરફીલ્ડ ઘર બાહર નિકળી પડયો. સુર્યનારયણ અસ્ત પામેલા હોવાથી અંધકાર ફેલાઈ રહયો હતો અને ચાંદ પણ તળુ થયલો ન હોવાથી ત્યાં સર્વત્ર કાળાશ વ્યાપિ રહેલો નજરે આવતો હતો. તે પોતાના ઘરમાંથી બાહર પડીને ખેતરોને રસ્તે ચાલવા લાગ્યો. અહિં તહિં ભરાઈ બેઠેલા જનજનાવરો તેના પગલાંના પડઘાથી ચમકી ઉઠીને નાહસભાગમાં પડી જતાં તેણે જોયા. તે એમ પોતાના વિચારોમાં આગળ ને આગળ ચાલી જતો હતો તેટલાં એક તીણી સીસોટીનો સાહદ તેને કાંને આવ્યો અને તે ચમકીને ઉભો રહી ગયો. જરા વારમાં પાછો તેજ સાહદ જરા વધારે લંબાઇને અને વધારે પરગરો તેને કાંને પડયો. એ શું હતું! તે અજબ થયો. વગર શકે તે એક સીગનલ હતી. મગર શાની? ચોરાંટ-યાઓનો દોર તે તરફ અવારનવાર જારી થતો હતો એમ તે જાણતો હોવાથી તે તુરત બેદાર થઈ ગયો અને જે બાજુથી તે સાહદ આવ્યો હતો તે તરફ સાવચેતીથી મગર ધસારાબંધ ચાલ્યો. એક ગીચ ઝાડીની ઘટા આગળ આવી પુગતાં તેણે તે ઝાડોની બીજી બાજુએજ કોઇના ચાલ-વાના પગલાંનો નરમ અવાજ આબાદ સાંભળ્યો અને પછી એક ધીમો અ-વાજ તેના કાને આવી પડયો.

"તમે જવાબ કેમ આપતા નથી? તમારી ધારણા મને બીહધરાવવાની લાગેછ. પણ તમે ફાવવાના નથી. મેં તમને કયારના જોયલા છે. ચાલો, આ લઈ લેવ અને જાઓ. ગુડ નાઇટ."

તે શબ્દના સાહદમાં ગુસ્સાનો ગુંગવાટો અને ધિકકારનો છાપ જો કે તે ધીમો હતો છતાં આબાદ સમાયલો ડેનજરફીલ્ડે બરાબર જોયો અને બરાબર તેજ વખતે તેનાં પગો પાસ એક નાનુ સફેદ પરબીડું આવી પડયું. અને ઝાડીની પેલી બાજુનો આકાર ઝડપથી ચાલી જતો જોવાયો.

એક પળ ટ્રેવર ડેનજરફીલ્ડ સ્તબધ બનેલો ખામોશ ઉભો. પછી ઝટ વાંકો વળીને પેલું પરબીડું ઉપાડી લીધું અને તે જતા આકારની પુઠે ધાયો. તે તે નાહસી જતા આકારના ધીમા પગલાંના પડકાર ઉપરથી દોરવાઇને તેની પુઠે પુઠે ધસ્યો. અને જરાજ વારમાં તે આકાર એક ઓરતનો હતો એમ તેના કપડાં ઉપરથી તે ખુલાસાવાર જોઇ શકયો. હવે તેણે પોતાની ઝડપ બમણી કરી. પણ તેજ વખત તે આકાર એક બાજુની ઝાડીમાં અલોપ થઇ ગયો. તે ઝડપથી તે તરફ દોડયો પણ તેજ વખતે ઝાડની એક નાની ડાખલીનો સાબુત માર તેના મોહડા ઉપર આવીને પડયો અને તે એક દુઃખની કળ સાથ પાછો હઠયો. તેણે પોતાના મોહડા ઉપર હાથ ફેરવ્યો તો બે ત્રણ ઠેકાણેથી તે લોહી ઝઝરતું થઈ ગયલું માલમ પડયું. તેજ વખતે એક નરમ ધિકકારભર્યા હસવાનો સાદ તેણે પાછો સાંભળ્યો. પણ તે તરફ દોડી જતાં તેણે જોયું કે તે ત્યાં એકલોજ હતો.

પોતાની શોધમાં નાસીપાસ થયલો તે હવે પોતાને ઘરે પાછો ફર્યો. તેની માતાએ તેને દાખલ થતાં સાથ તેના મોહડા ઉપરના ચીરાઓ જોયા અને તે ગભરાટથી પુકારી ઉઠી, "માઇ ડીઅર ટ્રેવર, એ તુંને શું થયું? તુંને એટલું મોડું કેમ થયું?"

"કંઈ નહિ, મમ્મા, બીહો ના, એ તો ખેતરોમાં રખડતાં અંધારામાં મને એક ડાંખલી વાગી. તમે મારે માટે બંદગી સારૂ ખોટી થતાં હશો, આઇ એમ સોરી." પછી તે નાના સંપીલાં કુટુંબે રાતના બીછાને જવા અગાઉની રાએતાની બંદગી મામુલ મુજબ કરી લીધી. અને પછી સઉ સઉના કમરામાં સુવા માટે વિદાય થયાં.

પોતાના રૂમમાં જઇને કેપટન ડેનજરફીલ્ડે પેલું અનાયાસે તેને મળેલું એનવલપ પોતાના ખીસાંમાંથી બાહર ખેંચી કાહડયું અને ટેબલ ઉપર મુકયું. તેણે જોયું કે તે લગાર ફુલેલું અને ભારે હતું.

હવે તે શું કરે? આ જબરજસ્તીથી મળવા પામેલા પરબીડાંને ફાડયા વિના તેની પાસે બીજો દીરગ શો હતો? તે ફાડીને તેમાંથી તે ભરમને લગતો કંઇ ખુલાસો જાણવાની જરૂર શું તેને નહિ હતી? પણ તેણે તે એનવેલપ ખોલતાંજ નાસીપાસી સાથ જોયું કે અંદર ફકત બેંકનોટસો હતી. કશું બી કાગળ નહિ હતું. કશી બી બીજી નીશાની નહિ હતી. તેણે ગણી જોતાં જણાયું કે તે બધી મળીને ૧૫૦ પાઉંડની ગવરમેન્ટ કરનસી નોટો હતી. તેણે તુરતજ તે ઓરડામાં ટાંગેલાં કેલેન્ડર ભણી જોયું. આજે ૨૫ મી માર્ચ હતી. તેણે તે તારીખ તે પરબીડાં ઉપર લખી લીધી અને પછી નોટો તે માંહે પાછી મુકી દઇને પોતાના ખીસાંમાં મેલી.

"મને લાગેછ કે જ્યાં છે ત્યાં કોઈ બિચારી બાઇને બ્લેકમેલ કરવામાં આવેછ. શુ આ રસ્તેથી કે જ્યાંથી એ મને મલ્યું ત્યાંથી દાવર હાઉસમાં જવાતું હશે? વેલ આઇ વન્ડર? સવારનાં પહેલું કામ હું એ જોવાનું કરશ.

## પ્રકરણ ૩.

બીજે દિવસે રવીવાર હતો. અને ટ્રેવરને પોતાના માબાપ સાથ દેવલમાં જવાનું હતું. તેના માબાપ ધાર્મીક યકીનદારીમાં બહુ ચીવ્વટ હતાં. અને કોઈ પણ રવીવારે દેવલમાં જવાને હરગેજ થઇને ચુકતાં નહિ હતાં. તે તેથી બહુ વહેલ્લો ઉઠયો. અને તેના ઘરખટલાનું કોઈ પણ માણસ જાગે

તે અગાઉ તે ઘરબાહર નિકળ્યો. તે ગઈ રાતની પેલી યાદગાર જગ્યાએ ઝડપથી પહોંચી ગયો. અને ત્યાંની અતરાફનો બરાબર વિચાર કરીને તે ચોક્કસ એવાજ અનુમાન ઉપર આવ્યો કે ત્યાંથી એક આડકત્રે રસ્તે દાવર હાઉસ ભણી બેશક જવાતું હતું ત્યારે તેનું અનુમાનજ ખરૂં હતું. તે કાંઈ ભુલ કરતોતો નહિ હતો. શું તે બનવાજોગ હતું ? એક ઓરતનાં ભિત્તરનો ભેદ પરાણે જાણી લેવા તે બીલકુલ ઇંતેજાર નહિ હતો. તે એક સુખ્યો સદ્‌ગ્રહસ્થ હતો અને કોઇના પણ બાતેનના ભરમોમાં જાણઅજાણ માથું મારવા મુતલગ તલબગાર નહિ હતો. મગર તો બી આ બાબત જરૂરી હતી. તેની ગમે એટલી પણ અનઇચ્છા છતાં તેને એક ત્રાપ મારનારનો યા તો જાસુસનોં અવશ્ય ભાગ ભજવવો પડનાર હતો.

તે પોતાના માબાપની સાથે દેવલમાં ગયો. તે ગામના જુજવી લોકોનું એક નાનું ગેધરીંગ ત્યાં ભેગું થયલું હતું. પણ કોપીંગટનવાળાઓ માંહેલું કોઈ પણ ત્યાં હાજર નહિ હતું. તેણે પોતાની માયને તે વિષે સવાલ કર્યો.

"એ લોકો અહિં કદી આવતાંજ નથી," મીસીસ ડેનજરફીલ્ડે જવાબમાં જણાવ્યું, "એ લોકને અહિંના પાદરીની ગંધ ગમતી નથી. લેડી કોપીંગટન તુમાખનું ઠીચકું છે."

"અને ડવેજર ?" ટ્રેવરે પાછો સવાલ પુછયો.

"તેણી તો કેદે બી જતીજ નથી એવી મને ખબર છે. જો કે પોતાના બુઢા ભરથાર સાથ તો તેણી ચાલુ દેવલમાં હાજરી આપતી હતી. પણ તેના મરણ પછી તો તેણીએ કેથે બી બાહર જવાનું તદનજ તજી દીધું છે. ડાવેજર લેડી કોપીંગટન માટે લોકોમાં એવું એવું ને એટલું એટલું તો બોલાયછ કે તેનો શુમારજ નથી. નિંદા ઘણી ઘાતકી ચીજ છે. એટલુંજ નહિ પણ સાવ અક્કલહીન પણ છે. એ હજી એક બચ્ચુંજ છે. જો કે એક બચ્ચાંની માય છે. એને હાલના લોર્ડ કોપીંગટન કે તેના કુટુંબ સાથ બનતુંજ નથી. તે પોતે એકલવાઇજ અલાહેદી રહેછ, એણે પોતાનો

બધો જીવ પોતાનાં બચ્ચાંમાં ભરી મુકેલો છે. મેં પોતે પણ એ ડાવેજરને નજદીકમાંથી જોઈ નથી પણ લોક કહેછ કે તેણી ઘણી ખુબસુરત અને તેણીનું હસ્વાનું ઘણું દીલજીત છે." મીસીસ ડેનજરફીલ્ડે ડાવેજર લેડી કોપીંગટનનું દાસતાન ચાલુજ રાખ્યું અને કેપટન ડેનજરફીલ્ડે તે બધું આતુરતાથી સમજી લીધું. ડાવેજરના સમાગમમાં તેને બહુ વિચિત્ર રીતે આવવાનું થતું હતું. પેલી બેન્ક નોટસો હજી તેના ગજવામાં મોજુદ હતી. તે તે વિષે પોતાના માબાપને કેહવાનું વાજબી વિચારતો નહિ હતો. પોતાનાજ બુધ્ધિબળથી તે એ વાતનો નિર્ણય લાવવા ચાહતો હતો. બનવાજોગ હતું કે તે ઓરતની આબરૂ સાચવવાનું તેના હાથમાં આવી પડયું હોય અને તેની જાળવણી કરવાની તેની ફરજ એક ગૃહસ્થ અને એક સીપાહબચ્ચા તરીકે અનીવાર્ય અને પવિત્ર હતી. વળી તેને વિચાર આવ્યો કે એ બલેકમેલના પૈસા મેળવનારો પેલો ખરો ધણી હાલમાં શું વિચારતો હશે ને શું કરતો હશે? તે ડાવેજર લેડી કોપીંગટન ઉપર ખીજવાઈ ઉઠયો હશે અને કદાચ તેણીને સતાવણીઓ પણ કરતો હશે. પણ તેનાથી હાલમાં કશું પગલું ઉતાવલે ભરી ભરી શકાય એમ નહિ હતું.

બીજે દિવસે લોર્ડ કોપીંગટનનો ભેટો તેને અનાયાસે થઈ ગયો.

"કેપટન ડેનજરફીલ્ડ, આઈ થીન્ક," તેણે નમન કરીને તે વાતનો સ્વીકાર કર્યો.

"હું તમારેજ ત્યાં આવતો હતો. મને ગઈ કાલેજ ખબર પડી કે તમે અત્રે રજા ઉપર આવ્યા છો; અને મને લાગ્યું કે તમને અમારી રાઇફલ ક્લબમાં આવવાનું ગમશે."

"યુ આર વેરી ગુડ," ટ્રેવરે જવાબ કર્યો, "આઈ શુડ બી ડીલાઇટેડ."

"થેંકસ, ત્યારે આજે બપોરે જરૂર આવજો. મારે ત્યાં મારા કઝીનસો આવેલા છે. બેઉ લશકરમાં નોકરી છે અને બીજા બી એકબે મિત્રો છે. ત્રણને શુમારે આવશો જો તમને બીજું કંઈ વધારે અગત્યનું કામ નહિ હોય તો?"

કેપટન ડેનજરફીલ્ડે તે આમંત્રણનો ખુશાથી સ્વીકાર કર્યો અને તેઓ છુટા પડયા.

બપોરે મુકરર કરેલે વખતે તે રાઇફલ કલબ ઉપર ગયો.

"ડીયર યુ આર, તમેજ કેપટન ડેનજરફીલ્ડ કે ? તમને આવકાર આપવાનો મને હુકમ મળેલો છે મારો કઝીન મોડેથી આવવાનો છે." એક બાવીસ વર્ષની વયના તરૂણે ટ્રેવરને ચાંપીને શેકહેન્ડ કરતાં ઉત્સાહથી કહયું. "મારૂં નામ ગાઈ છે. અને હું કોપીંગટન કુટુંબનો છું. પેલો ઉભો છે તે મારો ભાઈ રોજર છે. અને પેલા બે શેઠયાઓ અહિંના વતનીઓ છે. બીલકુલ બેઅકલી અને બુબીઓ છે, વીસ વારને છેટેથી પણ એક ઘાસની ગંજ પણ વીંધી શકતા નથી. જોઉં તમારી ગન."

ડીનજરફીલ્ડે તે તુરત આપી અને તે બીજાઓ સાથ ઇન્ટ્રોડયુસ થયો.

ટ્રેવર અચ્છો નીશાનબાજ હતો અને તેને કેમ્પમાં શુટીંગની ચાલુ પ્રેક્ટીસ મળેલી હોવાથી તે પોતાના પુરા ફોર્મમાં હતો. તેણે એ કળાની પોતાની કુશળતાથી ત્યાં હાજર રહેલા સઘળાઓને છક કરી મેલ્યા.

"બાઈ જ્યોર્જ, યુ આર એ ક્રેક શોટ," ગાઇએ ખુશાલીથી બુમ પાડી. અને તેજ વખતે એક ઓરતનાં મીઠાં મંજુલ હસ્વાના સાદથી તેઓ સઘળા ખળભળી ઉઠયા. તેઓની જાણથી તમામ અંજાણ ડાવેજર લેડી કોપીંગટન તેઓ પાછળ આવી ઉભી રહી ગઈ હતી અને તેઓની રમત નીહાળતી હતી. ટ્રેવર ડેનજરફીલ્ડે જોયું કે તે એક ખરેખર સ્વરૂપવાન સુંદરી હતી.

"એકસલન્ટ," ડાવેજરે કહયું, "તમે ઘણાજ અચ્છા નીશાનબાજ છેવ."

કેપટન ટ્રેવરના હૈયાં તે કોમ્પલીમેન્ટથી હરખાઇ ગયાં અને તેણે પોતાની નજરો ઉઠાવીને તે રૂપસુંદર રમણીની મનોહર ચસ્મોમાં જોયું. તે બન્નેની આંખોના મેળાપે એક વિચિત્ર અસર તેઓના તનબદન ઉપર કરી. તે બન્ને ચસ્મો એક સામટી જુગી પડી.

"કમ નાઉ" ગાઇએ બુમ પાડી, "યુ હીટ, તમે પણ તમારી શુટીંગ

કળાનું ઇન્તેહાન દેખાડો. તમારા દેશના દરેક જન બી ફાઇનિ સોટસ રહેછ."

"માઇ ડીઅર બોયઝ, આજે વર્ષો થયાં મેં રાઇફ્લને ટચ કીધી બી નથી. હું એ વાપડવાનું હવે તો લગભગ ભુલી ગઇછ."

"ઓ, નોનસન્સ, ઓસ્ટ્રેલીયન્સો કદી કંઈ ચીજ ભુલતા નથી, કેપટન ડેનજરફીલ્ડ તમે તમારી બંદુક ભરો, અમે જોઇએછ કે એવણુ અહિંથી નાહસી જતાં નથી."

"તમે લોક ઘણાજ અડપલા છેવ," ડાવેજરે પ્રોટેસ્ટ કર્યો, "હું તો અહીં ફકત જોવા આવેલી. મને જો ફાયરીંગ કરતા પેલહેમ જોશે તો તેવણુ કાકાનો મીજાસ ચસકી જશે."

"હેંગ પેલહમ," ગાઈ પોકારી ઉઠયો. "એ તો હંમેશનોજ એવો છે."

કેપટન ડેનજરફીલ્ડે પોતાની રાઇફ્લ ભરીને તેણી સમક્ષ ધરી.

"શું એ મારે માટે છે?" ડાવેજરે સવાલ કર્યો. "એ કેમ વાપડવાની છે? ઓ આઈ સી, થેન્કસ ઇમેનસલી. હવે તમે બધા મારી આગળથી ખસી જાવ. હું ફાયર કરૂંછ," અને પછી તેણીએ નેમ લઇને બંદુક છોડી. કેપટન ડેનજરફીલ્ડ ચકીત થઈ ગયો. જે દ્રઢતાથી, જે મક્કમતાથી અને જે અચ્છી નીશાનબાજીથી તે જવાન તારૂણીએ નેમ લીધી તે જોઈ તે ખચ્ચીતજ હેરત રહયો. તે નાજુક રૂપસુંદરીએ ઘણી આબાદ નેમ લીધી હતી. અને બરાબરજ તારગેટની બુલસ આઇને વીંધી નાખી હતી. કેપટન ટ્રેવરસે તેણીને મુબારકબાદી આપી કે જે તેણીએ હસ્તે વદને સ્વીકારી.

તેણીએ તેની રાઇફ્લ તેના હાથમાં પાછી સ્વાધીન કરી અને પછી દુરથી આવતા પેલહેમને જોઇને પુકારી ઉઠી.

"જોવ પોર્યાઓ, મેં શું કહેલું પેલી ગમથી પેલહેમજ આવેછ. અને હું ફાયરીંગ કરતાં પકડાઈ ગઇછ. કેપટન ડેનજરફીલ્ડ, મને મળનાર ઠપકા માટે હું તમને જવાબદાર ગણુશ. કેમકે તમે મને બંદુક ભરી આપી હતી."

અને એટલું કહી તે રમણી એટલું તો મનઆકર્ષક દીલજીલ હસવું હસી પડી કે જેણે કેપટન ડેનજરફીલ્ડના હૃદયને સોસાર વીંધી નાખ્યું.

શું આ રૂપસુંદરી પોતાનો પાત્ર બરાબર ભજવી જાણનારી એક પાહવરડી એક્ટ્રેસ હતી યા તો હૃદયના ઉછળતા ઉમલકાઓને આધીન એક સ્વતંત્ર ભોલી બાળા હતી. કેપટન ડેનજરફીલ્ડે તેજ વખતે એ વાતનો નીર્ણય કરવાનો કસદ કરી જોયો. મગર તેણીના ખુશનુમા હસવાના ચલકાટ હેઠલ તે એટલો તો ગુમરાહ બની ગયો હતો કે તે કશાં પણ શેવટ ઉપર આવી શકયોજ નહિ.

## પ્રકરણ ૪

પેલહેમ, લોર્ડ કોપીંગટન, તે નાની ટોળકી તરફ ધીમે ધીમે આવ્યો, તેનાં ભવાંઓ ગુસ્સાથી ચઢેલાં હતાં અને કોઈ વાતથી ખાસ નાખુશ બનેલો તે લાગતો હતો.

"તમે આજે બપોરે ઘરમાંજ રેહશો એમ હું ધારતો હતો," તેણે પોતાની હેટ ઉંચકીને કંઈ કરડાકીથી તે શબ્દો ઉચ્ચાર્યા.

"એમ?" ડાવેજર લેડી કોપીંગટને હસી પડીને કહયું, "ત્યારે તમે મને હજી બરાબર પીછાણતાજ નથી."

"પણ મને લાગેછ કે તમારે એનગેજમેન્ટસો તો બરાબર પાળવાંજ જોઇએ," પેલહેમે તીખાસથી કહયું.

તે રૂપસુંદરીએ ટ્રેવર ડેનજરફીલ્ડ તરફ ઓચીંતું જોયું. અને પછી પાછી હસી પડી.

"હું કોઇને પણ જવાબ દેવાને બંધાયલી નથી," તેણીએ ખુશાલ દીલે નફકરો જવાબ આપ્યો, "સિવાય કે મારાં બેબીને."

પેલહેમે ટ્રેવર સાથે શેકહેન્ડ કરી તેને આવકાર આપ્યો અને તે માં દીકરાં વચ્ચેની ખટપટ હાલ તો હયાંજ અટકી.

"તમે બધાઓ આજે મારે ત્યાં ટી લેવા આવો. દાવર હાઉસ હોલ

થાને વધારે નજદીક છે. તમે બી ચાલો પેલહેમ. આ લીધા પછી આં લોકો પાછા નીશાનબાજીએ આવશે ત્યારે આપણે નીરાંતે બીઝનેસ સંબંધી વાતો કરીશું."

કેપટન ડેનજરફીલ્ડને લાગ્યું કે તે રમણી તે બધું બોલતી હતી ત્યારે પણ તેના તરફજ પોતાની તીરછી નીગાહો ફરકાવી રહી હતી. લોર્ડ કોપીંગટને કશો પણ જવાબ કર્યો નહિ. પણ તેણે બધાઓ ભેગું ડાવર હાઉસ તરફ ચાલુ મુકયું.

"મારા દીકરાને તે દિવસે તમે કોચબોક્ષ ઉપર બેસાડયો તે બધો ખુશખુશ થઈ ગયો હતો," ચાલતાં ચાલતાં ડાવેજરે પટપટારો કર્યો, "મીસીસ ડેનજરફીલ્ડની એ મેહરબાની માટે હું એવણની ઘણી ઉપકારી છું. હું તેવણને મળવા આવવા બહુ ઇંતેજાર છું. તેવણ મને મળશે?"

"મોટી ખુશી સાથ," ટ્રેવરે ધડગતે હૃદયે ખુશી સાથે કહયું, "તમે કયારે આવશો."

"જો બનશે તો કાલે," તેણીએ તુરત જવાબ કર્યો, "બપોરના એવણને ફાવશે, હું સાડાચારને સુમારે આવું તો કંઈ અડચણ છે?"

"જરા બી નહિ. તમારા દીકરાને બી સાથે લાવજો."

"કેપટન ડેનજરફીલ્ડ ઘણાજ અચ્છા નીશાનબાજ છે, પેલહેમ."

"હું એ સમજીને ખુશી છું." પેલહેમે કહયું. "પણ હમણાં તો તમારી નીશાનબાજીની પરીક્ષા થઈ રહેલી હતી."

"હા, ને તેથીજ તમને ખુશ થવાનું કારણ મળ્યું હશે. મારે ખુલાસો કરવો જોઇએ, કેપટન ડેનજરફીલ્ડ, કે હું એક ઓસ્ટ્રેલ્યન બુશ રેનજરની છોકરી છું અને છ વર્ષની ઉમરથી હું બંદુક વાપડતી આવી છું. તમારો રેકાર્ડ એટલો મગરૂરીભર્યો અલબતાં નહિજ હશે."

"બચ્ચીતજ નહિ."

"મારી નીશાનબાજીની શકિતનો ખુલાસો તમને એ પરથી મળ્યો હશે," તેણીએ એક અનેરૂ મધુર હસ્વું કરતાં કહયું.

ટ્રેવર ડેનજરફીલ્ડ પાછો ગુંચવાડામાં પડયો. તેણે જોયું કે લોર્ડ કોપીંગટનના ચેહરા ઉપર ખુલ્લી કરાજી ફેલાઈ રહી હતી કે જે અલબતાં ડાવેજરે પણ ચોકસ જોઈ હશે મગર તેણીને તેની ભલદરકાર દીસ્તી હતી અથવા તો જાણીજોઇને તે તેનો ગણુકાર કરતી નહિ હતી.

આખે રસ્તે તે રમણીએ તરેહવાર વાતો કર્યા કરી. ડાવર હાઉસમાં આવી પુગતાં તુરતજ ચા માટેની તૈયારીઓ ચાલી, નાનો રોલો દોડતો આવીને પોતાના પુરાણા ફ્રેન્ડ ટ્રેવરને ખુશાલીથી વળગી પડયો અને તેના ચેહરા ઉપરનાં ઇજાના માર્કાઓ જોઇને બોલ્યો.

"આ તમને શું લાગ્યુંછ, કોઈ સાથ લડવા ગયલા કે? મારાં મમ્માં કેહતાંતાં કે તમે તો સોલજર છેવ ને સોલજરોનું કામ તો લડાઇ કરવાનું."

"નહિ, હું છેલ્લા ત્રણ વરષ થયાં કોઈ પણ લડાઈ ઉપર ગયો નથી. એ તો રાતના અંધારાંમાં મને ઝાડની ડાંખલી વાગી."

"તમે ક્રીમયાની લડાઇમાં ભાગ લીધેલો કે?" રોલોએ નવો સવાલ કર્યો.

"નહિ, ત્યારે તો મારો જન્મ બી નહિ થયલો."

તે નાનો ચેકુસ આ જવાબથી અજબ થયલો દીસ્યો.

"મારા પપ્પા તો ક્રીમયાની લડાઇમાં લડેલા," તેણે ગુંચવાડાથી કહયું, "તમે શું મારા પપ્પા જેટલા ઘરડા નથી.

"નહિ."

"ત્યારે શું મારા મમ્મા જેટલા ઉમરવાળા છેવ?"

ડાવેજર લેડી કોપીંગટન આ વેળાએ કેપટન ડેનજરફીલ્ડના બચાવમાં હસ્તી આવી ઉભી.

"મારા વ્હાલા દીકરા, હું કેટલી ઘરડી છું તે કોઈ કોઈ જાણતું નથી ને ચાલ તું હવે તારી આયા પાસ ચાલી જા. અહીં તારૂં કામ નથી."

નાના રેલોએ જવાની આનાકાની કરી. તે કેપટન ડેનજરફીલ્ડથી છુટો પડવા દેખાઇતો નારાજ દીસ્તો હતો.

"તમે મારી સાથ ક્રીકેટ રમવા પાછા આવશો ?"

"હા, જરૂરજ," ડેનજરફીલ્ડે હસીને તેને વાહ્યો.

"મને તમે ઘણા ગમોછ," તે નાનાં બાળકે પટપટારો કર્યો,

"તમે મારા પપ્પા જેવા લાગોછ. જો કે તમે તેવણુની કાની ક્રીમયાની લડાઈ લડવા તો નથી ગયલા.'

અને કેપટન ડેનજરફીલ્ડને લાગ્યું કે તે ચતુર બાળકે પોતાના મન મુજબની સૌથી ઉંચી કોપલીમેન્ટ તેને આ શબ્દોમાં આપી હતી, ડાવેજર લેડી કોપીંગટન આ પછી નાના રેલોને ત્યાંથી ઉપાડી ગઈ અને કેપટન ટ્રેવરને લાગ્યું કે તે બન્ને મા દીકરા આ મોટા ઘરખટલામાં તમામ એકલ-વાયાં, તજાયલાં અને પરાયાં જેવા લાગતાં હતાં.

## પ્રકરણ ૫.

ડાવેજર લેડી કોપીંગટન બીજે દિવસે પોતાના આપ્યા વચન મુજબ ટ્રેવરના બાપને ઘરે બપોરના બારને સુમારે પધાર્યાં. ટ્રેવરેજ તેણીને આવકાર આપ્યો.

"મને તમને આવકાર આપવાની સત્તા મળેલી છે. મમ્માં રેડીગટનની દુકાને ટી સારૂ કેકસો લેવા ગયાં છે. હમણાજ પાછા આવતાં હશે અને તેટલાં તમારે મારી કમ્પની ચલાવી લેવી પડશે."

ટ્રેવરનું કહેવું સાંભળીને ડાવેજર એક ખુશાલ દીલજીત હસ્વું હસી પડી.

"બટ હાઉ ફની," તેણી બોલી, "ખાસ મારે સારૂ કેકસો લેવા મમ્માં જાતે બાહર નિકળ્યા. વેરી કાઇન્ડ ઓફ હર, પણ તમનેજ કાંય નહિ મોકલ્યા હશે?"

મને ?" ટ્રેવરે અજાયબી પ્રદર્શીત કરી, "શું તમે એમ ધારોછ કે મમ્મા આવું એક નાજુક કામ મને સોંપે ?"

"વોટ એ લવલી રૂમ! અને આય વાયોલેટસો કેટલા મજાના છે," એક ટેબલ ઉપર સુંદર રશીયન વાયોલેટસથી ભરેલું વાઝ જોઇને ડાવેજર લેડી કોપીંગટન ખુશ થઇને બોલ્યાં, "મને ફુલોનો અત્યંત શોખ છે. રોલો અને હું ફુલો તોડવા અવારનવાર ભટકીયેછ, કેપટન ડેનજરફીલ્ડ તમને ઇંગલાંડનાં ગામડાંની આ લાઇફ ગમેછ કે? કડવા આવતુ હોશે." તેણીએ એમ કહેતાં પોતાની મનોહર ચશમો તે જવાન સોલજરના ચેહરા ઉપર ઠેરવી.

"કડવા આવતુ હોશે પુછોછ? બોલોજ નાં. જીવતા જીવત કબરમાં પુરાવા જેવું અહીં તો કંઈ લાગેછ. આય શાંત જીંદગી કદાચ આપણે ઘરડાં થઇને પસંદ કરતાં થઇશું મગર આય આપણી ઉમરે તો તે તદનજ ન સાંખી શકાય એટલી ભયાનક છે." કેપટન ટ્રેવરે તે શબ્દો ભાર મેળીને સઘળા કહયા, જાણે તેના ઉપર ઠરી રહેલી ડાવેજરની જાદુઈ ચશમોના દબાણ હેઠલ તે બોલી રહયો હોય એમ તેને લાગ્યુ અને તે શબ્દો બોલાઈ ગયા પછી તેનાં મનમાં વળી એમ પણ વિચાર આવ્યો કે તેણે એવા વિચારો દરશાવવામાં શું ગફલતી કે ભુલ કરી હતી.

"ખચ્ચીતજ," ડાવેજરે ધીમેથી કહયું, "અહીંની જીંદગી તમે કહેછ તેવીજ આબાદ છે. તમે તો તેમાંથી થોડુંકમાં છુટા થશો. મર્દ માત્ર છુટો થઈ શકે પણ મારા જેવી એક દબાયલી અને એકલવાઈ ઓરતનું શું? તેણીને બાપડીને ઠરાવેલી સીમાઓ ને મુકરર કરેલીજ દીવાલોમાં રહેવાનું રહયું. તેમાંથી છટકવાનું કે છુટા થવાનું સદભાગ્ય તો મારા જેવીને ફાલે નથી."

"કાંય નહિ? બધુ બનવાકાળ છે. કોશેશ કરતાં હેતુ ફળી શકે એમ તો તમે માનોછની?"

"હા, તમે તેમ કરી શકો. એક ભલી ઓરત કદાપી તેમ કરી શકે પરંતુ હું તેવી ભલી નથી. હું માનુંછ કે હું એક ભલી માતા છું, પણ તે કરતાં જાસ્તી ભલી કહેવડાવાનો મને કશો હક નથી. હું આ તમને ખાસ એટલા માટે કહુ છું કે ગઇ કાલે મારા બેબીને રમાડતી વખતે તમે મારી

તરફ જાણે હું એક સાધ્વી કે દેવી હોઉં. એટલા બધા પુજ્યભાવથી જોઇ રહયા હતા, હું સાધ્વી નથી, હું દેવી નથી, મારાં બચ્ચાંને સહવાર સાંજ બંદગીના જે કલામો હું શીખવું છું તે શિવાય જ્યાદા પ્રભુભકિત મેં કદી કરી નથી. હું દેવલમાં કદી જતી નથી. મેં મારો બધો જીવજાન મારાં બચ્ચાંમાં ભરી મુકેલો છે અને તેને સારી રીતે ઉછેરવાને માટે તેને એક ગૃહસ્થ નહિ પણ ભલો માણુસ અને તે બી એવો ભલો કે જે ખુદાને ચાહય અને સાદી સ્વચ્છ જીંદગીએ જીવે તેવો ભલો માણુસ બને એવો તેને બનાવવા માટે હું મારી સર્વ શકતી અને બુધ્ધિબળ વાપડા રહી છું. બેશક તેમ થવાથી તો અમો વચ્ચે એક અંતર થશે કે જે કદાપી જોડી શકાશે નહિ, પણ માહરો તેને માટેનો પ્યાર એટલો તો બળવાન છે કે તેના વીયોગયા અંતરની મને તુંભા નથી. હું આ તમને એટલા માટે કહી રહી છું કે તમે મને એક દેવી માની લેવો નહિ. હું તો છતી આંખે આંધળી છું, પણ મારૂં બચ્ચું તેમ નહિ બને તે જોવાની દરેક કાળજી લઇ રહી છું."

તે શબ્દો ઘણા આગ્રહભર્યા ઉચ્ચારથી ડાવેજરે ઉચાર્યા પણ તે પુરા થતાંજ પાછું તેણીનું પેલું મનમોહન હસવું તેણીના મોંહ ઉપર ફેલાઈ રહયું અને કેપટન ડેનજરફીલ્ડના મન મગજને ભ્રમીત બનાવી રહયું.

"હું કોઇ વખતે ઘણા છબરડાઓ કરતી ફરૂં છું. સામા માણસોને ચમકાવી મુકું છું કે જેમ મેં તમને મારી ઓળખ આપતાં કહયું કે હું એક બુશરેનજરની છોકરી છું ત્યારે પેલહેમ કેટલા ગુસ્સે થઇ ગયા હતા. હું જાણુંછ કે એમ મારે કબુલીજ લેવું જોઇતું નહિ હતું, પણ એવા ભાંગડા તો હું વાટતીજ ફરૂં છું, વળી મેં એ બી જોયું કે તમે તે સાંભળીને ચમકેલા નહિ."

"મેં દુનીયા ઘણી જોયલી છે," ડેનજરફીલ્ડે જરા હસીને કહયું, "અને વળી એમાં ચમકવા જેવું છે બી તે શું?"

"તમે ઘણા ભલા છેવ, ને વળી કશી પણ ખાલી મગરૂરી વીનાના. આપણા લોકોને અજબ જાતની સુગો ભરાયલી રહે છે તેથી તમે નીરાળા દીશો છે."

"નહિ, છેકજ તેમ નથી. મને પણ કેટલીક સુગો છે, પણ લેડી કોપીંગટન, તમારા બાબમાં તેઓ આડે આવી શકે તેમ નથી. તમે ઘણાં ખુલ્લા દીલના, ભોલાં અને પ્રમાણીક આચારવિચારના છેવ, તમારી ચાલચલણ ડાઘ વિનાની છે."

"સાવધાન રહો," લેડી કોપીંગટને ઝડપથી કહયું, "મેં તમને અગાઉથી પુરતા ચેતાવેલા છે."

"ઠીક, હું તમને વચન આપું છ કે હું તમને ઘણાં મોહટા માની લેવશ નહિ, મગર હું તમારી એક બાબતમાં સલાહ લેવા માગું છ. એક બાબત કે જે મારા મનને ઘણી ગુંચવાવી રહી છે."

લેડી કોપીંગટને તે સાંભળીને ટ્રેવર ભણી તીક્ષણતાથી જોયું.

"તમે કોઇ બીજાઓની બાબતમાં મારી સલાહ લેવા માગતા નથીની?" તેણીએ પુછ્યું.

"કોઈ નહિ જણાયલા ઇસમે મને ચોક્સ બાબતમાં ઘણો વમાસણમાં ઉતારી દીધેલો છે અને તે વાસ્તે હું તમારી સલાહ માગું છું અને કદાચ તમારી મદદ પણ."

"વેટ એ મીનીટ, મારામાં વિશ્વાસ મુકવા જેટલી તમારી ખાતરી છે? મને પુછ્યા વગર તમે એ બાબતમાં કામ લઇ શકો એમ શું નથી? શું બીજા કોઇની સલાહ તમને ઉપયોગી થઇ પડવાની નથી? બીજાઓના ભેદોમાં માથાં મારવાનું હું પસંદ કરતી નથી તેથી તમને કહું છું."

કેપટન ડેનજરફીલ્ડ આ વેળા લેડી કોપીંગટનના ચહેરાનું બારીકાઇથી નીરક્ષણ કરી રહયો હતો. તેણે જોયું હતું કે તેણીના મોહક મુખડા ઉપરના ભાવો કશા બી બદલાયા નહિ યા ના તો કાંઇ બીહધેલી કે ગભ-

રાયલી દીસતી હતી. તેણીની મધુર ચશમો એક પળ માત્ર પણ ખંચાઇ કે ઓશકાઇ નહિ હતી.

"મારી ખાતરી છે કે એ બાબદ તમારી સાથ વાત કરીને હું કોઇને પણ અગવડમાં મુકતો કે હેરાન કરતો નથી. આ બનાવ બન્યા પછીથી હું કોઇને બી કનસલ્ટ કરવાને માગતોજ હતો અને મને લાગેછ કે તમેજ માત્ર તે માટેના લાયક માણસ છો. મે આઇ ગો ઓન ?"

"હું તમને હવે કેમ ના કહું ? એવું તે અહિં જંગલજહાનમાં શું બન્યું છ !"

"ખચ્ચીતજ, અજબ જેવું છે. અહિનાં એકાંતમાં પણ એ અજબ જેવું બને એ બનવાકાળ છે. શનીવારની રાતે આ બનાવ બન્યો હતો. રાતના જમી લઇને હું બાહર ફરવા નીકળ્યો હતો. અંધારામાં હું ધીમે ધીમે ચાલતો હતો, તેટલાંમાં એક સીપઠીનો સાદ આવ્યો. મને લાગ્યું કે કંઈ ચોરોનો હાથ હશે તેથી હું અટકી ગયો, પણ તેટલાં તો એક ઓરતનો સાદ મને સંબોધતો આવ્યો, તેણીએ મને પુછ્યું કે હું જવાબ કેમ કરતો નહિ હતો અને શું મારી ધારણા તેને બીહધરાવવાની હતી. હું તેણીને કંઈ જવાબ આપું તેટલાં તો તેણીએ એક પરબીડું મારી તરફ ફેંક્યું અને ત્યાંથી નાઠી. મેં તે પરબીડું ઉપાડી લીધું અને તેણીની પુઠે ધાયો કે તેણીને કહું કે તેણી કંઇ ભુલ કરતી હતી, મગર તેણી મને થાપજ આપવા બેઠી હતી. તેણી એક ઝાડીમાં ભરાઇ ગઇ અને અંધારાંનો લાભ લઇને મારાં મોહડાં ઉપર ઝાડની એક ડાંખળીનો ફટકો માર્યો. હું ફટકાના પચડાથી અટકી ઉભો અને તેનો લાભ લઈ તેણી ત્યાંથી તીરી ગઇ. પછી હું ઘરે આવ્યો. અને પેલું પરબીડું ખોલી જોતાં તેમાંથી દોહડસો પાઉંડની કરનસી નોટસો નીકળી. એ નોટો હજી મારી પાસે છે. હવે કહો, લેડી કોપીંગટન, તમે શું ધારો છો, મારે શું કરવું."

લેડી કોપીંગટન પોતાની ચશમો અચરતીથી પોરપરાક ખુલ્લી કરીને તેનું સાંભળતી બેઠી હતી.

"મને લાગેછ કે એકજ રસ્તો તમારે માટે મોજુદ છે અને તે પોલીસમાં જવાનો."

કેપટન ડેનજરફીલ્ડને આવા એક જવાબની જરા પણ વકી નહિ હતી. તેણીની તે સલાહથી તે ચકીત થઈ ગયો. તેણે તો પોતાના ચોકસ અનુમાનો ઉપર મોહટો મદાર બાંધ્યો હતો. આ તો કંઈ ઉલટુંજ પરિણામ આવતું હતું.

"મને લાગેછ કે કોઈ બિચારી ઓરતને અહિં બલેકમેલ કરી રહેલું છે. હું એ પૈસા તેણીને પાછા સ્વાધીન કરી દેવા માંગું છું. પોલીસમાં જવાથી તો ચાવાચીવી થશે અને જાહેરાત મળશે."

"પણ તેમ કેમ બનશે ?" ડાવેજરે અજાયબી બતાવી. "એ કોણના પૈસા છે તેની તમને માહીતી કેમ પડશે ?"

"શું એના માલેકને શોધી કાહડવામાં તમે મને મદદ નહિ આપશો ?" ડેન્જરફીલ્ડે નિરાશ થઇને સવાલ કર્યો.

તેણીએ નકારમાં માથું ધુણાવ્યું.

"હું કોઇને પીછાણતી નથી કે મારો કોઈ વગવસીલો કે લાગવગ નથી. હું અહીં એકલી જુરતી જીંદગીએ જીવું છું. મારી નાહની દુનીયામાં એવું કદી બન્યું નથી. એક પ્રાઇવેટ ડીટેકટીવ તરીકે કામ કરવાની મારી શકિત નથી." કેપટન ડેનજરફીલ્ડ, હું દીલગીર છું કે એ બાબતમાં હું તમને મદદ કરી શકતી નથી. મને વાજબી લાગતી સલાહ હું તમને આપી ચુકી છું."

કેપટન ડેનજરફીલ્ડ મહા મુંજવણ ને વિચારમાં પડી ગયો. શું આ ઓરત તેને બનાવતી હતી. શું આ ઓરત તેની આંખોમાં ધુળ છાંટતી હતી. શું તેના અનુમાનો ખોટાં હતાં કે મકકમ સ્ત્રી ચરીત્રની કસોટીએ તે ચઢી રહયો હતો ?

"એક બીજી સલાહ હું તમને આપી શકું એમ છે." ડાવેજરે જરા વિચાર કરીને કહયું.

"લોર્ડ કોપીંગટન પાસે જાઓ અને તેની સલાહ લેવો. એ અહીંનો મેજીસ્ટ્રેટ છે એટલે તમને મદદ કરી શકશે."

ડેનજરફીલ્ડે લેડી કોપીંગટનનાં મુખડામાં જોયું, "શું તમે મને તેની પાસ જવાની સલાહ આપોછ?"

"હા, કેમકે એ સહેલો માર્ગ છે તેમજ સર્વથી સરસ છે. તમારી જગ્યાએ હું હોઉં તો તેમ કરૂં. પેલહેમ કરડો છે પણ લાગણીવાળો છે."

"આઇ સી," કેપટન ડેનજરફીલ્ડે ટાહુકો કર્યો. તેણે જોઈ લીધું કે તેની અટકલો સાવ ખોટી હતી. તેણી તમામ નિર્દોષતાથી સાદાઇથી અને પ્રમાણીકપણાથી બોલતી હતી.

"ઠેંકયુ; હું એ બાબદ ઉપર વિચાર કરશ. પણ લેવ મમ્માં ડીઅર આવી લાગ્યાં."

## પ્રકરણ ૬.

ડાવેજર લેડી કોપીંગટને તે બપોરે તરેહવાર વાતો ચલાવીને વાતોનું ગાડું પોતેજ એકલે હાથે ગબડતું રાખ્યું. ઓસ્ટ્રેલીઆની અને પોતાની ખુશ જવાન જીંદગીની આગલી યાદો તેમજ સીડની ખાતે કે જ્યાં તેણી કેળવાઈ હતી, ત્યાંનાં સઘળાં સ્મરણો તેણીએ ડેનજરફીલ્ડ કુટુંબીઓને કહી સંભળાવ્યાં. પોતાના ધરડા વર લોર્ડ કોપીંગટન સાથે પોતાની ટુંકી પરણેલી જીંદગી દરમ્યાન તેણી કોનટીનન્ટ ઉપર પુશ્કલ ફરી હતી તે બધાંની વીગતો પણ તેણીએ વીસ્તારથી વર્ણવી.

વખત એમ ઝડપથી વહેતો ગયો, અને ચાહ કયારે લેવાઈ અને તે ઉપર બીજો એક કલાક કયારે અને કેમ વીતી ગયો તે કોઇને માલમ પડયું નહી.

"બહુ મોડું થઈ ગયું, હવે મારે જવું જોઇએ," લેડી કોપીંગટને અંધકાર વ્યાપતો જોઇને ઉઠી ઉભી થતાં કહયું, "તમને મને ઘરે મુકવા આવવાની કોઇ જરૂર નથી, કેપટન ડેનજરફીલ્ડ."

પણ તે જવાન કેપટને તો પોતાનો કોટ પહેરી લઇને હેટ ઉપાડી.

"હું એ પ્લેઝર ગુમાવા માંગતો નથી," તેણે હસીને કહયું.

તે દીલરૂબા બહુ મંજુલ હસી.

"અને તમે તમારાં મધરને લઇને મને મલવા આવશોની ?" તેણીએ તેની સાથ ચાલુ મુકતાં વાતો કરી, "આજે મને અહીં ઘણી ગમત પડી છે, તમારાં મમા પપા એઉ બહુ માયાલુ ને મહેરબાન છે."

"પણ એ બંને કરતાં મને તો એક બીજુંજ જણ માયાલુ ને મહેરબાન દીસે છે, લેડી કોપીંગટન," ત્રેવરે હસીને કહયું, "સામા માણસને સુખી બનાવવાનો નાદર હુન્નર તેણીના હાથોમાં રમી રહેલો લાગે છે. શું તમે ઠાકી ગયાં નથી ?" લેડી કોપીંગટને ત્રેવર ભણી જોયું. જાણે તે જવાન સોલજરના બોલવાનો અર્થ શું કરવો તે તેણી સમજી શકી નહીં હોય તેમ.

"નહીં, જરા બી નહીં," તેણીએ જરા વારે હસીને કહયું, "ખરેખર તો મને ઘણી મજાહ પડી છે ને પછી તમે એવું રૂડ અનુમાન તમારા મગજના ધખારાને લીધે કાંય ઉપજાવોછ ? માયાળુ અને મહેરબાન દોસ્તોની કંપનીની મજાહજ કાંઈ ઓર રહે છે અને વળી તે લોકોની કંપની કે જે લોકો તમને ખુબસુરત, ભલાં ને સદગુણશાલી માને છે તેવાંઓની સોબતનો આનંદ તો વળી કાંઈ ઓર અનેરો રહે છે."

"અને હું તમને ખરેખરજ તેવાં માનુંછ." ડેનજરફીલ્ડે જરા હીંમત પકડીને કહયું.

"હુ યુ ? હા, મને લાગેછ કે તેમ હશે," લેડી કોપીંગટને જરા વીચારમાં પડીને કહયું, "પણ યાદ રાખજો કે મેં તમને અગાઉથી ચેતાવેલા છે. તમે મને એકદમ ઉંચે ઉપારે ચઢાવી ના દેતા. તમે કે તમારા જેવા મરદો મારામાં જે ચીજ જોવાની ખાહેશ રાખે તે ચીજથીજ હું અભાગણી બેનસીબ છું. એ કદી બી વીસરી જતા નાં."

"લેડી કોપીંગટન, તેથી કાંઇ મારા વીચારોમાં પલતો આવે એમ નથી." ડેનજરફીલ્ડે દરાવથી પાછું કહયું. "તમારા સદગુણો હું જોઇ ને પીછાણી

શકયો છું અને તેથી એવી ખાહેશ હું ધરાઉં છું કે તમે મારી તરફ સહેજ માયાળુ બનો, સહેજ મીત્રતાનો હાથ લંબાવો. હું જાણીને ઘણો દલગીર છું કે તમે સુખી નથી; પણ મેં હમણાજ તમને કહયું તેમ તમારામાં સામા માણસને સુખી બનાવવાની અજબ કલા છે. એ કલાનો લાભ તમને ભવીષ્યમાં મળશે. મને લાગેછ કે હમણાં પણ તમને થોડો થોડો મલે છે."

"તમને કોણે કહયું કે હું સુખી નથી?" ડાવેજરે જાણવા ચાહયું.

"તમે પોતેજ તેમ બોલ્યાં છો." ત્રેવરે ગંભીરાઇથી કહયું, "તમેજ મને કહયું છે કે છતી આંખે તમે આંધલાં જેવાં છો."

"ઓ, હા," ડાવેજર બોલ્યાં, અને પછી પાછું પોતાનું મધુર મંજુલ હસ્તુ હસી પડયાં. "વેલ, કોઈ દીવસે એ મારો અંધાપો દુર થશે. કેપટન ડેનજરફીલ્ડ, કદાચ તમે મને મુર્ખી ધારતા હશો અને નબલાઇઓથી ભરેલી—પણ, એ બંને દુરગુણો મારામાં છે, મગર તે માટે મારો કોઈ ઇલાજ નથી. જીંદગીને હું ગંભીરાઇથી સમજીજ શકતી નથી, અગર હું તેમ સમજવા જાઉં તો મારાથી તે સહેવાયજ નહી. કારણ તમે જાણોછ કે હું તમામ એકલવાઇ છું—હું અને મારૂં બચ્ચું. અને વળી ઘણી મુશકેલીઓ સામે મને બાથ ભીડવાની છે. ઓ હું ઇચ્છુંછ કે તમે મને બરાબર સમજી શકો. હું પોતે સમજી શકતી નથી કે તમારાં ગુડ ઓપીનયનને માટે હું કાંય એટલી બધી ઇંતેજાર છું. મારી અને મારાં બચ્ચાં તરફની તમારી મહેરબાની બનવાકાળ છે કે તેનું કારણ હોય. તમે અમારે માટે સારૂં વીચારો એ હું જોવા ચાહું છું. તમે મારૂં ઘર જોયું છે. એ કેદખાનામાં હું કેમ જીવું છું તે નીર્ખયું છે. ગઈ કાલે તમે મારા ડ્રોઇંગરૂમનો દેખાવ જોઇને અચરત થએલા દીસ્યા હતા પણ તેમાં હું જરા બી ફેરફાર કરી શકતી નથી. મને તેવી સત્તા નથી. પેલહેમ જો હું તેમ કરૂં તો, કદી મને માફ કરે નહી," તેણી એક પળ બોલતી અટકી અને પછી આગળ વધાર્યું, "અને જો હું તેમ કરૂં તો બી કાંઈ મારૂં ઘર એક પરસ્તાનમાં ફેરવાઈ જાય એમ નું

માનતી નથી. એ ગંધાર જેવા મકાનનો ભયાનક દેખાવજ કોઇ કાળેભી બદલાઇ જાય એમ હું માનતી નથી. મને તે માંહેલી હવા પણ ગુંગલાવનારી લાગે છે, કાંય તેનું કારણ તમે સમજી શકશો. હું ઓસ્ટ્રેલીઆમાં મારી જવાનીમાં ખુલ્લાં જંગલોમાં સ્વચ્છ આનંદી હવા ઘોરતી ફરેલી છું. એટલે અહીંનું ગીચ વાતાવરણ મને ગુંગલાવી નાંખે છે. મારાં બચ્ચાંને ખાતર હું એ બધું ચલાવી લેવું છ. એ એક દીવસે મહાન માણસ થશે, જો કે એ કદી બી જાણવાનો નથી કે તેની માયે કેવે ગુંગલાતે દમે એક કેદખાનામાં સબડીને તેને ઉછેર્યો છે. એવા ખ્યાલોથી હું તેને સદા દુરજ રાખશ, અને એ મારૂં નુરે ચશમ મોટો થઇને મારો દાહડો વારશે, મારૂં છુટાપણું આપશે જો કે હું તે વેળા છેકજ ઘરડી ને જીંદગીના બોજાથી કચડાઈ ગએલી હોવશ."

તે જુસ્સાભર બોલાયલા શબ્દો અટકી ગયા અને તેણીના નાજુક ધ્રુજતા હોઠો ચપ્પટ બીડાયા. પોતાની લાગણીઓનો ધુંધવાટો ગુસ્સો છુપાવવા તેણીએ લગાર ઝડપથી ચાલવા માંડયું. કેપટન ડેનજરફીલ્ડ ઉપર તે શબ્દોની સચોટ અસર થઈ હતી.

"હું સમજ્યો," તે બોલ્યો, "હું સમજ્યો; પણ હમેશ કાંઈ એવા દીવસો રહેવાના નથી. તમારી જવાન જીંદગીમાંજ એવા ફેરફારો આવશે કે જે તમને સુખી બનાવશે. જીંદગીની મજાહ કાંઈ હમેશની એક સરખી રહેતી નથી. દુઃખનો બદલો સુખમાં મલી રહેશે, અને તમને, લેડી કોપીંગટન, તમને તેનો બદલો જરૂર મલશે."

"બદલો!" ધ્રુજતા હોઠોએ લેડી કોપીંગટન બબડી.

"યસ, ઇટ ઇઝ બાઉન્ડ ટુ કમ,"

"થેંક યુ," તેણીએ પોતાનો નાજુક હાથ તેના હાથોમાં ભેરવીને કહયું. "તમે ઘણુંજ ભલા છો અને તમારી એ ભલી ઇચ્છા માટે હું તમારી ઘણી આભારી છું. મગર તમે અને તમારાં ભલાં મમા મને છેકજ માયાથી છગાળી ના મુકતાં. નહીં તો હું અસંતોષી થઈ જવશ, બલવાખોર બનશ. મારા

જુનાં ઘરની અને દેશની વાત કરતાં હું હંમેશાંજ બીચકી જાઉં છું. હાલની જીંદગી માટે ફરીયાદનો શોર ઉઠાવું છું. એ મારી કદાચ મુર્ખાઈ પણ કહેવાય. અને એ મારી મુર્ખાઇ તમે ચલાવી લેવા જેટલા ભલા બન્યા છો તે માટે હું તમારી આભારી છું. તમે મને મલવા જરૂર આવજો. આવશોની ? ગુડબાઇ."

## પ્રકરણ ૭.

કેપટન ડેનજરફીલ્ડે ડાવેજર લેડી કોપીંગટનની સલાહ ઉપર લાંબો દર્યાફ્ત કર્યો અને આયંદા લોર્ડ કોપીંગટનને જઈ મળવાના ઠરાવ ઉપર આવ્યો. તે રાતે પાર્કમાં જે વિચિત્ર અનુભવ તેને મળવા પામ્યો હતો, અને પેલી નાણાંની રકમ અનાયાસે બલકે બળજબરીથી તેનાં હાથોમાં આવી પડી હતી તેનો નીકાલ તે લાવવાજ માગતો હતો.

લોર્ડ કોપીંગટને તે જવાન કેપટનની આ કથણી લક્ષપુર્વક સાંભળી. કેપટન ડેનજરફીલ્ડ તે તેને કહી સંભળાવતો હતો તે વેળા તેણે પોતાની ચગોર ચશમો તે જવાનના મુખડા ઉપર બહુ તીક્ષ્ણતાથી ઠેરવી રાખી. ડાવેજર, ડેનજરફીલ્ડવાળાઓને મળી ગયા પછીનો તે દિવસ હતો અને લોર્ડ કોપીંગટને તે પોતાના પરોણાને પોતાના સ્ટડી રૂમમાં રીસીવ કર્યો હતો. તે પોતે પણ એક સોલજર હતો અને જવાન કેપટન ડેનજરફીલ્ડની સીપાહ બચ્ચાને છાજતી વર્તણુક અને રીતભાતે તેના ઉપર સારો છાપ પાડયો હતો. ટ્રેવર ડેનજરફીલ્ડની વાર્તા સાંભળીને તે ઉમરાવને ઘણો અચંબો ઉપજ્યો. તેણે તે કથા એક પણ બોલ વચમાં બોલ્યા વિના ગુપચુપ સાંભળ્યા કરી હતી.

"તમે કહોછ કે ડાવેજર લેડી કોપીંગટનની સલાહ ઉપરથી તમે મારી પાસે આવ્યા છો," ટ્રેવરની વાતનો અંત આવતાં તે ઉમરાવે કહયું.

"હા, એમજ છે," ટ્રેવરે સાદાઇથી અને શાંતીથી જવાબ કર્યો. તેણે પોતાની વીટક કહી સંભળાવા અગાઉજ એ વાતનો ઇશારો તે ઉમરાવ આગળ કર્યો હતો અને તે જોઇને ખુશી થયો કે તેના સાંભળનારા ઉપર તેની અસર થવા પામી હતી.

"હું એમ પુછું," લોર્ડ કોપીંગટને તે જવાનના મુખડા ઉપર પોતાની ચશમો ઠેરવેલીજ રાખીને ધીમેથી પુછયું, "કે તમને એ બાબદ તેણી આગળ વાત કરવાનું કેમ સુજ્યું."

આ સીધા સવાલથી તે જવાન જરા રાતો મારી આવ્યો.

"તે માટે હું કંઈ ખુલાસો ખરેખર તો તમને આપી શકતો નથી," તેણે કહયું, "મને લાગ્યું કે એવણ અત્રે વસતાં સઘળાઓને પીછાણતા હશે અને તેથી આ પૈસાના માલેકને શોધી કાહડવામાં મને મદદ કરશે. જો તેમ બન્યું હતે તો હું આ બાબદ તમામ ખાનગી રાખતે. હું ખરો હોઉં કે ખોટો પણ હું એમ માનું છ કે એક ઓરતના ભેદનો સફોટ કરવામાં હું વાજબી માનતો નથી," તેણે એમ કહેતાં લોર્ડ કોપીંગટનના કરડા મુખડામાં સીધું જરા બી ડગમગ્યા વગર જોયું.

"તમારી માન્યતા ખરી છે એમ હું બી માનું છ," લોર્ડ કોપીંગટને જરા વાર વિચારમાં રહીને કહયું, "પણ મને કહો, કેપટન ડેનજરફીલ્ડ, કે એજ તમારી માન્યતા અનુસાર એક ઓરતને એ ભેદ માટે વિશ્વાસમાં લેવાનું તમે કેમ વાજબી વિચાર્યું ? શું એ ડહાપણભર્યું હતુ ?" લોર્ડ કોપીંગટનનો અવાજ નમાનો અને સભ્યતાભર્યો હતો, મગર ટ્રેવરનો ચહેરો તે બોલોથી ગુસ્સાથી ધમધમી આવ્યો. તેણે લગાર ગુસ્સાથીજ જવાબ આપ્યો, "હું જાણતો હતો કે લેડી કોપીંગટન એક વિશ્વાસ મુકવા લાયક બાનુ છે; નહિ તો હું તેણીની સલાહ કદી નહિ પુછતે."

"આઈ સી," લોર્ડ કોપીંગટને ઠંડાઇથી કહયું, "જો કે તમારી તેણીની સાથની પીછાણ તો માત્ર દોઢ દિવસનીજ છે. એ ઘણો ઉતાવળો ને હુલવજ્યો

વિશ્વાસ કહેવાય, બટ લેટ ઘેટ પાસ. તમે પેલી બેંકી નોટો તમારી સાથ લાયાછ કે ?"

"હા, હું લાવ્યોછ," ટ્રેવરે કહયું. તે જવાન કેપટનને ઘણી શરમીંદગી અને ગુસ્સો ઉપજ્યો. ડાવેજરની સલાહ માનવા માટે તે હવે પસ્તાવા લાગ્યો. મગર હવે ઘણું મોડું થયું હતું. દીલગીરી સાથ તેણે પેલું એનવેલપ ખીસામાંથી બાહર કાહડયું અને લોર્ડ કોપીંગટનને આપ્યું.

લોર્ડ કોપીંગટને તે નોટો તપાસી. તેટલો વખત ત્યાં ચુપકીદી ફેલાઈ રહી.

"તમે એ મારી પાસ રાખી જવા માગોછ, કેપટન ડેનજરફીલ્ડ ?"

ડેનજરફીલ્ડ એક પળ ખંચાયો.

"તમારી જેવી ઇચ્છા," તેણે કહયું, "મારી પોતાની એવી મરજી હતી કે કંઈ પણ ધાંધલ યા જાહેરાત વગર એ તેના અસલ માલીકને જો બની શકે તો પાછી સ્વાધીન કરવી."

"હું સમજ્યો," લોર્ડ કોપીંગટને ગંભીરાઇથી કહયું, "પણ તેમ કરવાનું તમારી કે મારી શકિતમાં નથી. માટે જુસ્તેજો તો ચલાવવીજ જોઇએ. તમે હાલ તો મારી પાસેજ રાખી જાવ. શું કરવું તે હું જોવશ. તમને કોઈ પર વહેમ છે કે ?"

"નહિ." ટ્રેવરે તુરત જવાબ કર્યો.

લોર્ડ કોપીંગટને તેના તરફ વિચારવંત જોયું, "હું ધારૂંછ કે કોઇ આગળ આ વિષે વાત કરવાનું ઠીક થઈ નહિ પડશે."

ટ્રેવર ડેનજરફીલ્ડે તેમ કરવાનું તુરત કબુલ્યું, તે હવે જવા ઉઠયો, પણ લોર્ડ કોપીંગટને તેને રોકયો.

"હવે બીઝનેસનું કામ ખલાસ થયલું હોવાથી તમે મારી સાથે એક સીગાર સ્મોક કરવાનું કબુલ નહિ કરશો ?"

ટ્રેવર ના પાડી શકયો નહિ; જો કે તેમ કરવા તે ચાહતો હતો. તેને

આ માણસ માટે કંઇ અણગમો પેદા થયો હતો. જાણે અજાણે તેને એમજ લાગતું હતું કે તે તેનો મિત્ર નહિ પણ કોઇ ત્રાહેત બલકે વીરૂધી હતો.

"તમે મનથી અજબ થતા હશો કે ડાવેજર લેડી કોપીંગટનની તમે સલાહ લીધી તે મને કાંય નથી ગમતુ. ડાવેજર ખુબસુરત છે, ચાલાક છે, મગર સ્વભાવના ઘણા હુલવળ્યાં, ઉછાછળાં અને નાદાન છે."

"એમ," ટ્રેવર ડેનજરફીલ્ડે એટલોજ ટાહુકો કર્યો. લોર્ડ કોપીંગટનની એ વાતથી તે ઘણો અજબ થયો. વળી તે કાંઇક વધતો ગુસ્સે થયો મગર પોતાનો ખીજવાટ બતાવવાની ઘડી તેણે હજી આવી પુગેલી ધારી નહિ. તેણે ગુપચુપ સ્મોક કર્યા કર્યું.

લોર્ડ કોપીંગટનેજ જરાવાર રહીને આગળ ચલાવ્યું, "મારા પપ્પા પણ એવણની એ ખાસ્યતોથી માહેર થયા હતા અને તેથી તો તેવણે પોતાનું વીલ છેક છેવટની ઘડીએ બદલ્યું હતું. એ વીલની શરતો લગાર વિચિત્ર છે: તેની રૂએ વાર્ષીક હજાર પાઉન્ડ અને તે જ્યાં સુધી વિધવા રહેશે ત્યાં સુધી ડાવર હાઉસ અને તેનું ફરનીચર વાપડવાનો હક તેને મળે છે. જો તે પાછી પરણે તો તેણીને એક પેની પણ મળે નહિ અને તેણીના નાહના બાળકની ગારડીયનશીપ મને મળે."

ટ્રેવર ડેનજરફીલ્ડનો ગુસ્સો એ દરમ્યાનમાં વધતોજ ગયો હતો.

"એવું વીલ ઘણું ઘાતકી કહેવાય."

"એ દેખાડી આપેછ, કે મારા બાવાની બીજી બાયડી તેવણના પોતાના વિચાર મત મુજબ ઘણો વિશ્વાસ મુકવા લાયક ઓરત નહિ હતી. મારા પપ્પા ઘણા ચગોર હતા. તેવણના બીજી વેળાના લગ્ન વગર શકની એક ગંભીર ભુલ હતી. જો કે તે તેવણે કદી કબુલી નથી છતાં મારા પ્રયાસથી છેક છેવટની ઘડીએ પણ વીલ બદલીને તેવણે એ પોતાની ભુલ સુધારી છે. અને તેથી, કેપટન ડેનજરફીલ્ડ, મારી તમને ભલામણ છે. કે કોઈ બીજી વેળા ડાવેજરની સલાહ લેવા જશો નહિ. આ વખતની તેણીની સલાહ વાજબી હતી. પણ તેવી તે હમેશ થઇ પડવાની નથી."

કેપ્ટન ડેનજરફીલ્ડે તે ઉમરાવનું તે બોલવું ગુસ્સાના ગુંગલાટ સાથ સાંભળ્યાજ કર્યું, કેમકે તેનું ડાવેજરનાં બચાવનું કંઇબી બોલવું ફુઝુલ જવાનું હતું. એટલુંજ નહિ પણ તેણીને કદાચ નુકસાન કરનારૂં પણ થઈ પડે,

તે થોડો વાર પછી જવા ઉઠયો—લોર્ડ કોપીંગટનની હાજરીમાંથી બાહર આવ્યા પછીથી તેના મન માહેનો ખળભળાટ ખુબ ખીલી ઉઠયો. તેણે પોતાનાં મનને બેહદ ગુસ્સા અને ખીજવાતથી સવાલ પુછયો કે તે માણસની તાકાત શું હતી કે તેને એમ ડાવેજર લેડી કોપાંગટન માટે ભડકાવે? તેમ કરવામાં તેની મતલબ શું હતી? તે એમ ખભરેલો સીધોજ ડાવર હાઉસના રસ્તા ઉપર પડયો. એકાએક તેને લોર્ડ કોપીંગટનના બોલવાનો ભરમ સમજાતો થયો, અને તેનો ગુસ્સો ઘણો ઓછો થઇ ગયો. તે ભરમના હેઠાણની મતલબ ભલી યા બુરી હતી તેનો વિચાર તેણે કર્યો નહિં. તેવો વિચાર કરવા માટે તેનું મગજ હાલ ફાલતું હતું નહિ. એક બીજાજ ખ્યાલથી તેના મગજની દરેકે દરેક જગ્યો હાલ રોકાઈ રહી હતી. તે હસી પડયો અને તે હાસ્ય તેના મોહડા ઉપર ગુમ થઈ જતાં તેની આંખોમાં અને હૃદયમાં રમી રહયું. લોર્ડ કોંપીંગટનની તે વોરનીંગ જો કે સચોટ અને સીધી હતી છતાં તેને ઘણી મોડી મળવા પામી હતી.

## પ્રકરણ ૮.

ટ્રેવર ડેનજરફીલ્ડ, લોર્ડ કોપીંગટન આગલથી નીકલેલો સીધો દાવર હાઉસમાં ગયો. રોલો કોપીંગટન જે દાવર હાઉસના નાના કમપાઉન્ડમાં પોતાની માતા સાથે ક્રીકેટ ખેલતો હતો તે તેને જોઇ હરખભર દોડતો તેની આગલ આવ્યો.

"અમે ક્રીકેટ રમ્યેછ," તે નાના ચેકુસે અતી ઘણા હરખથી પોકાર કર્યો, "તમેબી આવો અને રમો. મમા દાવ લેછ, ક્યારનાં આઉટજ થતાં નથી."

"એમ ?" ટ્રેવરે તે નાના બાલુડાની ઉલટને ઉશકેરતાં ઉત્સાહથી કહયું, "ચાલ આપણે જોઇએ કે કેમ આઉટ નથી થતાં !" ડાવેજર હાથમાં એક નાના બેટ સાથે વીકેટ આગલ ઉભેલી હતી–છુટા બાલો અને પોતાના ચહેરા ઉપરનાં હંમેશના મનમોહક હસવાં સાથ તે રૂપસુંદરી એક સુંદર પીકચર જેવી દીસતી હતી. તે તે વેળાએ ૭ વરસના નાના રોલોની માતા કરતાં એક જંગલમાંની પરી જેવી રેધારે લાગતી હતી. તે દેખાવે ટ્રેવર ડેનજરફીલ્ડનું જીગર જકડી લીધું. પ્યારના સોનેરી કીરણોનો પહેલો પ્રકાશ તેને તેમાંથી મલ્યો.

તેણે નાના રોલોના હાથમાંથી બોલ લીધો. અને ડાવેજરની વીકેટ ભણી ફેંકયો. તે દીલરૂબાએ એક બચ્ચાં માફક ખુશાલીથી હસીને એક ફટકો લગાવ્યો. ટ્રેવર આગલ ધસ્યો અને નાના રોલોની ખુશાલીની ચીસો વચ્ચે તેણે તે બોલ હવામાંથી ઉછલતો આવતો ઝીલી લીધો.

"ઓહ" ડાવેજરે બુમ પાડી. "વોટ એ શેમ ટુ કેચ મી આઉટ લાઇક ધેટ !"

"આઇ હમ્બલી એપોલોઝાઇસ" ટ્રેવરે હસીને કહયું, "હું એમ કરતાં મને પોતાને રોકી શકયો નહી" અને એમ કહીને તેણે તેણીના હાથમાંથી બેટ લઇને નાના રોલોના આતુર હાથમાં મુકયું.

"હવે આપણે અંદર જઇએ. લગભગ કલાક ઉપર થયું અમે તડકાંમાં બહાર છીએ, કેપટન ડેનજરફીલ્ડ."

"હું રોલોને ફટકા મારતો જોવા માંગું છ." ડેનજરફીલ્ડે કહયું. "નાઉ સ્ટેડી, મેન, હું બોલ કરૂં છ."

તેણે બોલ ફેંકયો અને રોલોએ ખુશાલીની એક ચીસ સાથ ફટકો લગાવ્યો. ડાવેજર તે પકડવા દોડી.

"રન, ડારલીંગ," તેણીએ બુમ પાડી.

નાનો રોલો દોડયો. અને ડાવેજરે જાણી જોઇને બોલ વીકેટથી અર્ધો ડજન વાર દુર ફેંકયો. નાના રોલોએ પોતાના નાજુક પગોથી દોડીને તે ફટકાના

ત્રણ રનસ પોતાના મોટા સંતોષ વચ્ચે લીધા. બીજો અને ત્રીજો બોલ પણ રોલોએ પોતાના બેટથી અટકાવ્યો પણ ચોથા બોલે તેની વીકેટમાં ગાબડું પાડયું.

"વોટ બેબીઝ વી આર," ડાવેજરે ખુશાલીથી હસ્તાં કહયું, "ચાલો હવે આપણે ચાહ લેવા જઇએ." અને તે ત્રગડી હસ્તી રમતી અને મજાક મશકેરી કરતી બંગલામાં પાછી ફરી.

"રોલોની નરસરીમાં તમને ટી લેવા ગમશે?" બંગલામાં દાખલ થતાં લેડી કોપીંગટને સવાલ કર્યો.

"ઓહ યસ, તે તો સૌથી સરસ."

"બહુ મજાહ પડશે, નહી?" નાના રોલોએ પોતાની ખુશાલી બતાવી.

કેપટન ડેનજરફીલ્ડને પોતાના બચપણના દિવસો તે નરસરી રૂમમાં જતાં યાદ આવ્યા. તેનું હૈયું છુપી ખુશાલીથી ધડકતું થયું હતું; ડાવેજર પોતાની મનોહર ચશમોએ તેને ઘુરકી રહી હતી. તેઓની નજર એક થતાં તેણી હસી, મીત્રતાનુ એક તાબડતોબનું હસવું?

તેઓ ચાહ લેતાં તુરતનાંજ બેઠેલાં હતાં ને બાહરનું બારણું કોઇએ ગગડાવ્યું અને નાના રોલોએ 'અંદર આવોની' મોટેથી બુમ પાડી તે કોઈ નવા આવનારને અંદર પધારવાની સુચના આપી! જવાબમાં ગાઈ હસ્તો હસ્તો અંદર આવ્યો.

"વોટ અ સીલેક્ટ ગેધરીંગ એ ફાઇન આઇડીઆ," તે અંદર દાખલ થતાં બોલ્યો અને ડાવેજર આગલ જઇને તેણીનો શેકહેન્ડમાં લંબાવેલો હાથ માનથી ચુમ્યો.

"હલો, ડેનજરફીલ્ડ," તેણે ટ્રેવર ઉપર નજર પડતાં નફકરાઇથી બુમ પાડી, "તમે ચાલ્યા ચાલ્યા નરસરી વેર ઘુસી આવ્યા કે? હું તરસો થએલો છું, રાઇડીંગ કરતાં થાકી ગએલો છું, થેંકસ ઓફુલી યું!" ડાવેજરે પોતાને માટે તૈયાર કરેલી ચાહ તેને પસાર કરતાં તે લઈ તે બોલ્યો, "એમાંજ તંદુરોસ્તી, દોલત અને સુખ છે. આજે કાંઈ તમે બધાં ખુશ મુડમાં દીસોછો.

તમે શું કરતાં હતાં? હમણાંજ પેલહેમ મને મલ્યા પણ તેવણુની ડાલ દાઝી ગએલી જોઇને હું અહીં સરી આવ્યો. મને લાગી આવ્યું કે વળી ડાવેજરે કાંઈ તેને છંછેડી મુકયો હશે."

"બધીજ બાબતમાં ડાવેજરજ હોલીનું નાલીયેર થશે કે ?" ડાવેજરે હસીને ટાહુકો કર્યો. "બીજું કપ લેશો, કેપટન ડેનજરફીલ્ડ ?"

તે સાંજની તે ચાહની મજાહ તે નાની કંપનીને કંઈ ઓર આનંદ આપનારી થઈ પડી. અને છુટાં પડવાનો વખત આવ્યો ત્યારે તે કંપનીનું દરેક લગાર દીલગીર બનેલું નજરે આવ્યું.

"ગુડ બાય." ડાવેજરે ટ્રેવરને છુટા પડતી વખતે કહયું. "અમારી સાથ રમવાની તકલીફ લેવા વાસ્તે હું તમારો ઉપકાર માનુંછ. મને અને રોલોને બહુજ મજાહ પડીછ."

"આઈ એનજોયડ ઇટ ટુ," ટ્રેવરે કહયું, "ગુડ બાય."

ટ્રેવર અને ગાઈ તે રૂમ અને ઘરમાંથી બહાર પડયા. ટ્રેવર ડેનજરફીલ્ડનું મગજ તે માદીકરાંની ખુશાલી અને આનંદમાંજ હજી ભેરવાઈ રહેલું હતું. તે ગુપચુપ ચાલ્યા કર્યો. અને ગાઈ પણ કાંઈ પોતાના વિચારોમાં નીમગન હોવાથી કાંઇજ બોલ્યો નહી.

થોડે વારે ટ્રેવરે પોતાના વિચારોમાંથી બેદાર થઇને ગાઈ તરફ જોયું.

"આઇ સે," ગાઇએ તેને પોતાની તરફ જોતાં જોઇને જરા ચમકીને કહયું. "તમે મને અજબ માણસ ધારતા હશો. પણ તમે વિશ્વાસ મુકવા લાયક માણસ છો એમ હું હીંમતથી કહી શકુંછ. મને એક થોડા દિવસ માટે થોડા પૈસા ઉછીના નહીં આપો ? મને જરૂર છે. અને બીજે કેઠે કયાંથી લેવા તે માટે હાલ હું મુઝાવું છું. જો તમારાથી બને તોજ હા કહેજો. હું અરજ કરવાનું તો ખચીતજ નાપસંદ કરૂં છું, પણ બીજો દીરગ ન હોવાથી મને ન છુટકે કરવી પડે છે."

ગાઇનો ચેહરો તે બોલતાં શરમીંદગીનો માર્યો લાલ ચણોઠી જેવો

થઈ આવ્યો. તે અણધારી માંગણીથી ટ્રેવર જેટલો અજબ થયો તેટલોજ તે છોકરાની દયા ખાવા લાગ્યો.

"મારા વ્હાલા ફ્રેન્ડ, મારા મીત્રને મદદ કરવા હું હંમેશા આતુર રહું છું. મેં પોતે પણ કમસ હાલત ઘણી મરતબા અનુભવી છે, એટલે મને તેના ગુંચવાડા ને મુશકેલીઓનો ખ્યાલ છે. હાઉ મચ?"

"ડેનજરરીલ્ડ, તમે આટલા ભલા હશો, અને મારી અરજ એકેબોલે સ્વીકારશો એમ હું ધારતો નહી હતો." તે જવાને એકદમ કબુલ્યું, "હું તમારો અત્યંત આભારી બન્યો છું. હું પેલહેમ પાસે માંગી શકતો નથી કેમકે તે જાતજાતના સવાલો પુછીને મને ઘેલો કરી મુકશે. અને તમે જાણોછ તો ખરા કે આપણે ખરચેલી દરેક પેનીનો હેવાલ કંઇ દર વખત આપણે આપી શકતા નથી. જ્યાર ત્યાર તો હું કરજમાંજ ડુબેલો રહું છું, પણ આ તો તે ઉપરાંતની એક સગવડ મારે ઉભી કરવાની છે. દોઢસો પાઉન્ડસ મને બસ થશે. આઇ વીલ બ્લેસ યુ ફોર એવર."

"દોઢસો પાઉન્ડસ!" ટ્રેવરે તેના બોલવાનો પડઘો કર્યો. ગાઇનો ચહેરો તે સાંભલી જરા ઉતરી ગયો. તેના દીલમાં આવેલી ધીરજની લાગણીની પાછી ઓટ થવા માંડી.

"હા, જો તમારાથી સગવડ થઈ શકતી હોય તોજ."

ટ્રેવર વિચારમાં પડયો, એક પળ તે ખંચાયો અને પછી બોલ્યો, "કોર્પીંગટન, હું તને આપશ. મગર એટલીજ રકમ તું કાંય માંગેછ તેનો કાંઇ ખુલાસો તું મને આપી શકશે?"

ગાઇ કોર્પીંગટન અચરત થએલો દીસ્યો.

"મને સોબી ચાલશે." તેણે તુરતજ કહયું.

"નહીં, નહીં, હું દોઢસોજ આપશ." ટ્રેવરે નરમ અવાજે તુરત કહ્યું. "એક અજબ જેવા સંજોગ સાથ એ રકમ જરા મલતી આવતી હોવાથી મને જરા અજાયબી ઉપજેછ. એ સંજોગ શું છે તે હું તને કહી શકતો

નથી. અને ખાસ કરીને તને કહેવાની કાંઇ જરૂર બી નથી. મારી સાથે ઘરે ચાલ. હું તને ચેક લખી આપું."

ગાઇને ધીરજ આવી, ટ્રેવરને પણ એક પળ અગાઉ ઉપજેલો શક પોતાના દીલમાંથી બેમાલુમ થતો લાગ્યો. તેને વધતો વિચાર કરતાં લાગ્યું કે આ જવાન સોલજરને તેને મલેલી પેલી બેંક નોટસો સાથે કશોબી સીધો યા આડકતરો સંબંધ હતો નહી. કેમકે ગાઇ કોપીંગટન ઉછાછલો, નાદાન અને ઉડાઉ હતો ખરો, પણ સ્વભાવે અને ખાસ્યતે બીજે રીતે એક ગ્રહસ્થ હોઇ અને બ્લેકમેલીંગ જેવો નીચ અધર્મ તે કરે એ બનવાકાળ નહીં હતું.

## પ્રકરણ ૯.

ટ્રેવર ડેનજરફીલ્ડનું જવાન હૃદય ખુશીથી નાચકુદ કરતું હતું; મહોબતની મકતબમાં તેને મળેલા દીલખુશ અનુભવે તે જવાનને હરખઘેલો બનાવ્યો હતો. ડાવેજરની બેમીસાલ ખુબસુરતી ઉપર તે જુવાન પાગલ બન્યો હતો. અને તે દીલરૂબા તેને માટે અચ્છુ મત ધરાવતી હતી, એમ જાણ્યા ને જોયા પછી તો તેનું મન ચકડોલે ચઢયું હતું.

એક બે દિવસ તેણે પોતાની માશુકને મળ્યા વીના જેમ તેમ કાહડી નાખ્યા પછી તો તે વ્હાલીના વિયોગથી અકળાઈ ગયો, તેનો જવાન જીવ ગભરાઈ આવ્યો. અને એક બપોરે વરસાદ પડતો હતો, છતાં તે ડાવેજરને મકાને જવા પોતાના બાપના ઘરેથી નિકળી પડયો.

તે મીઠી રૂપસુંદરીએ તેને ઘણો હરખભર્યો આવકાર આપ્યો. તેને દુરથી આવતો જોતાંજ તે દરવાજા ઉપર દોડી આવી.

"તમે આવા વરસાદમાંબી મને મળવા આવ્યા એ કેવી મેહેરબાની," તે રમણીએ મીઠાસથી હસીને કહયુ, "મને બહુજ એકળવાયું અને કંડવા આવે એવું લાગતું હતું. ઓ આજે ડ્રોઇંગરૂમમાં તો આવતાંજ ના, તે

રૂમની હાલત આજે ન વર્ણવી શકાય એવી ડલ છે. મારા સીટીંગ રૂમમાં ચાલો ત્યાં સગડીબી છે. આજે હું તદન એકલી છું. મારા રોલોનેબી પેલહેમે હોલમાં બોલાવી લીધેલો છે. લેડી કોપીંગટનના કોઈ સગા આવીને રહેલા છે તેઓની સાથ રમવા, મારી જરૂર નહિ હતી. ને ખરેખર કહું તો મને જવાનું નહિ હતું તે જાણીને હું તો ખુશીજ થઇ." ડાવેજરે એક હાય નાંખીને ટ્રેવર ગમ વિશ્વાસપુર્વક જોતાં કહ્યું, "ત્યાંની જોહુકમી સ્વીકારવા કરતાં મને અહિનું જેવું તેવું છુટાપણું જ્યાદા પસંદ છે. કેપટન ડેનજરફીલ્ડ, હવે તમને અહીં સોહવાયછ કે."

"હા, હવે મને ઉડયા વા વાગતા નથી." ટ્રેવરે હસીને કહ્યું.

"એ જાણીને હું ખુશી છું. હવે તમેજ કહો કે ડ્રોઇંગ રૂમ કરતાં આય રૂમ વધારે સગવડભર્યો છે કે નહિ?"

ડેનજરફીલ્ડે તે રૂમમાં ચોપાસ નજર કરી. તે એક મજાનો સગવડ-ભર્યો ને અચ્છી કીસમે આરાસ્તા કરેલો નાનો ફાંકડો રૂમ હતો.

"હા," ડેનજરફીલ્ડે તે રૂમની બારીમાંથી બાહરના બાગનો દેખાવ જોતાં કહ્યું, "આય રૂમ તમારા જેવો જ્યાદા લાગેછ, લેડી કોપીંગટન."

લેડી કોપીંગટન તેની નજદીક આવી ઉભી અને તેની સાથ બાહરના બાગનો દેખાવ જોવા લાગી.

"એ બધી પેલહેમની દેખરેખનું પરીણામ છે. બાગ રાખવાનું મેં એની ઉપરજ છોડેલું છે, તેથી મારા થોડાક પૈસાનો બચાવ થાયછ."

ટ્રેવર ડેનજરફીલ્ડ ધીમેથી તે રૂપસુંદરી ભણી ફર્યો અને તેઓની આંખો મળી.

"યુ આર રાઇટ," તે બોલ્યો, "આય બાગ તમારા જેવો બીલકુલ નથી."

તે સાંભળતાં તે ડાવેજરનો ચેહરો સુરખીવાળો બન્યો.

"એક મિત્ર સાથ વાત કરવાની ખુશાલી બી કંઈ ઓરજ હોય છે," તેણીએ ધીમેથી કહયું, "બેસોની ! હું ચાહ મંગાઉં ?"

"હમણા નહિ," તેણે તુરત કહ્યું, "મારે પહેલાં થોડીક વાત કરવી છે. ચાહ મંગાવશો તો કોઇનું કોઇ ખલલ કરતું આવશે."

તે દીલરૂબા મીઠાસનું ધીમેથી હસી.

"વેરી વેલ," તેણી બેદરકારીથી બોલી, "ચાલો, આપણે વાતો કરીએ, પણ તમે શરૂ કરો. મારી પાસે નવી ખબર કંઈ નથી."

તેઓ સામસામી નીચી ખુરશીઓ ઉપર ગોઠવાયાં. સઘડીમાં બળતા અંગારનો ઉજાસ ડાવેજરના મોહક ચહેરા ઉપર પડી રહીને તેને ઓર ઝલેહ બક્ષતો હતો. ટ્રેવરે તે હરખના ઉમળકાથી નીરખ્યો. તેને તેનું દીલ કહેવા લાગ્યું કે તે મધુરી તેના તરફના એકાદ એકાએકી હુમલાની વકી રાખતી નહિ હતી. તેણે તેથી પોતાની ટકની રાહ ધીરજથી જોવાની હતી.

"ચાલો, ત્યારે હું શું કરૂં," તેણે કહયું, "તમારી સુચના મુજબ હું લોર્ડ કોપીંગટનની સલાહ લેવા ગયો હતો."

"હું ધારતી'તીજ," તે મધુરીએ તેના ચેહરા ભણી જરા પણ ખંચાયા વીના નજર કરીને કહયું.

"ને તે માટે મને પાછલથી પસ્તાવો થયો," તેણે ઉમેર્યું.

લેડી કોપીંગટન તે સાંભળી હસી પડી.

"કાંય તે હું અટકળી શકુંછ. તમે કહયું કે મારી સુચનાથી તમો તેની પાસે આવ્યા હતા અને તેથી તે નારાજ થયો હશે. મને કાંઈ પણ ડાહપણ-ભર્યું કામ કરતાં એ જોયછ ત્યારે એ એમજ દીલગીર થાયછ. બીજું એણે શું કહયું ?"

"પણ એણે કંઈ કહેલું કશું મેં તમને હજી કહયુંછજ કાંહ જે," ટ્રેવરે ભુલ ભાંગી.

તે રૂપસુંદરી પાછી હસી પડી.

"મારી કલ્પનાશક્તિ ત્યારે વધારે પડતી દોડતી થઈ. નેવર માઇન્ડ, ત્યારે હવે અહીંથીજ શરૂ કરો અને મારી સલાહ લીધી તે એને નહિ ગમ્યું, ખરૂંની? પછી શું થયું?"

"પછી એણે પોતાના બાપના વસીયતનામાની વાતો કરી," ટ્રેવરે કહ્યું, "કાંય તે તે વેળા હું સમજી શકયો નહિ. પણ હવે હું સમજી શકુંછ."

"કેવું અચરતીભર્યું," ડાવેજરે પોતાના ભવાંઓ જમાવી કહ્યું, "મને લાગેછ કે તમે તેને તે વાત કરવાને પ્રેરયો હશે."

"બીલકુલ નહિ," ટ્રેવરે તુરતજ જુસ્સાથી જવાબ કર્યો.

"હા, એ વીલ અજબ જેવું છે," જરા વાર વિચારમાં પડી રહીને પછી ડાવેજરે ધીમેથી કહ્યું, "મારાં બચ્ચાંની જીંદગીને હું મારી જીંદગી અર્પણ કરૂં એવું એવણ જોવા ચાહતા હતા. પેલહેમની બી એજ ઇચ્છા અને એણેજ પોતાના બાપને એવું વીલ કરવાને ચાલુ ધોંકધોંક કરી હતી."

"મેં તો એને કહી દીધું કે એ એક ઘણુંજ ઘાટકી વીલ છે."

"શું ખરેખર! હાઉ નાઇસ ઓફ યુ, કેપટન ડેનજરફીલ્ડ! અને લો બી મને માફ કરજો કે એ બધું તમામ બેકાર છે."

કેપટન ડેનજરફીલ્ડે કશો જવાબ કર્યો નહિ અને તે જોઇને જરાવારે તેણીએજ આગળ ચલાવ્યું, "તમે જાણોછ કે મારા નાહના રોલો પછી ગાઈ બીજો વારસ છે?

"હા, તે મેં અટકલી લીધુંછ," તેણે કહ્યું.

"મને ગાઇ ઘણો ગમેછ. તે માહરી અને રોલો ભણી ઘણો મેહેરબાન ને માયાલુ છે. એ ઘણું દીલગીરીભર્યું છે, ઘણુંજ દીલગીરીભર્યું કે ગાઈ પેલહેમનો દીકરો નથી."

ટ્રેવરે તેણી ભણી ચોંકીને જોયું. શું તેણીના ચેહરામાં ફેરફાર થયો હતો? તે ખુબસુરત આંખોમાં અગાધ ગમખ્વારીનો ઓળો ખુલ્લો જણાતો થયો નહિ હતો? તે મધુરો મુખડો ઉતરી ગયલો અને શોકાતુર શું દીસ્યો

ન હતો યા શું સઘડીના અંગારના ચમકારા મારતા ઉજાસના ઓળાઓ એવા બધા પડછાયાઓ તેની નજરે પાડતા હતા? એ બેમાંથી શું હતું. તે તે નકકી કરી શકયો નહિ.

"હું તો એમ ધારૂં છ કે દરેક માતા પોતાના બચ્ચાંને સૌથી શ્રેષ્ટ પોઝીશન ઉપર મુકી જવાની સદા ટગર રાખે છે."

"બળી ગયું એ પોઝીશન," ડાવેજરે ઠંડાઇથી કહયું. "એ તો મને બહું ખુંચે છે. કેમકે તમે જાણોછ કે હું એરીસ્ટોક્રેટ નથી. ખાનદાનની ગુમાની અજબ જેવી ધિકકાર ઉતપન્ન કરનારી ચીજ છે. એવા ધિકકાર ઉતપન્ન કરનાર પોઝીશનને હું ધિકકારૂં છ."

ટ્રેવર પોતાની ખુરશીમાંથી ઉઠી ઉભો થયો અને તેણી તરફ ગયો. તે તેણીની ઉપર વાંકો વળ્યો અને ધીમેથી બોલ્યો, "ત્યારે તમે મને તમને એવા લોકોથી દુર લઈ જવા દેવ."

એક કુદકા સમેત તેણી પોતાની બેઠકમાંથી ઉભી થઇ અને તેની બોરડુમાંથી દુર હટી ગઇ.

"ઓ હસ," તેણી મુશકેલીથી દમ લેતાં પોકારી ઉઠી, "હસ, હુ–હું–હંમેશા એમજ વિચારતી હતી, આજની ઘડી સુધી કે તમે મારા એક મિત્ર હતા."

"અને હજીબી છું," ટ્રેવરે અત્યંત માયાથી કહયું, "દુનીયામાં તમારો મિત્ર રહેવાનું હું કોઇના કરતાં પણ વધતું પસંદ કરૂં છ."

"ઓ નહિ," તેણીએ દુ:ખની કળ ખાતાં પાછું કહયું, "મેં તમારી આગળ મારી વાતો કરી તે એવી વકાથી નહિ હતી. મેં તો ધાર્યું હતું કે તમે દુનીઆ જોઈ ચુકેલા એક માણસ છો એટલે મારા દુ:ખની હાલત સમજશો. મેં એમ નહિ ધારેલું–અને એમ નહિ ધારવામાં હું મુર્ખી હતી એમ હવે હું જોઉછ–ખાસ કરીને મે તમને એટલું ખરીખંખારીને જણાવી દીધા પછી કે હું–કે હું ભલી નથી."

તે રૂપસુંદરીના અવાજમાં ખરેખરજ દુ:ખની કળ હતી. તે તેણીની નજદીક ગયો અને તેણીનો બરડો માયાથી પસવાર્યો.

"તમે તમારે માટે ગમે તે વિચારતાં હોવ," તેણે માયાથી સમજાવ્યું, "પણ હું તો માત્ર એટલુંજ જાણું છું કે તમે એક તે ઓરત છેવ કે જેને હું માહરાં ખરાં ને બધાં જીગરથી ચાહું છું. તે ઓરત કે જેને હું દોલત કે પદવીનો દરજ્જો આપી શકવાની હાલતમાં નથી, મગર તેને સુખી કરવાની સ્થિતિમાં છું. કદાપી હું બહુ ઉતાવળો બન્યો હોઇશ. અગર તેમજ હોય, ડીયર, તો તું દુઃખી કે દીલગીર ના થા. હું થોભશ; એ પાછું બોલવાની તું મને રજા બક્ષશે ત્યાં તુલીક હું ધીરજથી થોભશ."

તે નાજનીને પોતાના હાથો એકમેકમાં ચીવ્વટ ભેરવી લીધા. તે તેની બાજુમાંથી હવે હટી ગઇ નહી.

"તમે મને જાણતા કે પીછાણતા નથી," તેણીએ ગુંગલાતે અવાજે કહયું, "તમે ભલાં છેવ, બહાદુર છેવ, તમે મને મદદ કરવા તલબગાર છેવ, પણ એ બનવાજોગ નથી; મને ખાતરીથી માનો કે એ બીલકુલ બનવાજોગ નથી," તેણીએ પોતાની મનહર ચશમો તેના ચહેરા ભણી ઉઠાવી. તે આંસુઓથી તમામ તર બનેલી હતી. અગાધ ગમી ને સંતાપનો કારમો છાયો તેમાં જોઈ લેવાતો હતો, "ઓ, મને માનો," તેણીએ પુનઃ અત્યંત ઓજરખ્વાહીથી વીનવ્યું, "તમે તમારાં દીલથી તો એ વાત માનતા હશો. કેમકે તમે જાણોછ કે હું ચાહું તોબી."

"જો તું ચાહે તો બી શું?" ટ્રેવરે ઉંચે દમે પુછયું.

"તમે જાણોછ કે તેમ કરવા હું છુટી નથી." ડાવેજરે કહયું.

"હા, તે હું જાણુંછ અને તું મને એજ જવાબ આપશે એવી મને વકકી હતી. તું તારાં બચ્ચાંને બંધાયલી સમજે છે ને તે તમામ બરહક છે. પણ મને એક બે મીનીટ સમજી લે! હું ધીરજથી થોભશ. તારો રોલો નીશાળે જતો થાય ત્યાં સુધી હું તારે માટે થોભશ. તેમ થવા માટે બીજાં ઓછામાં ઓછાં ચાર વર્ષો જોઇશે." તેણે એમ કહેતાં એક નીશ્વાસ નાખ્યો, "પણ તે હું તાહરે ને તેને ખાતર સોસી લેવશ. તું કોઇને કહેતી ના, હું બી ચુપકીદીજ

અખત્યાર કરશ. હું હિંદુસ્તાન માહરી ફરજ ઉપર પાછો જશ, અને રોલો જ્યારે સ્કુલમાં જતો થશે ને તને જીંદગી એકલવાઇ લાગતી હશે ત્યારે હું તને માહરી પરણેતર બનાવવા પાછો આવશ. હું ધારૂંછ, મારી ડાર્લીંગ, કે તે વખતે તું મને નીરાશ કરીને પાછો ફેરવશે નહી."

તે થોભ્યો, તે રૂપસુંદર રમણીની આંખો નીચે ઝુમી પડેલી હતી. તેણીનું તનબદન ધ્રુજતું હતું; તેણીનો દમ ગુંગળાતભર્યો નીકળતો હતો.

"તમે મને પીછાણતા નથી!" તેણી ધ્રુજતા સાદે બબડી, "તમે મને પીછાણતા નથી! એ કદી બી હંમેશ માટે બનવાજોગજ નથી, જો કે હું તમારો આભાર સ્વીકારૂંછ અને તમારી મહેરબાની ભરી પ્રેમાળ લાગણીઓ માટે હું તમારી પુષ્કળ આભારી છું."

"બસ એટલુંજ?" ડેનજરફીલ્ડે તેણીના ચહેરાનું બારીક નીરીક્ષણ કરતાં પુછ્યું. તેની નજરોના મારા હેઠલ તેણી દબાઈ ગઈ. જવાબમાં તે મધુરી કંઇજ બોલી નહી.

"મને કહે," ટ્રેવરે સતાદર્શક સ્વરે પાછું પુછ્યું, "કે રોલો ઉપરાંત કંઈ બીજી બી નડ છે કે જે આપણા સુખની આડે આવે એવી છે?"

તે જવાબ માટે થોભ્યો. બહુ વારે તેને જવાબ મલ્યો. નીચી મુડીને નજરેજ તે બોલી.

"હા, બીજી બી અડચણ છે." તેણી બોલી, "મેં તમને અગાઉ કહી દીધેલું છે, તમે માહરૂં કહેલું માનો, તમે ભલા માણસ છેવ પણ હું—હું ભલી ઓરત નથી."

તેણી એટલું બોલતાં આખાં આંગે ઘણી ધ્રુજી ઉઠી. ટ્રેવરે તેણીને એક ખુરશી ખેંચી તે ઉપર બેસાડી દીધી.

"માહરી વ્હાલી, ભલાં કે બુરાંનો સવાલ નથી. હું પોતે પણ કંઈ છેકજ ભલો નથી, જો કે તેં તેમ મને માની લીધેલો છે. સવાલ સાદો ને સીધ્ધો ફક્ત એટલોજ છે કે તું મને માહરી ધણીઆણી થવા જેટલી હદે ચાહી શકેછ કે નહીં?"

તે વાંકો વળ્યો ને તેણીના ચહેરામાં તેનો જવાબ વાંચવાની તજવીજ કરવા લાગ્યો; મગર તેણીએ પોતાનો મુખડો છુપાવી દીધો.

"કેપટન ડેનજરફીલ્ડ, હું તમારી પ્રહસ્થાઈ, ભલાઇ ને બહાદુરીને ઓનર-ખ્વાહીભરી અપીલ કરૂં છું. હું તમને કદી પરણી શકવાની નથી. હું ખાસ નાના રોલોની એકલાની છું. અમારી વચમાં કોઈ આવશેજ નહીં."

"એક દીન રોલો પરણી જશે. ત્યારે તારૂં શું થશે?" ટ્રેવરે પ્રશ્ન કર્યો. તે જાણતો હતો કે તે એક હારેલી બાજી જીવ ઉપર આવીને જીતની દુરની મીથ્યા આશા ઉપર ખેલવાની કોશેશ કરતો હતો.

"હું નહી ધારતી કે તમે મને વીસ વર્ષ પછી પરણવાની ખાહેશ રાખશો, કેપટન ડેનજરફીલ્ડ," ડાવેજરે કહયું.

"હું પાછો આવશ," ટ્રેવરે બજીદાઇથી કહયું, "પાછો, પાછો, અને પાછો આવ્યા કરશ; જ્યાં સુધી તું મને કંટાળીને પાછો મોકલતી બંધ થશે ત્યાં સુધી."

"નહિ, નહિ, તમે તમારી જીંદગીને માહરે ખાતર ખરાબ ના કરતા," તેણીએ કાકલુદીથી માંગી લેતાં કહયું.

"માહરી જીંદગી તાહરા વગર ખરાબ તો થઈ ચુકી બી છે," ટ્રેવરે જુસ્સાથી એટલું કહીને તે મધુરી દીલરૂબાના હાથો જોશથી ચુમ્યા.

"હું પાછો જરૂર આવશ," તેણે જવા ઉભો થતાં દ્રઢ અવાજે ઠરાવથી કહયું; અને પછી તે મોહબતવંતી માશુકથી દીલગીરીથી ચાક થતાં જીગરે રૂખસદ લીધી.

## પ્રકરણ ૧૦.

કેપટન ડેનજરફીલ્ડ ડાવર હાઉસમાંથી પાછો બહાર પડયો ત્યારે પણ વરસાદ વરસી રહયો હતો. તેનો દેખાવળો મુખડો મકકમ અને ઠરાવવંતો હતો. તે સ્વભાવે દ્રઢ નિશ્ચયનો હતો અને વિરૂધતા શું એ તે જાણતો કે

ગણુકારતો નહીં હતો. ડાવેન્જરની નાથી, તેને કાંઈ હદ વીનાની નીરાશા ઉપજી ન હતી. પોતાના વિચારોને બમણા વેગથી અમલમાં મુકવાના કસદ ઉપર તે આવ્યો હતો. એટલું તો ગર શકનું ચોકકસ હતું કે તે માહબુએ તેને છેકજ નાઉમેદ બનવાનું કારણુ આપ્યું ન હતું. તેણીના તેને માટેના પ્યારના સવાલનો જવાબ કરવા તેણીએ સાવ અખાડા કર્યા હતા. અને તે મોઘમ અખાડાનો ભેદ તેની તરફેણમાં જતો હતો. આ તેણીની ચુપકીદી ઉપર તેણે આશાઓનો મદાર બાંધવાનું શરૂ કર્યું હતું. તેણી વરસો સુધી કદાપી તેને ટોવાવશે પણ તેણે તેથી નહી ડગમગવાનો ને નહી પાછળ હઠવાનો ઠરાવ કર્યો. અંતે તો તેણી નમશેજ, તેની મરજીને આધીન થશેજ અને જ્યારે તે થશે ત્યારે તમામ સર્વસ્વથી તે તેની થશે એ બી તેટલુંજ ચોકકસ હતું.

કેપટન ડેનજરફીલ્ડ તેથી પોતાના મનમાં ભવિષ્યની સારી ઉમેદો રાખતો પોતાને ઘરે પાછો ફર્યો. તેની મકકમ ઇચ્છાઓ આગલ અને મજબુત લાગણીઓ સમક્ષ તેણીને આયંદા પોતાના વિચારો બદલવાજ પડશે એમ તેણે અનુમાન કર્યું. અને તે થોભવા ખુશી હતો.

આજે વરસાદને ઘેલું લાગ્યું હતું. ઝરમર ઝરમર તે વરસ્યાજ કરતો હતો. ખાંચો ખાવાની તે બીલકુલ વાતજ કરતો ન હતો, એટલે સૌ કોઇ ઘેરમાંજ ભરાઇને બેઠેલું હતું. રાતના જમી લીધા પછી ટ્રેવરના માતપીતા રાએતા મુજબ પાનાનો દાવ રમવા બેઠાં અને તે ગુપચુપ નીચે બાગમાં ઉતર્યો, તે એકલોજ પડવા ખુબ ઇંતેજાર હતો. મહોબતના મીઠા પ્યાલોની મજાહ તેના શીકારને એકાંતપણામાંથીજ અને એકલવાયામાંથીજ જડે છે. ઇશ્કમાં અંધ બનેલા ટ્રેવરને પણ તેવીજ એકાંતવાસની હાલ જરૂર હતી.

ટ્રેવર થોડો સમય સુધી બાગમાં ફર્યા કર્યો અને પછી તે બાગનો બહારનો દરવાજો ખોલીને તે રસ્તા ઉપર નીકલ્યો. તે વિચારો ને વિચારોમાં ચાલ્યા કર્યો; તેના પગો તેને કયાં દોરવી લઈ જતા હતા તેનું તેને ભાન

નહીં હતું; પરંતુ થોડે વારે તેણે એક ચમકવા સાથ જોયું કે તે કોઇ અણુદીઠ શક્તિના ખેંચાણને આધીન દાવર હાઉસ ભણી દોરવાઈ આવ્યો હતો. એ વાતની જાણ થતાં તે મનમાં હસ્યો; પણ તે અટક્યો નહીં. દાવર હાઉસમાં જવાના મોટા બાગના એક નાના ગેટમાંથી અંદર દાખલ થયો. અંદર દુરથી આવેલા તે બંગલામાં બતીઓ બલતી હતી અને તેની રજાલો ઉંઘાડી બારીઓમાંથી બહાર પડીને બાગના ઝાડો અને ક્યારાઓ ઉપર પડતી હતી. પોતાની મશતાપાઅંદાજ માશુકને જોવાની જીજ્ઞાસા એકાએક તેના હૃદયમાં ઉદ્દભવી આવી. એકાદ ઉંઘાડી બારીમાંથી તેણીના રૂમમાં તે વ્હાલીને બેઠેલી જોવાનુ તેને ખુશનસીબ કદાચ મલે એ બનવાજોગ હતું. તે પોતા ઉપર ગાલેબ આવેલી એ એકાએકની લાગણીને આધીન થયો. તેની મકસદ કાંઈ તેણી ઉપર ચોકી કરવાની કે જાસુસી ચલાવવાની નહીં હતી. તે વ્હાલી દીલરૂબા એકલીજ હશે એમ તેણે વગર શકે માન્યું હતું.

તે ધીમે કદમે બંગલા તરફ આગલ વધતો ગયો. નીચલા તેણીના સીટીંગરૂમની બારીઓ, તેણે ખુશીથી ઉછલતાં હૃદયે નીહાલતાં જોયું કે, ખુલ્લીજ હતી અને અંદરથી બતીનો પ્રકાશ બહાર બાગની લોન ઉપર આવીને પડતો હતો.

તે વ્હાલી દીલબર ત્યારે ત્યાંજ હતી. તે દેવાલે ભરાતો ભરાતો બારી આગળ ગયો, ને ડોકાવીને અંદર જોવાની તૈયારીમાં હતો તેટલાં અંદરથી એક મરદનો અવાજ આવ્યો.

"માઈ ડીઅર ગર્લ, તને જરા બી ચીંતા રાખવાનું કારણ નથી. મારે ખાતર તું જરા પણ ફીકર રાખતી ના," તે અવાજ ટ્રેવર ડેનજરફીલ્ડે તાબડતોબ ઓલખ્યો, "હું તને ખાત્રી આપું છ કે મેં એ વીશેની સંભાલ લીધેલી છે. તું જાણેછ તો ખરી કે મને પણ ખાનદાની અભીમાન પ્યારૂં છે! પણ વળી મામલત શું મોટી છે? એકસો ને પચાસ પાઉન્ડસ બહુજ નજીવી રકમ. તારે ગમે ત્યારે મને આપજે, મને કશી ઉતાવલ નથી."

તે બોલનાર એમ બોલતો બારી તરફ સહેજ ચાલી આવ્યો અને તેનો ચહેરો ટ્રેવરે ખુલ્લો જોયો. તે ગાઈ હતો. જવાની તૈયારી કરતો તે ઉભેલો હતો અને ડાવેજર તેની બાજુમાં તેના હાથમાં હાથ ભેરવીને ઉભેલી હતી.

ટ્રેવર ડેનજરફીલ્ડ શરમીંદો બનેલો દેવાલે સંકોચાઇને ઉભો. તે આ બીજી મરતબા અને આ વેલા તો અંગત જોખમદારી વહોરીને તે કોઇની ખાનગી બાબદમાં નાહક માથાં મારતો હતો કે જેમ કરવાની કોઈ સત્તા કે હક તેને બીલકુલ નહીં હતાં. ડાવેજરનો અવાજ તેટલાં પાછો આવ્યો અને ટ્રેવરને લાગ્યું કે કોઈ મોટા છુપા ભેદનો ખુલાસો તેને હમણાં મળનાર હતો.

"મારાથી બની શકશે તે કરતાં એક બી વધુ દિવસ હું તને ખોટી કરશ નહીં." તેણી બોલી, "એની મને ઘણી ચીંતા ઉપજેલી હતી. હું તારી ભલાઇનો ગેરલાભ બીલકુલ લેવશ નહીં."

"મારી વ્હાલી ઇવ, તેવું કાંઈ નથી," ગાઇએ બેદરકારીથી જવાબ કર્યો, "ને ચાલ, હવે હું જાઉંછ. તું જાણેછ કે પેલહેમનો મીજાઝ કેવો છે. તેવણ સાહેબ અત્યારે મને બીલીયર્ડ રમતો ધારતા હશે. ગુડબાય, તું જરા બી ચીંતા ના કરતી."

ટ્રેવર ડેનજરફીલ્ડ પોતાની ભરાવાની જગ્યાએથી નીકલી ગયો અને તે મકાનના આગલા દરવાજા તરફ નીકલી ગયો. ગાઇ કોર્પીંગટન જરાજ વારમાં તે મકાનમાંથી બહાર આવ્યો. અને બહાર રસ્તામાં પડયો. ટ્રેવર તેની પુઠે ચાલ્યો.

---

## પ્રકરણ ૧૧.

---

"હલ્લો," ગાઇએ પોતાની પાછલ કોઇને ચાલી આવતાં જોઇને થોડે-વારે બુમ પાડી. "તમે કોણ છો? અને શા વાસ્તે મારી પુઠે આવો છો?"

"હું ડેનજરફીલ્ડ છું." તેને તુરતજ જવાબ મળ્યો, "અને હું તમારી પુઠે એટલા માટે આઉંછ કે મારે તમારી સાથે કંઈ વાત કરવી છે."

"તમે!" ગાઇએ અજાયબીથી ચમકીને બુમ પાડી. તે જરા બેકકાર બનેલો દીસ્યો, "કેમ શું છે-શું થયું છ?"

"તેજતો હું જાણુવાને ઇંતેજાર છું," ડેનજરફીલ્ડે જરા કડક સાહદે કહયું અને તે સાંભળીને ગાઈ કોપીંગટન ચોંકયો.

"મારી સાથ વાત કરવા માટે તમે ઘણી અજબ જેવી જગ્યા અને વખત પસંદ કીધોછ," તે બોલ્યો, "હુ દીલગીર છું કે જો તમો મારી સાથે રસ્તામાં ઝડપથી ચાલશો ને વાત કરશો તોજ તેમ બની શકશે ને નહિ તો કાલ ઉપર તમારી વાત મુલતવી રાખવી પડશે. મને ઉતાવળ છે."

"તમારા કામ કરતાં મારૂં કામ વધારે અગત્યનું છે." ડેનજરફીલ્ડે કડક સાહદેજ બોલવાનું જારી રાખ્યું, "લુક હીઅર, કોપીંગટન! તમને શા વાસ્તે દોઢશો પાઉન્ડની એકાએક ગરજ પડી તેનું સાચું કારણ હું જાણુવા માગું છું. તમારે તે મને કેહવુંજ પડશે."

"ઓ એમ," ગાઈ બોલ્યો, અને તેણે તે જવાન સોલજર ભણી લગાર તુમાખથી જોયું.

"તમારા પૈસા તમને કાલે મળી જશે," તેણે બી હવે જરા ઉંચે સાહદે જવાબ કર્યો, "મેં તે કાંય લીધા તેની સાથ તમને કંઈ વાસ્તો નથી, અને તે સબબસર હું તમારી જીજ્ઞાસા તૃપ્ત કરવા ના પાડુંછ."

ગાઇના બોલવા પછી ત્યાં થોડોવાર ચુપકીદી ફેલાઈ રહી. જરા વાર રહીને ડેનજરફીલ્ડે ધીમા પણ મક્કમ અવાજે કહયું, "તમે જ્યારે જાણુશો કે તમારી અને તેણીની પુઠે લોર્ડ કોંપીંગટન લાગી રહેલા છે ત્યારે હું ધારૂંછ કે તમે તમારો મત ફેરવશો. તમે યા તો તેણી બેમાનું કોઈ પણ તેને ઉડાવી શકવાની સ્થીતીમાં નથી."

"તમે બધું ઘણું ઘણું માની બેઠેલા લાગોછ," ગાઇએ ગુસ્સે થઇને કહયું. "તમે હમણાં ક્યાંથી આવ્યા! કેથે છુપાઇને કાનાસોરી કરતા'તા શું?"

"મેં તમને ખુલાસાથી વાત કરવા કહેલી છે તેથી હું બી ખુલાસાથી

બોલશ." ડેનજરફીલ્ડે કહયું, "આજે બપોરે મેં ડાવેજર લેડી કોપીંગટનના હાથની માગણી કરી હતી."

ગાઇના મુખમાંથી આ સાંભળીને એક તીણી ચીસ બાહર પડી. અજાયબીની કે નારાજીની તે ટ્રેવર કલ્પી શકયો નહિ.

"તમે બધું તાતે ધાએજ કામ લેતા જણાઓછ." ગાઇએ કહ્યું, "અગર યા તો પછી તેણીએ સો ટકા ના પાડી હશે."

"તેણીએ નાજ પાડી," ટ્રેવરે ખુલાસો કરવો ચાલુ રાખ્યો, "પણ એવી ઢપે કે જે પરથી એમ લાગેછ કે તેણીનો વિચાર માહરા ખ્યાલોથી બહુજ દુર નથી. આજે સાંજે હું જમીને બાહર ફરવા નીકળ્યો અને કુદરતીજ મારા મન મગજની લાગણીઓથી આકર્ષાઇને અહિં ઘસડાઈ આવ્યો. મેં ડાવેજરના ઓરડામાં બતી બળતી જોઇ. બારી તમામ ખુલ્લી હતી એટલે મેં અંદર ડોકાવ્યું. હું તેણીને એકલીજ જોવાની આશા રાખતો હતો પણ——" ટ્રેવર બોલતો અટકી ગયો.

"પણ શું ?" ગાઇએ જીજ્ઞાસાથી પુછયું, "તમે જે જોયુંછ તે પરથી ઉલટે રસ્તે દોરવાઇ ગયલા છો. આઇ એમ સોરી ફોર યુ. ઘણી વાર નજરે જોયલું પણ ઉલટુંજ હોય છે."

"નહિ, તેમ નથી," ડેનજરફીલ્ડે ઠંડાઇથી કહ્યું, "મેં તમને પોતે બોલતાં સાંભળ્યા કે જે રકમ તમોએ મારી પાસેથી ઉછીકી લીધેલી છે તે બહુ નજીવી છ, ને તેણીએ તે માટે ચીંતા કરવી નહિ. હવે મને ખબર છે કે આપણા ગામમાં કોઈ એક ઓરતને આજે કેટલો વખત થયાં બ્લેકમેલ કરવામાં આવે છે. લોર્ડ કોપીંગટન પણ તે જાણે છે. હું તે ઓરતનું કે તેને સતાવનારનું નામ જાણતો નહિ હતો. આજે રાતે તે બેઉ મેં શોધી કાહડયું છે. અને હું તમને સાફ સાફ કહું છું, કોપીંગટન કે તમારા બન્ને વચ્ચે ગમે તે હોય, ડાવેજર ગમે તેટલી તમારા હાથ હેઠળ દબાયલી હોય તે છતાંબી તમારે આ નીચ અધર્મથી તુરતજ બાઝ આવવું પડશે."

ટ્રેવર ડેનજરફીલ્ડના સાહદમાં સત્તા અને દ્રઢતાનો વાસ રહેલો પ્રગટ જોઈ શકાતો હતો.

"ખુદાને ખબર કે એ બધા મુર્ખા ખ્યાલો તમારા મગજમાં કોણે પેદા કીધા છે," ગાઇ બોલ્યો, "હું કોઈની દરકાર કરૂં એમ નથી. કોઈ મને ખુલી કરે તે હું સાંખતો નથી–તમારા ધખારાઓને ઉતેજન મળે એવું હું કશું કરવા માંગતો નથી, મેહરબાની કરીને ડાવેન્જરનું નામ વગોવવાથી તમેજ બાઝ આવજો નહિ તો હું તમારા હાડકાં સેકી નાંખશ."

"યુ મે ત્રાઇ" ડેનજરફીલ્ડે ધિક્કારભર્યા સાહદે ઉશકેરાઇને કહયું, "એમ કંઇ હું તમને ફાવવા દેનાર નથી. ડાવેન્જરને હવે પછીથી હંમેશને માટે નહિ સતાવવાનો હું તમારી પાસેથી વર્ડ ઓફ ઓનર માંગું છું. તમારે સોગંદ લેવા પડશે કે તમે હવે તેણીને ભવિષ્યમાં શાંતીમાં રહેવા દેશો–જરાબી પજવશો નહિ. હુ તમને તમારી ચોકકસ કીંમત આપશ. મેં તમારા વર્ડ ઓફ ઓનરને માટે કહયું છે પણ તેની કેટલી કીંમત આંકવી તે મને સારી રવેશે રોશન છે. તમારા જેવા બ્લેગાર્ડસોના ઓનરજ હોતા નથી. હું તમને ચેતાવી રાખુંછ કે જો તમે વચન ભંગ કરશો તો તે તમારા જાનના જોખમે થશે. હું આય ખાલી ભપકી આપતો નથી. હું બરાબર ને સંપુર્ણ બદલો લેવશ. તમે સમજ્યા હું શું કહેવા માંગુંછ તે? હું બીજી વાર તમને આવી વોરનીગ આપવાનો નથી."

"તમને સમજું! મારા ખુદા, તમે ઘેલા થઇ ગયલા હશો કે મારી સાથ એવી વાત કરોછ, જો તેમજ હોય તો મારે તમારી શુધ્ધ ઠેકાણે લાવવી જોઇએ ને તેથી આય લેતો જા," અને એટલું કહીને ગાઇ કોપીંગ-ટન પોતાના હરીફ ઉપર ઓચીંતો તુટી પડયો. રાતના અંધકારમાં તે બન્ને બહુ ઝનુનથી લડવા પડયા. ગાઈ મજબુત હતો પણ ડેનઝરફીલ્ડના શરીરનુ એકેએક અવ્યવ ખીલેલું ને સારી હાલતમાં હતું. તે અંતે ડેનજરફીલ્ડના હાથ ઉપર જેર થઇ ગયો અને એક બચ્ચાંની માફક લાઇલાજ થઇ પડયો.

"કોપીંગટન, એ પાણીએ કંઇ વાલ ચરવાના નથી; તુંને કોણુ સાથ કામ લેવુંછ તેનો તું ને કંઇ ખ્યાલ નથી. જા, હમણા તો જા અને કાલે બપોરે ઓરીગફર્ડ ખાતે મળજે. હું ત્યાં ચારને સુમારે સ્ટેગના બારમાં બીલીયર્ડ રૂમમાં બેઠેલો હોવશ."

"પણુ હું તમને આવીને કાંય મળુ?" ગાઇએ હાંફતાં હાફતાં હજી ઝનુનથી પુછયું.

"તું વિચાર કરી જોશે તો તે તારા લાભનુંજ માલમ પડશે," ડેનજરફીલ્ડે શાંતીથી કહયું. "મારી સાથ પંચાત શોધવામાં તને ગેરલાભજ છે."

"હું ત્યાં આવું ને તમે મને વધારે ઇનસલ્ટ કરો. યુ આર મેડ, આઈ બીલીવ. કોઇ બી સંજોગોમાં હું આવવાનો નથી."

"તારે આવવુંજ પડશે," ડેનજરફીલ્ડે કરડાકીથી કહયું, "જો તું નહિ આવશે તો હું પોતે કોપીંગટન હોલમાં તેનું કારણ પુછતો આવશ. ઇનિસલ્ટ તો હું તુને કરી ચુકયોછ, હવે બોલવાની તારી વારી છે."

"વેરી વેલ, હું આવશ," ગાઇએ જરા ઠંડો પડતાં જણાવ્યું, "અને તમારી સાથ તમે કદી નહિ સાંભળી હોય એવી ચોખી વાત કરશ. હું હમણાજ કરતે, પણુ હમણા વખત નથી, પણુ એટલુ તો સમજતા જાવ કે ડાવેજર માટેના તમારા અનુમાનો તમામ ખોટાં છે. તમારે તેનો જવાબ આપવોજ પરશે," અને એટલું બોલી ગાઇ તુરત તેની પાસેથી ચાલતો થયો.

ટ્રેવરે ગાઇના બોલવા ઉપર કશો દર્યાફત કર્યો નહિ. તેણે જે જોયું તે પુરતું હતું. એ તમામ કુદરતી હતું કે ગાઈ તેને ઉડાવવાની છેકના છેવટ તુલીક કોશેશ કરે.

તે પોતાને ઘરે પાછો ફર્યો કે રસ્તામાં ચાલતાં ચાલતાં તેને ડાવેજરના બોલાયલા બોલો પાછા યાદ આવ્યા, "હું તમને કહી ચુકી છું, તમારે તે માનવું જોઇએ. હું—હું—એક ભલી ઓરત નથી."

ટ્રેવર ડેનજરફીલ્ડ તે રાતે જ્યારે પોતાના બાપના ઘરે પાછો ફર્યો ત્યારે તેનું હૃદય સીસાના ભારથી હોય તેમ ભારે થઈ ગએલું હતું.

## પ્રકરણ ૧૨.

બીજી સહવારે ટ્રેવર ડેનજરફીલ્ડ ડાવેજર લેડી કોપીંગટનને મકાને સ-કાળેથી જઈ ચઢયો. ડાવેજર દાવર હાઉસના બાગના કમપાઉન્ડમાંજ ફરતી તેને મળી ગઈ. તેણીને દુરથીજ જોતાં તે જવાન પાછો તે મહીલાની મધુર અસર હેઠળ આકર્ષાયો. તે એક સુંદર સહવાર હતી અને તે સર્વાંગ સુંદરી તે કુદરતી સુંદરતાની મોહીનીમાં ઓર બી વધારો કરી આપતી હોય એવી ઝલેહવંતી જ્યોતી જેવી જણાતી હતી.

ટ્રેવર ઉપર નજર પડતાં તેણી ધીમે કદમે તેની તરફ ચાલી આવી. આવકારનું મીઠું હાસ્ય તે રાબેતા મુજબ હસી; પણ ટ્રેવરની આંખો કરડી ને તેના હોઠો ચીવ્વટ બીડાયલા હતા.

"હું તમારી સાથ વાત કરવા માગુંછ," તે બોલ્યો, "ખાનગીમાં."

તેનો સાહદ વગર શકનો કરડો અને કઠોર હતો. તેણીએ સહેજ ચમ-કીને એક ઝડપી નજર તેનાં ચહેરા ઉપર નાખી.

"હા, ચાલો, અંદર આવો," તેણીએ ધીમેથી પણ શાંતીથી કહયું.

તેણી તેને ડ્રોઇંગ રૂમમાં દોરવી લઈ ગઈ. તે તેની પુઠે ગયો અને તે રૂમનું બારણું અંદરથી બંધ કર્યું. તેણીએ તે જોયું પણ કશું બોલી નહીં. તેણી ચહેરામાં ફીકકી મારી ગઈ હતી.

"શું છે, કેપટન ડેનજરફીલ્ડ?" તેણીએ પુછયું, "તમે મને એવું તે શું કહેવા ચાહોછ?"

"ફકત એટલુંજ, લેડી કોપીંગટન," તે બોલ્યો, "કે મેં શોધી કાઢયુંછ કે પેલા દોઢસો પાઉન્ડસ કોણના છે અને કોણને માટે તે હતા."

એક પળ ત્યાં ચુપકીદી ફેલાઇ. પછી ડાવેજરે અજાયબીના ભવાં સાથે કહયું. "ખરેખર! ધેટ ઇઝ વેરી ઇનટરેસ્ટીંગ!"

ટ્રેવર એક ડગલું તેણીની નજદીક ગયો. શું તે પણ તેને ઉડાવતી હતી?

"તે પૈસા તમારા પોતાના હતા." તે બોલ્યો, "અને તમે તે જવાન ગાઇ કોપીંગટનને આપવા માગતાં હતાં."

ડાવેજરે તેના ભણી જરાપણ ડગમગ્યા વિના જોયું, પણ તેણે જોયું કે તેણીની છાતી જુસ્સાઓથી ધડકતી હતી.

"આઇ ડીનાઇ ધેટ," તે બોલી. "તમે એવું ધારી લેવા જેટલા પાગલ કેમ બનોછ?"

"ધારી લેવા?" તે બોલ્યો, "મને એક મીનીટ સાંભળી લેવ અને પછી કહો કે હું ધારી લેવુંછ કે કેમ? ગઇ રાતે તમને જોવાની મને એકાએક તલબ થઇ આવી અને હું અહીં આવ્યો. હું તમારી સાથ વાત કરવા કે તમને ખલલ કરવા માંગતો ન હતો. મેં બારીમાંથી ડોકાવ્યું અને જોયું તો અંદર ગાઇ કોપીંગટન હતો અને તે તમારી સાથે પેલા પૈસાને માટે વાતો કરતો હતો. તમે તેને થોભી જવાની અપીલ કરી અને તેણે ભલાઇથી તેમ કરવા કબુલ્યું. પછી તે ઘર છોડી ગયો અને હું તેની પુઠે ગયો. તેણે મને જુઠું સમજાવવાની કોશેશ કરી. મને લાગેછ કે તેમ કરવા સિવાય તેની પાસે બીજો ઇલાજ નહીં હતો. હવે મને કહો કે એ બધું ધારી લીધેલુંજ છે કે કેમ?"

એક પળ ડાવેજરની કાળી ભમર ચશમોમાં અગાધ ગભરાટનો છાપ છવાઇ આવેલો ટ્રેવરે જોયો. મગર બીજીજ પળે તે એક ઉડતા ઓળા મીસાલ ગાયબ થઇ ગયો. અને તે તમામ શાંત અને નરમાશભરેલી નજરે આવી. તેણી તેની નજદીક આવી અને પોતાનો સહેજ ધ્રુજતો હાથ તેનાં ખભાં ઉપર મુકયો.

"કેપટન ડેનજરફીલ્ડ," તેણી બોલી, "પ્લીઝ! ધીસ ઇઝ નોટ લાઇક યુ, શું મને ખુલાસો કરવાની ટક નહીં આપશો?"

"હું ખુલાસા માટેજ આવ્યો છું," તેણે તીખાશથી કહયું, "અને મહેરબાની કરીને તે એકદમ કરો."

તેણીએ તેની આંખોમાં સીધું જોયું.

"અને તમે કેટલી હદ સુધીનો વિશ્વાસ મારામાં મુકવા તૈયાર છો ?" તેણી બોલી, "જો હું ખુલાસો કરૂં અને તે તમે નહીં માનો એવો હોય તો પછી તેમાં સાર્થક શું ?"

"અગર તે સાચો હશે તો હું તુરતજ સમજી શકશ," ડેનજરફીલ્ડે ઠરાવથી કહયું.

"પણ શું તમે મને પક્ષપાત કર્યા વિના સમજશો ?" ડાવેજરે પોતાનું રાબેતાનું મોહક હસવું હસતાં સવાલ કર્યો.

"તમે એક મરતબા મારી આંખોમાં ધુળ છાંટી છે," તે બોલ્યો, "બીજી મરતબા તેમ કરવાથી બહુ સાવધાન રહેજો, કેમકે હું તે સાંખી શકવાનો નથી."

• તે રૂપસુંદર રમણીએ પોતાનું સર મગરૂબીથી ઉઠાવ્યું.

"હું તમારાથી બીહતી નથી," તેણી બોલી, "તમે મને જરારતી નુકશાન કરશો, પણ તેની હું પરવાહ રાખતી નથી. તમે પુરૂં નુકશાન મને ત્યારેજ કરી શકો કે જેમ કરવાનું સાધન હું પોતે તમારા હાથમાં આપું, અને શું તમે એમ ધારોછ કે તેમ હું કરશ ?"

તેણીના સાહદમાં બેરીકરાઇનો અંશ પુશકલ હતો અને તે જોઈ ટ્રેવર અજબ થયો.

"મારા ખુદા ! શું તમે એમ માનોછ કે હું તમને નુકશાન કરશ ?"

"તે તમારૂં જીગર બરાબર જાણતું હશે," તેણીએ જવાબ કર્યો, "તેમાં જુવો અને ખાત્રી કરો."

તે જવાન તેણીની પાસથી હઠી ગયો. તેણીએ આબાદ નેમ લઇને

તેના દીલના નબળા ભાગને હચમચાવ્યુ હતું તે તેથી ગુસ્સે થયો. પણ તેણીની ચાલબાજીની યોગ્યતા તો તે સ્વીકાર્યા વિના રહી શકયો નહીં.

"હું તમારા ખુલાસા માટે ખોટી થાવું છ," તેણે થોડોવાર રહીને પાછું કહયું.

તેણીએ એક નિશ્વાસ નાંખ્યો.

"હું ખુલાસો કરશ, ફકત એટલીજ વાતનો કે ગાઈ સાથનું મારૂં પોઝીશન કેવું છે. તેથી કાંઈ પણ વધુ વાટાઘાટ કરવા હું ના પાડશ. મારી જીંદગીમાં મેં તેને કદી પણ કશી પણ પૈસાની રકમ આપી કે લીધી નથી. આજથી ત્રણ દિવસની અગાઉ એવું કોઈ પણ કામ અમો વચ્ચે થયુંજ નથી. પરંતુ હું હંમેશાં તેને એક મારા ભલા મિત્ર તરીકે માનતી આવેલી છું. અને તેથી મને જરૂર પડતાં મેં તેની મદદ માંગી. તમે કહેલી રકમ મેં તેની પાસ ઉછીકી લીધી. તેણે મને એકેબોલે એક પણ પ્રશ્ન કીધા વગર ઘણી ભલાઇથી અને ઘણી ઉદારતાથી આપી. આટલોજ ખુલાસો મારે તમારી આગળ કરવાનો છે."

ડેનજરફીલ્ડ ચુપ થઈ ગયો, પણ તેને જીગરના ઉંડાણથી ઘણું જોશભર લાગ્યું કે તેણી જુઠું બોલી હતી.

"તમે મને માનતા નથી ?" તેણી બોલી, "વેલ, કેપટન ડેનજરફીલ્ડ, માનવું કે નહીં માનવું એ તમારૂં કામ છે, મારૂં નહીં."

તે જવાન કેપટન ઝડપથી તેની આગલ ગયો અને તેણીનો હાથ પોતાના હાથમાં લીધો.

"એ તમારૂં કામ છે," તેણે લાગણીઓથી ધ્રુજતા અવાજે કહયું. "હું તમને માનશ, તમામ માનશ, જો તમે મારા ચહેરા ભણી જોઇને થોડાજ શબ્દોમાં મને એટલુંજ કહેશો કે તમને મને પેલી મલેલી બેંક નોટસો સાથે કશો પણ સંબંધ નથી."

ડાવેજર તેની નજદીકમાંથી હઠી ગઇ નહી, તે તેની મરજી મુજબ તેની ઇચ્છાનુસાર બોલી નહી. તેણી પોતાના હાથો તેનામાં જકડાયલા રાખી મુકીને સીધી મુગીમંતર ઉભી રહી.

કેપટન ડેનજરફીલ્ડે તેણીના પકડી રાખેલા હાથો ધીમેથી છોડી મુકયા.

"તમે તેમ કરવા માગતાં નથી ?" તેણે પુછ્યું.

તેણીએ કશો જવાબ કર્યો નહીં, તેણી ઝડપથી તેનાથી દુરજ જઇને ઉભી. અને ડેનજરફીલ્ડ નીરાશી અને દુઃખથી આંધલો બની તે રૂમ તુરત ત્યાંથી છોડી ગયો.

આખર કરેને શું તેણીએ તેને ચેતાવ્યો નહી હતો ? અને તેણેજ પોતાના દીવાન્યતપણાને આધીન થઇને તે માનવાને શું ના પાડયું ન હતું?

## પ્રકરણ ૧૩.

ડાવેજરના મોહપાશમાંથી છંછેડાઇને છુટેલો જવાન ટ્રેવર ડેનજરફીલ્ડ તેણીના મકાનની બાહર એક પળ થોભ્યો, અને પોતાના વીખરાતા વિચારોને એકત્ર કરવા લાગ્યો.

સહવાર અતી ખુશનુમા હતી, પવન મદમંદ વાયી રહયો હતો અને ફુલોની મીઠી લંપટ મનને મનન અને તાજગી આપનારી હતી. પણ ટ્રેવરનું ધ્યાન તે ખુદરતી આકર્ષણો તરફ બીલકુલ લાગ્યું નહીં. તેનું જીગર ગુસ્સાથી ઉકલતું હતું. પોતાની પ્યારીને સંતાપનારા બદમાશના બદનના ચુરેચુરા કરી નાંખવા તે બહુજ તલબગાર હતો. તેણીએ તેની આડી ઢાલ કરી હતી; પણ આજે બપોરે ગાઈ સાથ મેલાપ થતાં તે પોતાનો હીસાબ ચુકતે કરી નાંખવા ચાહતો હતો.

તે પોતાને ઘરે જવા સીધો નીકળ્યો નહી. તે ખેતરોના ઉંડાણમાં પોતાના ભ્રમીત મનને શાંત પાડવાના હેતુથી ઉતરી પડયો. તે ચાલતો ચાલતો પેલહેમ રાઇફલ રેન્જની પેલી યાદગાર જગ્યાએ આવી પુગ્યો કે જ્યાં તેને ડાવેજર સાથ પ્રથમ ભેટો થયો હતો. તે જગા હાલમાં તમામ ઉજ્જડ હતી. તે થોડોક વખત ત્યાં ઉભો. ઓ, તે ખુશનુમા યાદો આજની ગમખ્વાર સરખામણીથી કેટલી ઉલટી હતી ?

તેને લાગ્યું કે તે પ્યારા દિવસને જાણે વરસો વીતી ગયાં હતાં અને તે બધો વખત તે એ પોતાની વ્હાલીને વિચારી રહ્યો હતો. તેણીનું મધુર જાદુઈ આકર્ષણ ધરાવતું મીઠું હાસ્ય તેની આંખો આગલ રમી રહ્યું. શું એવું એક દીલચશ્પ હાસ્ય હસી શકની રમણી બાતેનથી પુરી હોઈ શકે? તે હાસ્ય નિર્મળ અને ચોખું હતું. તેણીની આંખોમાં ચમકારા મારતો વીજલી સમ પ્રકાશ પણ તેટલોજ પ્રમાણીક દીસ્તો હતો. તેણી મોહબતની મુર્તિ, દયાની દેવી જેવી દીસ્તી હતી. પણ અફસોસ શું બહારનો દેખાવ તે માત્ર બહારનોજ દેખાવ હતો?

ગાઇ આજે શું જવાબ કરશે? જો તે નજ માને તો પછી શું તેની ફરજ લોર્ડ કોપીંગટનને એ સઘળી વાતોથી માહેર કરવાની નહીં હતી? પણ લેડી કોપીંગટનને ખાતર તે તેમ કરવા ચાહતો નહીં હતો. તે તેણીને હજી બી ચાહતો હતો. ઓ, કેટલી ચાહતો હતો તે માત્ર તેના ખુદાનેજ ખબર હતું!

એકાએક એક મોટી ચીચીયારીથી તે પોતાના ખ્યાલોની બેખબરીમાંથી ઝબકી ઉઠયો. ગાઈ અને નાનો રોલો ટટુ ઉપર બેસીને દુરથી આવતા દીસ્તા હતા. નાના રોલોએ તેને દુરથી જોતાં તે ચીચીઆરી પાડી હતી અને તેમ કરતાં વળી તેણે પોતાના ટટુને પોતાના હાથમાંનાં નાના ચાબુક વતી ફટકાર્યું હતું.

તે નાનું ટટુ તે ચાબુકના ચચરાટથી ચમકયું અને ગાઈ તેની નજદીક જઈ તેને રોકી શકે તે અગાઉ તે યાહોમ દોડવા લાગ્યું. ગાઇએ તેની પુઠે તુરત પોતાના ઘોડાને ઝોંકાવ્યો.

નાનો રોલો તો પોતાના ટટુને ચારે પગે દોડતું જોઇને ખુશાલ હસ્તો હતો. આવેની ખરાબી, જોખમ કે ડર તો તે બાળકને બીલકુલ નહીં હતો. ટ્રેવર ડેનજરફીલ્ડ ગભરાઈ ગયો. તે યાહોમ ધસી આવતા ટટુને ઠંડુ પાડવા તે સામો ધસ્યો. મગર કશી પણ મદદ તે આપી શકે તે અગાઉ તો એક

નાના ખાડામાં તે ટટુનો પગ સપડાયો અને તે તુટી પડયું. નાનો રોલો તેની પીઠ ઉપરથી ઉડીને ગબરડી ખાતો કેટલેક વાર છેટે જઇને એક ઢગલા મીસાલ પડયો.

ટ્રેવર તે બચ્ચાં નજદીક દોડી ગયો અને તે ઢગલો થઈ પડેલા આકાર તરફ ધસ્યો તેની આંખો બંધ હતી. તેનો ચહેરો ફીકકો મારી ગયો હતો, અને તેના શરીરના અવ્યવો તમામ લાકડાં જેવાં થઈ ગયાં હતાં.

મગજમાં એક ભયાનક ખ્યાલ સાથે ટ્રેવરે તે બાળકને પોતાના હાથમાં ઉપાડયુ, તેનું માથું નાતાકાતીથી ભારી બનેલું તુરત ઝુમી પડયું. તેજ વેળાએ ડેનજરફીલ્ડે જાણ્યું કે તે બીચારૂં તમામ આખર થઈ ગયું હતું. તે જે ઓરતને ધડના ધડથી ચાહતો હતો તેણી ઉપર એ ગજબ એકાએક આવી પડયો હતો. તેણીનું એકનું એક બાળક મરણ પામ્યું હતું. તેણીના સુખની દુન્યા ડુબી ગઈ હતી.

જરાજ વારમાં ગાઇ તેની નજદીક આવી ઉભો.

"રોલો! રોલો. લીટલ ચેપ, મારી સાથ વાત કર," તે ગભરાયલો અકરાયલો પોકારી ઉઠયો, "ઓ ખુદા કરેને એ અમસ્થો બેશુધ્ધ થઈ ગયો હોય, ડેનજરફીલ્ડ, એ ખાલી બેશુદ્ધજ થઈ ગયોચની? એને બ્રાંડી પા, મારી પાસે છે. તેથી કાંઈ એને અડચણ તો થશે નહીંની?"

ટ્રેવર પોતે પણ મોહત જેવો ફીકકો મારી ગયો હતો, પણ અણીને ઢીકને વખતે તે પોતાના મગજની ઉપરનો કાબુ ખોહી દે એવો ન હતો.

"નહીં," તે બોલ્યો, "બ્રાંડીની કાંઈ જરૂર નથી. તું તારા ઘોડા ઉપર બેસી જા, અને ડાકટરને માટે દોડી પહોંચ; સાવધ રહેજે, તારૂં માથું ઠેકાણે રાખજે અને સાવચેતીથી કામ લેજે."

ગાઇએ રોલોના ફીકકા ચહેરા ઉપર ભખરાયલી ચશમે જોયું.

"હું જાઉંછ, પવનની મીસાલ જાઉંછ, અને ડાકટરને તેડી લાવુંછ." અને એટલું બોલી તે પોતાના ઘોડા ઉપર સવાર થઇને ત્યાંથી ઝડપથી નીકળી ગયો.

---

## પ્રકરણ ૧૪.

"ડેનજરફીલ્ડ, ખુદાને ખાતર ગાઈ આગળ જા અને તેને સમજાવ," લોર્ડ કોપીંગટને ધીમા સાહદે કહયું, "હું રોલોની માય આગળ જાઉં છું."

દુઃખના એક ઘા સમેત ડેનજરફીલ્ડ ચમકયો. લોર્ડ કોપીંગટનનો હંમેશનો શાંત ઠંડો મુખડો ફીકકો પડી ગયલો અને હડબડી ગયલો દીસ્તો હતો. ડોકટરે આવી રોલોને તપાસતાં પહેલી નજરે મત આપ્યું હતું કે તે મરણ પામ્યો હતો, તેનાં પડી જવાથી તેની ગરદન ભાંગી ગઈ હતી.

એક પળ ટ્રેવરને એમ લાગ્યુ હતું કે લોર્ડ કોપીંગટન તે સત્યાનાશીનાં સમાચાર માટે ડાવેજર પાસ તેને મોકલશે. તે વેળા તેને એક દુઃખના ઝટકા સમેત યાદ આવ્યું કે એક બે કલાક આગમજ તે કેવી તરછોડ કરી તેનાથી છુટો પડયો હતો. અને જ્યારે લોર્ડ કોપીંગટને તે કારમી ખબર ડાવેજરને પુરી પાડવાનું પોતાને માથે લીધું ત્યારે તેણે છુટકારાનો એક દમ ખેંચ્યો. લોર્ડ કોપીંગટન ગયો અને તે હવે ગાઇ આગળ જવું કે નહિ તેનો વીચાર કરતો હતો તેટલાં તેનો ભાઇ રોજર તેની આગળ દોડી આવ્યો.

"આઈ સે, જરા દયાને ખાતર અંદર આવ અને ગાઇને જો. એ સ્મોકીંગ રૂમમાં છે. એને શું કરવું તે મને સમજ પડતી નથી. આઇ બીલીવ હી ઇઝ મેડ."

"હું આઉં છું," ડેનજરફીલ્ડે કહયું, "તમે એને કંઈ આપ્યું કે?"

"નહિ," રોજર બોલ્યો, "તે બકબક કર્યા કરેછ. બ્રેન્ડી છે પણ એ તેને આંગળી બી લગાડતો નથી."

"લીવ હીમ ટુ મી, હું એને સમજાવી લેવશ."

ટ્રેવર સ્મોકીંગ રૂમમાં ગયો. ગાઈ ત્યાં એક પાંજરાંમાં પુરાયલા પશુની કાની આમથી તેમ ફેરા ફરી રહયો હતો. ડેનજરફીલ્ડને જોતાંજ તે ઉશ્કેરાઇ ગયો.

"તમે!" તે ખોખરા સાહદે પોકારી ઉઠયો, "તમે! તમે શું માંગોછ?

તમે મારી આગળ શું કામ આવ્યાછ ? તમે ગઈ કાલે મારી સાથ નાહકની મારામારી શોહધી. અને આજે, ઓ આજે હું જે ઓરતને હું મારા પોતા કરતાં પણ વધુ ચાહુ છું. તેનાં બચ્ચાંને મેં મારી નાખ્યું છે. ઓ! તેના બદલ હુંજ કાંય નહિ મરી ગયો, તમે સમજોછ કે મેં તેને મારી નાખ્યો! મેં તેણી પાસેથી તેણીની એકનીએક પ્યારી ચીજ છીનવી લીધી. તે એકજ ચીજ કે જેને ખાતર તો તે બીચારી જીવતી હતી. તેણીને માહરામાં વિશ્વાસ હતો. તેણી જાણતી હતી કે તે મારાજ હાથોમાં સલામત હતો અને મારા પરવરદીગાર, મારીજ ગફ્લતીથી મારીજ ભુલનો ભોગ એ થઇ પડયો. મેં ખુન કીધુંછ. કેમકે એ વાત જાણતાં તેણી જરૂર મરી જશે. રોલો વગર ઇવ જીવવાની નથી. તેણીનું દુનીયાનું સર્વસ્વ તે હતો–તેણી જરૂરજ મરી જશે અને એકજ કબરમાં તેઓને દફ્નાવવાં પડશે. એ બેઉનો ખુની હું છું. "નહિ, મારી સાથ વાત ના કરો. મને ના અટકાવો. મારા મગજમાં જ્વાળાઓ ભડભડી ઉઠેલા છે. હું ઘેલો થઇ ગયલો છું. અને હું બી મરીજ જવા માગું છું," થાકથી હાંફીને ગાઇ વધુ બોલતો અટકી ગયો.

"આય પી જા," તેને એક ખુરસી ઉપર બેસાડી દેતાં ટ્રેવરે તેની આગળ બ્રેન્ડીનું ગ્લાસ ધર્યું."

"મારી આગળથી ચાલી જા, ડેનજરફીલ્ડ," તે પાછું પોકાર્યો, "તમે શું જાણતા નથી કે હું ખુની છું. આ બચ્ચાંનાં ખુનનો હું જવાબદાર છું. ઓ, મને એકલો છોડો. હું કંઇ માંગતો નથી, મને કાંઇ જોઇતું નથી. તમે ચાલી જાવ. નહિ તો હું જરૂર કંઇનું કંઇ કરી બેસશ." પણ ટ્રેવર તેની નજદીકથી હઠયો નહિ.

"ગાઇ," ટ્રેવરે શાંત અને મક્કમ અવાજે કહયું, "હું તને છોડી જવાનો નથી, જ્યાં સુધી તું એવી ઘેલીગાંડી બકબક કર્યા કરશે ત્યાં સુધી હું તારી પાસેજ રહેવાનો છું. તને જોઇતું હોય યા નહિ તો બી આ તારે પીવુંજ પડશે."

તે મક્કમ સાહ્દની અસર ગાઇ ઉપર થઈ. તેણે પોતાનો મોહત જેવો ચેહરો ઉઠાવીને ટ્રેવરની કરડી આંખોમાં એક પળ જોયું અને પછી પોતાના ધ્રુજતા હાથોમાં તે ગ્લાસ લેવા કીધું. ટ્રેવરે પોતાને હાથેજ તે ગ્લાસમાંનો જલદ પ્રવાહી તેના ગળાંમાં હોમાવ્યો.

"હવે જરા ગુપચુપ પડી રેહ, તુંને જરા વારમાં ઠીક લાગશે."

અને ગાઇ તે સુચના મુજબ એક નીચી ખુરશીમાં અઢેલાઇ પડયો. તેણે પોતાની આંખો વીંચી દીધી. હજી તે આખે અંગે ધ્રુજતો હતો જો કે તેણે બકબકારો કરવો છોડી દીધો હતો.

"ડેનજરફીલ્ડ, હમણા મને છોડીને ના જતો." થોડો વાર શાંત પડી રહી ગાઇએ કહયું.

"નહિ, હું તારી પાસેજ બેઠેલો છું."

"શું થયું શું ? રોલો તુરતાતુરતજ મરી ગયલો ?"

"હા, તેની ગરદન ભાંગી ગયલી."

ગાઇએ તે સાંભળી દુઃખનો એક નીસાસો નાંખ્યો.

"અને તેની માય—તેની માય એ જાણેછ કે ?"

"લોર્ડ કોપીંગટન તેણીને કહેવા ગયલા છે,"

"પેલહેમ ગયો ?" ગાઇએ અજાયબીથી આંખો ખોલી, "તમારે જવું જોઇતું હતું."

"ટ્રેવરે તે સાંભળીને પોતાના દાંતો પીસી મુકયા. તે કાંઇ બોલ્યો નહિ.

"ડેનજરફીલ્ડ," થોડીક મીનીટની ચુપકીદી પછી ગાઇએ કહયું, "હું તમને કહેવા માગુંછ, તમારે કંઈ જાણવું જોઇએ છે. હમણા નહિ, બીજી વખત મને કશાબી બાયસ વગર સમજી લેજો. સમજશોની ?"

"ખચ્ચીતજ !" ટ્રેવરે ગાઇની આંખોમાં સીધું જોઇને જણાવ્યું.

"થેંકસ," ગાઇએ એટલું કહીને પોતાની આંખો વીંચી દીધી અને પછી ચુપ પડી રહયો.

એક કલાક ઉપર એમ શાંતીમાં વીતી ગયો. ટ્રેવર ડેનજરફીલ્ડ પોતાના વિચારોમાં મશગુલ રહી ત્યાં એક સોફા ઉપર પડી રહ્યો. એકાએક તે રૂમનું બારણું ઉઘડી ગયું અને અંદર ડાવેજર લેડી કાર્પીંગટન ધસી આવી. તેણીનો મુખડો અજબ હદ સુધીનો શાંત અને મકકમ દીસતો હતો. તેણીએ ટ્રેવરને જોયો નહિ. તેણી સીધી ગાઇ આગળ ગઈ અને તે તેણીને જોતાંજ તેણીના પગો આગળ રડતો કકળતો અને ધ્રુજતો ઢુટી પડયો.

"ડીઅર ગાઇ, તું એટલો ગમ ના કર," તેણી બોલી. "હું જાણું છ, કે તુને કેટલું લાગતું હશે. પરંતુ હું તુને જરા બી ઠપકો આપતી નથી."

"એ મારીજ ભુલ થઈ," ગાઇએ ડચકાંઓ સમેત કકળાટ કર્યો, "એ મારીજ ભુલ થઇ કે મેં એને છુટો છોડયો. હુ મને પોતાને કદી માફ કરી શકવાનો નથી. મારીજ બેદરકારીથી, હવિ. મારીજ ગુનાહભરી બેદરકારીથી તેં તાહરો દીકરો ખોહયો છ."

ડાવેજરે ગાઇનો બરડો માયાથી પસવાર્યો.

"હશ, ડીઅર, તુ એવો ખ્યાલ બી ના કર. ખુદાનું ધારવું હશે તે થયું છ. આપણો તેમાં ઇલાજ નથી, મને તો વર્ષોના વર્ષોથી લાગતું હતું કે મારો દીકરો હું ઓચીંતો ખોઇ બેસશ. ગાઈ, ખુદાનીજ એ મરજી હતી એમ માની લે."

તે માતાની શાંતી. તે માતાની ધીરજ અને તે માતાની અજબ જેવી સહનશીલતા જોઇ ટ્રેવર ડેનજરફીલ્ડ ઘણો અજબ થયો. તેણી ગાઇ ઉપર એક વ્હાલસોઈ માવીતરના હેતથીજ વાંકી વળેલી હતી. તે દુઃખથી કળ ખાતા જવાનને માયાથી પસવારતી અને પટાવતી હતી.

"ડીઅર," તેણીએ પાછું પટામણા સાહદે તેને કહયું. "હુ તારે માટે એક કદી બી જરા જેટલો પણ શક લઇ જવાની નથી. હુ સામી તારી ઉપકારી છું કે તેં મારા દીકરાને આજ સુધીમાં ઘણો સાચવેલો છે ને તેની ઉપર અનેક માયા અને મહેરબાનીઓ બતાવેલી છે. જો, કંઇ બી માફ

કરવા જેવું હતે તો હું તુને મોટી ખુશીથી માફ કરતે પણ તેવું કાંઇજ નથી. એ મારો દીકરો મને મુકીને ચાલી જશે એવી ધાસ્તી તો મને કુદરતીજ હંમેશની હતી. એ આટલી ટુંક ઉમરમાંજ મને છોડી ગયો એ માટે હું ખુદાની આભારી છું. ખુદાની હું એ મારી ઉપર એક મોટી દયા સમજુંછ, કે તે માહનામી સાહેબે તેને જાસ્તી રીબાવ્યો નથી અને તેમ કરી મને પણ વધતી દુઃખી અને આજોર્દે કરી નથી."

"ઓ ઇવ, ઇવ, તારી એ ભલાઇ મારૂં જીગર જાસ્તી તોડી નાંખેછ." ગાઇએ ડચામણે અવાજે કકલાટ કર્યો, અને ટ્રેવર ડેનજરફીલ્ડ તે મહા સંતાપનું ચીત્ર પોતાથી વધુ જોઇ ન શકાવાથી તે રૂમમાંથી ગુપચુપ બાહર નીકળી પડયો.

---

## પ્રકરણ ૧૫.

---

ટ્રેવર ડેનજરફીલ્ડ ડાવેજર લેડી કોપીંગટનને પછી રોલોની પાયદસ્તના દિવસ અગાઉ મલવા પામ્યો નહી. તેણે કોપીંગટન હાઉસમાં રોલોની લાશ ઉપર ભરાયલી જુરી વખતે હાજરી આપી હતી અને ગાઇને પણ તે તે વેળા મલ્યો હતો. તે જવાન ઘણો બીમાર થઇ ગએલો હતો, અને મન મગજનો ઘણો બેકરાર બનેલો દીસતો હતો. પોતાની જબાની આપ્યા પછી ટ્રેવર ત્યાં વધુ વાર થોભ્યો નહીં હતો.

લોર્ડ કોપીંગટન પાયદસ્તની એક દીવસ અગાઉ મલ્યો હતો; અને તેણે ડાવર હાઉસને લગતી થોડીક ખબરો તેને પુરી પાડી હતી. ડાવર હાઉસમાંથીજ પાયદસ્ત નીકલનાર હતી, કે જેમાં રોલોના શબને તેની માતાની ઇચ્છાથી ખાસ લઇ જવામાં આવ્યું હતું.

"યુ વીલ કમ, આઇ હોપ," લોર્ડ કોપીંગટને કહયું, "ડાવેજરની ઈચ્છાને માન આપીને બધુંજ ટુકું ને ખાનગી રાખેલું છે. તેણી પોતે પાય-

દસ્તે આવનાર છે. શબને દેવલના કમ્પાઉન્ડમાં દફનાવવાનું છે. અમારા ફેમીલી વોલ્ટમાં દાટવા માટે ડાવેજરને અણગમો છે. પાયદસ્તની ક્રીયા ખત્મ થયા પછી તેણીની ઇચ્છા છે કે તમારે, ગાઇએ અને મારે ડાવર હાઉસમાં તેણીની સાથ પાછા ફરવું અને બીજું કોઈ ત્યાં હોય તો તે લોકો ચાલી જાય ત્યાં સુધી ત્યાંજ થોભવું. તેણીની એ ખાહેશનું કારણ શું છે તે હું જાણતો નથી, પણ હાલના સંજોગોમાં તેણીની મરજી મુજબ વરતવાનું મેં પસંદ કરેલું છે,"

"એ ઘણું બરહક છે," ટ્રેવરે કહયું.

"ગાઈ પરમ દિવસે પોતાની રેજીમેન્ટમાં જોડાવા જશે. મેં એને રાજીનામું આપવા સમજાવેલો છે, કેમકે હવે એ મારો વારસ હોવાથી એ મારી વધુ નજદીક રહે એ જોવા હું આતુર છું, પરંતુ એ કાંઈ સમજેલો લાગતો નથી. જો તમારી સાથ એ વાત કરે તો જરૂર એને સમજાવજો."

"મને શક છે, સાહેબ, કે એ છોકરો એ વીશે મારી સાથ વાત કરે," ટ્રેવરે કહયું, "પણ મને તો એમ લાગેછ કે જો એ લશકરી નોકરી થોડાક સાલ વધુ બજાવશે તો તેથી એને લાભજ થશે. આય ગમખ્વાર બનાવ ભુલી જવા માટે એને અહીંથી દુર રહેવાની ખાસ જરૂર છે."

"તમે કહોછ તે બી એક રીતે ખરૂં છે," લોર્ડ કોપીંગટને કબુલ્યું. અને તે પછી તેઓ છુટા પડયા.

બીજે દિવસે નાના રોલોની પાયદસ્ત કાઢવામાં આવી. ફુલોથી મઢાયલા તેના કોફીન પછવાડે ડાવેજર લેડી કોપીંગટન ચાલી. તેણીની પછવાડે તેનો સાવકો દીકરો ગાઇ બેહદ ગમખ્વાર હૃદયે ચાલતો જણાયો. ટ્રેવર ડોકટર સાથે સૌથી છેલ્લો જોડાયો. તેઓ બન્ને ડાવેજર ઉપર બારીક નજર રાખી રહયા હતા, પણ તેણીની નજર તો તે નાના કોફીન ઉપરજ જાણે ચીટકી રહી હતી. તે ગંભીર ક્રીયા ખત્મ થતાં ડાવેજર, ગાઇ સાથ એક ગાડીમાં બેસીને ડાવર હાઉસ ભણી હંકારી ગાઇ અને ટ્રેવર બીજાઓ ભેગો ત્યાં પાછો ફર્યો.

ગાઈ તેને ત્યાં મળ્યો.

"ડેનજરફીલ્ડ, હું અહીંથી જાવુંછ, ઇવની પણ તેજ ઇચ્છા છે, પણ આજે રાતે હું તમારી સાથ ખાનગીમાં વાત કરવા માગુંછ, તમે મને ક્યાં મલશો ?"

"મારે ઘરે આવજો," ટ્રેવરે કહયું, "હું સાંજે છને સુમારે ત્યાં તમને મલશ."

બેસવા આવેલા બીજાઓને મલી ભેટીને વીખેરાઇ જતાં લગભગ એક કલાક થયો અને પછી ડાવેજરે તેઓને પોતાના રૂમમાં તેડાવી લીધા.

"બેસો પેલહેમ, બેસો કેપટન ડેનજરફીલ્ડ, તમે લોકો આવ્યા તે માટે હું તમારી ઉપકારી છું. મારે તમો બન્નેને કાંઈ કહેવું છે. ગાઇને મેં તે અત્યાર આગમચનું કહયું છે અને મારા ખાસ આગ્રહથીજ તે હમણાં ગેરહાજર છે."

ડાવેજરનો સાહદ ધીમો છતાં ખુલ્લો હતો અને જરાપણ ખંચાયા વગર તેણી બોલતી હતી.

"મારે તમો બંને આગળ એક ખુલાસો કરવાનો છે. કનફેશન કહું તો બી ચાલે. કેપટન ડેનજરફીલ્ડે ચોક્કસ ગફલતીને લીધે મારી ઉપર એક આક્ષેપ ચઢાવ્યો છે તે માટે મારે કાંઈ કહેવું છે. મારે શું કહેવું છે તે ધીરજથી સમજશો એવી મારી ઉમીદ છે. હું જાણું છું કે તે સાંભળ્યા પછી તમો મારૂં મોઢું જોવા રાજી થશો નહી. પણ પ્લીઝ, તેથી કાંઈ એમ ના ધારી લેતા કે હું તમારી દયા કે માયા માગું છું. હું સાચું જણાવી દેવાની ઇચ્છા રાખું છું, કારણ કે હું તેમ કરવા ફરજથી બંધાએલી છું."

તેણી થોભી. લોર્ડ કોપીંગટનનો ચહેરો તે સાંભળતાં અજાયબીથી દીગમુઢ બની ગયો હતો. તે ચુપ બેસી રહયો પણ ટ્રેવરે પોતાની જબાન ખોલી.

"લેડી કોપીંગટન," ટ્રેવરે ધ્રુજતા સાહદે જણાવ્યુ. "તમે એમ નીચાં પડો, વગર કારણે શરમીંદાં પડો તે સામે હું વાંધો ઉઠાવું છું. જો મારૂં

કહેવું વાજબી લાગતું હોય તો તમારૂં કનફેશન લોર્ડ કોપીંગટનની એકલાની આગલ કરો. તમને જડજ કરવાની મને કોઈ જરૂર નથી."

"પ્લીઝ, કેપટન ડેનજરફીલ્ડ," તેણી બોલી, "મારી ઈચ્છા છે કે તમે થોભો અને સાંભલો."

"વેરી વેલ," ટ્રેવરે ધીમે સાહદે કબુલ્યું, "સીનસ યુ વીશ ઇટ."

"થેંક યુ," અને પછી લોર્ડ કોપીંગટન તરફ જોઇને તેણીએ કહયું, "કોપીંગટનની ફેમીલી વોલ્ટમાં મારાં બચ્ચાંને મેં કાંય નથી દફનાવા દીધું તેનું કારણ હું તમને જણાવીશ. તેનું કારણ એ છે કે મારો રોલો પેલહેમ, તમારા બાવા ને મારાજ પેટનો દીકરો હતો, છતાં તે જે નામ ધરાવતો હતો તેની ઉપર તેને કાયદાપુર્વકનો હક નહીં હતો."

"શું ?" લોર્ડ કોપીંગટન ચમકીને બોલી ઉઠયો, "તમે શું બોલોછ તે કાંઇ સમજોછ કે ?"

"હા," તેણીએ અતી ગમખ્વારીથી કહયું, "હું સારી રીતે સમજું છું. આ સચ્ચાઈ જે હું આજે કબુલું છું તે એક અઠવાડીઆ અગાઉ કબુલવા કરતાં હું મરી જવાનું વધારે પસંદ કરતે. તમે લોકો કોઇ જાણતા નથી કે સીડનીમાં હું તમારા બાવાને પરણી તે અગાઉની પણ પરણેલી હતી. તમારા બાવા તે જાણતા હતા. મેં તેવણ આગળ સઘળી વાતો કરેલી હતી. હું પહેલે વીસ વરસની વયે પરણેલી હતી. મારા પપા એકાએક મરણ પામ્યા અને તેવણના ભાગીદારના વાલીપણા હેઠલ હું આવી. આ માણસ ઘણો ભલો હતો, અને મારૂં બીજું કોઇ ન હોવાથી હું તેને પરણી ગઈ. છ મહીનામાંજ મેં જાણ્યું કે તે તો એક માહા ચોર અને લુટારૂ હતો અને કાયદાની ચુંગાલમાંથી છટકવા માટે જીવ ઉપર ખેડીને નાસભાગમાં પડેલો હતો. મેં તેને છોડી દીધો અને હું સીડની આવી. મેં મારૂં નામ ફેરવી નાખ્યું અને હું પરણેલી હતી એ વાતને મેં ભુલાવી દીધી. મારી પાસે પૈસા જેવું ઝાઝું નહીં હતું એટલે મારા નિર્વાહ માટે હું ઇસ્ટર્ન

હેમીશપીયર હોટલમાં નોકરી રહી. અહીં મને ખબર મળી કે મારો વર મરણ પામ્યો હતો. પોલીસ તેની પુઠે સખત લાગેલી હોવાથી તેણે જીવ ઉપર આવીને એક મોટી નદીમાં નખાવી દઇને આત્મહત્યા કરી હતી. ૭ માસ તે પછી ગબડી ગયા. એ બધા દુઃખ અને કંગાલ્યતના હતા. કેમકે હોટલનો મેનેજર ઘણો દુષ્ટ આદમી હતો અને મને જીવવા ટકવાજ નહીં દેતો હતો. એ નોકરી છોડી દઇને મારે શું કરવું તેના હું વમાસનમાં હતી, તેટલાં એકાએક તે હોટલમાં લોર્ડ કોપીંગટન, પેલહેમ, તમારા બાવાજી આવ્યા. તેવણ મારી તરફ આકર્ષાયા અને મારા હાથની માંગણી કરી. તેવણ ઘણા ભલા હતા અને મને ખરેખરજ પોતાની પરણેતર બનાવવા માંગતા હતા એમ મેં જોયું. અમારી વચ્ચેની ઉમ્મરનો ખ્યાલ કર્યા વગર મેં એક નબલી ઘડીએ હા પાડી. મને કોઈના આશરા અને મદદની બહુ જરૂર હોવાથી હું તેવણ સાથ પરણી ગઈ; હું તેવણ સાથ પરણી ગઈ છતાં તેવણુંની પદવી અને ખાનદાની વગ માટે તો મને ધીકકારજ હતો. પરણવા અગાઉ મેં મારી આગલી જીંદગીની સઘળી ખરી વીગતો તેવણને જણાવી દીધી. અમે પરણી ગયા પછી લગભગ એક વરસે મારા રોલોના જન્મ ટાંકણેજ મને એક કાગળ મલ્યું કે જે મારા આગલા વરનું હતું !"

ડેનજરફીલ્ડ સખત ચમકયો. તેણે ડાવેજર ભણી અજાયબીથી અવાચક બનેલી આંખે જોયું, પણ તેણીએ તો પોતાની કહાણી આગલજ જારી રાખી. "મારાં બચ્ચાંને ખાતર મેં મારા આગલા વરની ચુપકીદી ખરીદી. મને કોઇ બેવિશ્વાસથી જોતું નહી હતું. દરેક જણ મને માન આપતું અને વખાણતું હતું, સીવાય પેલહેમ તમે. અને તમે પણ ખરૂં શું છે તે કદી જાણ્યું નથી. પેલહેમ તમે તો એમજ માનતા આવેલા છો કે હું એક ઉઠાવગીર ઓરત છું. અને તમારા બાવાજીને મેં સ્ત્રી ચરિત્રની ચાલાકી વાપરીને આંજીને ફસાવેલા છે. તમે મારી સાથે ઘણી વેળા ઘાતકી રીતે વરતેલા છો પણ મારાં બચ્ચાંને ખાતર મેં તે ચલાવી લીધેલું છે."

"મેં મારા આગલા બુરા ભરથારને વારસીક છસો પાઉન્ડ આપવાની કબુલાત આપી હતી. અને તે લેવા તે પોતે દર ત્રણ મહીને આવતો હતો. લોર્ડ કોપીંગટનના મરણ પછી પણ મેં તેને એ મુસારો આપવો ચાલુ રાખ્યો હતો. હું પોતે તે આપવા ડાવર હાઉસના ગેટની બીજી બાજુ જતી હતી. છેલ્લી વેળા તે ત્યાં આવ્યો નહીં હતો. કેપટન ડેનજરફીલ્ડ અનાયાસે તે વેલા ત્યાં હતા—એ મેં પાછળથી જાણ્યું. મને તે વેળા કોઈ બેગાનો હોવા વીશેનો શક પડયો ન હતો; બીજે દિવસે તેનું કાગળ મારી ઉપર આવ્યું અને પૈસા કયાં મોકલવા તે તેમાં લખાઈ આવ્યું. થોડા દિવસ પછી કેપટન ડેનજરફીલ્ડે પેલી એંકનોટો માટે મારી સલાહ માંગી. મેં તુરતજ જોયું કે તે મારી ઉપર શક રાખતોજ હતો. મેં તેવણને ઉડાવ્યા. તે વેળા તેમ કરવાનું કાંઈ મુશકેલ નહીં હતું.

હું જાણતી હતી કે મારો ભેદ હવે સલામત રહેવો મુશકેલ હતો, તેમ વળી મેં જોયું કે એ પૈસા કેપટન ડેનજરફીલ્ડ રાખવા પણ બીલકુલ ચાહતો નહીં હતો. તેથી મેં, પેલહેમ, તમારી પાસ આવવાની તેને સુચના કરી. હવે છતા થવામાંજ મેં સલામતી ધારી. બીજી જંજાલ હવે મને પૈસા મેલવવાની હતી અને તે માટે મે ગાર્ડ પાસ મદદ માંગી. તેણે મને તે લાવી આપ્યા અને મેં તે લંડન મોકલી આપ્યા. મારા બચ્ચાંનાં મરણને દિવસેજ મને લંડનથી એક કાગળ મલ્યું કે મી૦ હેરોલ્ડ કલે, કે જેવણ ઉપર હું ચાલુ પૈસા મોકલતી હતી, તેવણ હાર્ટડીસીઝની બીમારીથી મરણ પામ્યા હતા, અને તેવણની છેલ્લી ઇચ્છા મુજબ મને તે સમાચાર મોકલવામાં આવ્યા હતા.

"એક રીતે હવે હું છુટી થઇ હતી. મારો ભેદ હવે સલામત હતો. તે કાગલ વાંચીને હું બહુ ખુશી થઈ ગઈ, પણ તે મારી ખુશાલી ઝાઝો વાર નીભી નહી. થોડાજ વારમાં મને બીજા સમાચાર મલ્યા અને તે મારા વહાલા રોલોના અકસમાતીક મરણના હતા." તેણી એકાએક બોલતાં અટકી ગઈ અને

ઉંડી ગમખ્વારીનું એક ડચકું તેણીએ ખાધું.

"મેં કહેવા જોગું બધું કહી દીધેલું છે. મારી ભુલ, મારૂં પાપ, મારી શરમીંદગી તમે જે કહો તે મેં તમારી આગળ કબુલી છે. ખોદાની મેહેરબાનીથી હું બેનસીબ રહેલી છું અને કદાચ એજ તેની મહેરબાનીની ગેરહાજરી મારી તોજેશના બદલારૂપ હશે."

તેણી બોલતાં અટકી ગઈ. લોર્ડ કોપીંગટન પોતાની બેઠકમાંથી ઉઠી ઉભો થયો. તેનો ચહેરો અત્યંત ક્રોધી બન્યો.

"હા, હું સમજુંછ," તેના મુખડા ઉપર એક આછી નજર કરીને ડાવેજર બોલી. "કે મારે એકદમ અત્રેથી ચાલી જવું જોઇશે, પણ મને તેનો મુઝાકો નથી, મારાં બચ્ચાં વિના હું અહીં રહી શકવાની બી નથી. પેલહેમ, તમે જીંદગીભરના શુધ્ધા, સદાચારી અને પ્રમાણીક હોવાથી મારો આ એકરાર સાંભળીને તમને મને કાંઈ ઘણું કડવું કહી સંભાળવાનું મન થતુ હશે, પણ—"

લોર્ડ કોપીંગટન ત્યાં હવે વધુ વાર થોભવા માંગતો નહીં હતો. એક ઝેરી નાગનથી ડરીને કોઇ ભાગી જાય તેમ ભડકીને તે તે રૂમમાંથી બહાર ચાલ્યો ગયો.

"કેપટન ડેનજરફીલ્ડ" તેણે તે રૂમના બારણા ઉપર જઇ પુગતાં કહયું.

ડેનજરફીલ્ડે તેને તુરત ધીમો પણ મક્કમ જવાબ આપ્યો, "હું આવું છું, સાહેબ."

અને લોર્ડ કોપીંગટન ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી ડાવેજર થાક અને હાંફથી આજેઝ આવેલી પેલહેમના મોટા તીરસ્કારથી અત્યંત શરમીંદી બનેલી, પોતાનો હોંસ ખોઈ દઇને ટ્રેવરના પગો આગળ બેશુધ્ધ ઢુટી પડી.

———

# પ્રકરણ ૧૬.

"મમા, ડાવેજર લેડી કોપીંગટન બહુ બીમાર છે, વીલ યુ ટુ ગો હર? નોકરો સીવાય તેણીને મદદ કરનારૂં કોઈ નથી."

"મારા દીકરા, હું જરૂર જવશ." મીસીસ ડેનજરફીલ્ડે પોતાના બેટાના નખાઇ ગયેલા ચહેરા ઉપર માયાથી નજર નાંખી તુરત કહ્યું.

"મને ભય છે કે તેણી ઘણી બીમાર છે" ટ્રેવરે કહ્યું, "તમે તેણીને સમજાવીને જો બને તો અહીં લાવો તેણીને કહેજો કે હું અહીં નથી રહેવાનો, કેઠે ચાલી જવશ. તમે અને પપા તેણી ઉપર મહેરબાની રાખશોની?"

"મારા વ્હાલા દીકરા, કોઇને ખાતર નહીં તો તારે ખાતર હું તેણીને ચાહયા વગર રહી શકવાની નથી."

"મમા, તમે તેણીને તેણીનેજ ખાતર ચાહવ," તે જરા ગુંચવાઇને બોલ્યો; "તે બીચારીએ બહુ ખમ્યું છે." તે એટલું બોલતાં પોતાની માવીતર આગળથી ફરી ગયો અને મીસીસ ડેનજરફીલ્ડ મામલો શું હતો તે ચેતી જઇને ડાહપણ વાપરીને ત્યાંથી ચાલતાં થયાં.

ગાઈ પોતાની કબુલાત મુજબ ટ્રેવરને મલવા તેને ઘરે તે સાંજે આવ્યો. તેનો ચહેરો ઉતરી ગયેલો હતો.

"લુક હીઅર, ડેનજરફીલ્ડ," તે બોલ્યો, "આપણે બેઉએ ચોક્કસ એક ભુલ કરેલી છે, તેથી આપણે ટંટો કરીશું નહી. હવે તમે જ્યારે સાચી વાત જાણીછ ત્યારે મને પાછો દોસ્ત તરીકે સ્વીકારી શેકહેન્ડ નહીં કરો?" ગાઇએ એમ કહેતાં ટ્રેવરના ચહેરામાં પાધરૂં જોયું. "તમે જાણો છો કે હું ઇવને ચાહું છ—હંમેશા ચાહતો આવ્યો છું. હું એ વાત ના પાડતો નથી. તેણી ચાહવાજોગજ એક પુટલી છે. હવે તેણી છુટી છે. ડેનજરફીલ્ડ, જા અને જીત, મને ખાત્રી છે કે હવે તેણી તને ના પાડવાની નથી."

તે બોલતાં જરા અચકયો અને થોડો વાર ત્યાં ચુપકીદી ફેલાઈ. ટ્રેવરને ચુપ જોઈ તે જરા ગુસ્સે થએલો દીસ્યો.

"શું ભુતકાલનું વીસરી જવા જેટલા તમે ઉદાર થઈ શકતા નથી?" તે છોકરાએ અચરતીથી જાણવા ચાહયું.

"હું બધું વીસરી ગયો છું." ટ્રેવરે શાંતીથી કહયું. "પણ હું ખાત્રી-પુર્વક જાણવા માગુંછ કે તેણી છુટી છે? શું ખરેખરજ તે માણસ મરી ગયો છે?"

"હા, તે માટે નીશ્ચીંત રહો." ગાઇએ કહયું "નોટસો પાછી આવી છે અને તેની સાથે તેનું ઝુજરી રાયરચીલું બી. જે હવે પીછાણ્યું છે. ઈંગ્લાંડમાં તેના કોઈ મિત્રો નહીં હતાં, સીવાય કે તે લંડનમાં રહેતો હતો તે ઘરનો એક પાડોશી ભાડુત. આ માણસ કોઈ ઘણો પ્રમાણીક નીકલ્યો છે. અને હવે તેને તે માટે ઇનામ પણ આપ્યું છે. હવની પોતાની ખાત્રી પણ થઈ ગઈ છે કે તે મરણ પામ્યો છે. વરસો થયાં તેણે કલેનું નામ ધારણ કર્યું હતું, કે જે નામેજ તેને દફનાવવામાં આવ્યો છે."

"આઈ સી," ટ્રેવર બોલ્યો, "ત્યારે એ તદન ખરૂં છે. ત્યારે હવે વધુ કાંઇ કરવાની જરૂર નથી?"

"તે તમારા હાથમાં છે," ગાઇએ ધીમેથી કહયું, "હું તો મારી ફરજ ઉપર પાછો જાઉં છું, પેલહેમ સાથે મેં પંચાતી કરી છે. તે મને લશકરી નોકરી છોડી દેવા કહે છે. પણ મારો તેવો મનસુબો નથી. હું અહીં એની સાથે રહેવા ઝાઝો માંગતો નથી. ચાલો હું જાઉં છું. ગુડબાય. થેંકસ ફોર સીઇંગ મી," ગાઇએ ટ્રેવરની આંખોમાં કાંઇક બોજરખ્વાહીથી જોઇને વધુમાં ઉમેર્યું "બી કાઇન્ડ ટુ હર, તમે ભલા છો અને ભલાજ થશો. જાણજો કે તમારી દરેક ભલાઇને તે લાયક છે."

તેણે શેકહેન્ડ માટે લાંબો કરેલો હાથ ટ્રેવરે પોતાના હાથમાં પકડી રાખ્યો.

"ગાઈ, હું તારી માફી માગું છું." ટ્રેવરે ગદગદીત કંઠે કહયું, "તેમ કરવાની મારી ફરજ છે. મારી ભુલ માટે હું ઘણો દલગીર છું."

"પ્લીઝ, ડોન્ટ," ગાઇએ જરા ધ્રુજતા સાહદે જણાવ્યું. "એવી ભુલ તો મેં સેંહકડો મરતબા કરી છે. તમે લંડન આવો ત્યારે મને મલવા આવજો. તમારા વચ્ચે સમાધાની થઈ જાય કે મને લખજો. એક વાતની તો ખાત્રી રાખજો, ડેનજરફીલ્ડ, કે તેણી તમને ચાહેછ. એટલુંજ કહેવા હું આજે અહીં આવ્યો છું. એ મેં જાણ્યું છે. નેવર માઇન્ડ હાઉ. મારો ઉપ-

કાર માનવાની કે મારી માંગવાની કોઈ જરૂર નથી. ગુડબાય." અને એટલું બોલી ગાઈ કાંઈ વધુ બોલ્યા વગર ત્યાંથી ચાલી ગયો.

* * * *

"મારા દીકરા, તું લંડન જવાનો વિચાર માંડી વાલ અને પહેલા એનેજ મલ," મીસીસ ડેનજરફીલ્ડે માયાથી સમજાવ્યું, "હું બધું જાણું છું અને તું તેણીને અહીંથી મલ્યા વગર ચાલી જશે તો ભુલ કરશે, મારી સલાહ માન, દીકરા, તેણીને પહેલો મલ."

"પણ હું એમ પુછું, મમા, કે તેણીએ મને મલવા માંગ્યું છ કે?"

"હું તેણીની વતી તારી પાસ માંગી લઉં છું," ટ્રેવરની માતાએ આગ્રહપુર્વક કહયું.

તે એક પલ વિચારમાં પડયો.

"વેરી વેલ, મમા, જો તેણી મલવા માંગતી હોય તો હું તેણીને મલું. અને ગુડબાય ઇચ્છું.

"તેણી મારા સીટીંગ રૂમમાં છે." તે માતાએ તેને જવાની સુચના આપી.

તે ગયો, બારણા ઉપર બહારથી ટકોરા માર્યા અને 'અંદર આવો' ના જવાબમાં તે અંદર દાખલ થયો.

તેને જોતાં સાથ ચહેરો ગોલાબી થતાં તે મધુરી મીઠું હાસ્ય હસ્તી ઉભી થઇ.

"કેપટન ડેનજરફીલ્ડ, તમારી કેટલી મેહરબાની છે કે તમે મને ગુડબાય કરવા આવવાની ખાસ તકલીફ લીધી."

ટ્રેવરને પોતાના તમામ શરીરમાંનું લોહી તેના મગજ ઉપર ધસી જતું લાગ્યું. તેનો ઠરાવ, તેનું અડતાપણું, તમામ ગાયબ થઇ ગયું અને તે તેના ગુંઠણ આગલ બેસી ગયો.

"મારી ડારલીંગ, જો, તું ઇચ્છતી હશે તોજ તે ગુડબાય થશે."

તે મધુરી જરા ખંચાઇ.

"એ પણ તમે ભુલી જાવોછ!"

"હા, હું ભુલી જાવું છ," તેણે જુસ્સાથી જવાબ કર્યો અને તેણીના હાથો પોતાના હાથોમાં લઈ જોશભર ચુમ્યા.

"હું ભુલી જાવું છ ને ભુલીજ જવા માગું છ. બસ જે ઓરતને હું મારાં જાનોજીગરથી ચાહું છું તે ફકત મારી છે, તે સીવાય હું કાંઇજ યાદ રાખવા માંગતો નથી."

"શું હજુ બી તમારા એજ વિચાર છે?"

"હા, તે ફર્યા નથી અને કદી ફરવાના નથી."

"મારી ભુલ–મારાં પાપ છતાં તમે મને પરણવા ચાહો છો?"

તેણે તેણીને હૈયાં સરસી ચાંપી.

"હું પોતે પણ ગુનેહગાર છું," તેણે ગંભીરાઇથી કહયું.

"ઓ, પણ આવી રીતના નહી," તેણીએ ધીમેથી કહ્યું, "આબરૂનો સવાલ તમારે મન દુન્યાનો સર્વ શ્રેષ્ટ અને સર્વથી કીંમતી સવાલ છે. તે તમારી નજરોમાં અતી પવિત્ર છે," અને પછી તે ઝનુનમાં આવીને દુઃખની એક કલ સાથ પોકારી ઉઠી, "ઓ, રોસો, મારાં વ્હાલાં બચ્ચાં, એ બધું મેં તારે ખાતર ખમ્યું છે."

"ઇવ, ચુપ થઈ જા," ટ્રેવરે તેના પાસામાં બેસી જઇને તેને પોતાના અંતરમાં દાબી દેતાં ઘણાજ ધીરજભર્યા સાહદે કહયું, "ચુપ થઈ જા અને એ બધું વીસરી જા, હવે તું મારી છે. તું સમજેછ, મારી? તારાથી હવે મારાથી છટકાવાનું નથી. મેં તુને કહયું હતુંની કે હું પાછો આવશ અને હવે તો તું વ્હાલીને મીઠી મોહરદાર બનાવીનેજ હું પાછો ફરશ. જો, મારી ડારલીંગ, મારી તરફ જો, મારા ચ્હેરામાં જો. અને હસ. તારો અંધાપો દુર થયો છે. ત્યાં પાછો સુખનો પ્રકાશ પ્રકાશે છે. તારી રંજનો બદલો તુને મલ્યો છે."

તે દીલરૂબા જવાબમાં કાંઈ બોલી નહી. તે પોતાના વ્હાલા ટ્રેવરને વલગીને ખામોશજ બેસી રહી. અને ત્યારે પોતાનો જવાબ મલી ગએલો સમજીને ટ્રેવર ડેનજરફીલ્ડનું હૃદય અતી હરખને મારે ખુશીથી નાચકુદ કરવા લાગ્યું.

વાંચનારા, મેહરબાનો, હવે વધુની શું જરૂર છે. પાછાં કોઇ વેલા બ્હેન મહેરબાઇ દાવરની મેહરબાનીથી આપણે મલ્યે તેટલાં ખુદા હાફેઝ.

**સમાપ્ત.**